Regd No B 1379

વડોદરા રાજ્યની લાયબ્રેરીઓ માટે મંજૂર થએલું

વૈદક સિદ્ધાન્તોને તુલનાત્મક દૃષ્ટિથી તથા
અનુભવની દૃષ્ટિથી, ચર્ચનારૂં વૈદક માસિક

# આયુર્વેદ વિજ્ઞાન

પુસ્ત- ૨૬ तदेव युक्तं भैषज्यं यदारोग्याय कल्पते। જાનુઆરી
અં- ૧ स चैव भिषजां श्रेष्ठो रोगेभ्यो यः प्रमोचयेत्॥ ૧૯૪૯

તંત્રી અને પ્રકાશક-
દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી
ઝંડુ ફાર્માસ્યુટીકલ વર્કસ લી૦ તરફથી
૬ સયાની રોડ મુંબાઈ-૧૪





લવાજમ રૂ ૨-૦-૦ લાયબ્રેરીઓ માટે ૧-૮-૦

# અનુક્રમણિકા

| | વિષય | | પૃષ્ઠ |
|---|---|---|---|
| ૧ | ૨૮મુ મુબઈ નિખિલ ભારતવર્ષીય વૈદ્યસમ્મેલન | | ૧ |
| | મુબઈ સરકારના મુખ્ય પ્રધાન શ્રી ખેર સાહેબનું ભાષણ | | ૬ |
| | મુબઈ સરકારના ગૃહસચિવ શ્રી મુનશીનુ ભાષણ | | ૮ |
| ૪ | યાદવજી ત્રિકમજી આચાર્યનુ સ્વાગત ભાષણ | | ૯ |
| ૫ | વૈદ્યસમ્મેલનના સભાપતિ શ્રી પં. શિવશર્મા આયુર્વેદાચાર્યનુ ભાષણ | | ૧ |
| ૬ | પ્રાણાચાર્ય ગણનાથસેન શર્મા સરસ્વતીનુ ભાષણ | | ૧૮ |
| ૭ | નિખિલ ભારતવર્ષીય ૨૮મા વૈદ્યસમ્મેલન પ્રસગે ભરવામા આવેલુ પ્રદર્શન | | ૨૭ |
| ૮ | ચર્ચાપત્ર | મહોપાધ્યાય કાશીવિશ્વનાથ પ્રભુ વ્યાસ | ૩૧ |

## — વિનતિ —

આ માસિકની આ અનુક્રમણિકા જોઈને વાચકને ખાત્રી થશે કે આ માસિ આપણા વૈદકશાસ્ત્રના જ્ઞાનપ્રચાર માટે કેવુ ામ કરી રહ્યુ છે આ માસિકનુ આ ૨ મુ વર્ષ ચાલે છે શરૂઆતથી જ આ માસિકમા આના ને આવા જ લખો આવે છે વડોદરા રાજ્યે રાજ્યની લાયબ્રેરીઓ માટે આ માસિ મજુર કર્યું છે અમને આશા છે કે દેશની વિદ્યાના પ્રચારમા જ દેશનો ઉત્કર્ષ સમાએલો છે એમ સમજી દરેક વાચક આ માસિ ના આરોગ્યવિદ્યારસ્વાની કે ખાનગી પોતાના ગામના લાયબ્રેરીઓ દ્વારા આપ આ માસિકનુ વાચન ફેલાય તેવી કોશિશ કરશે

દુર્ગાશંકર કે શાસ્ત્રી
તંત્રી

મુદ્રણસ્થાન આદિત્ય મુદ્રણાલય રાયખડ રોડ—અમદાવાદ
મુદ્રક મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી બી એ

# આયુર્વેદ વિજ્ઞાન

नमो ब्रह्मप्रजापत्यश्विबलभिद्धन्वन्तरिसुश्रुत-
भरद्वाजपुनर्वस्वग्निवेशचरकप्रभृतिभ्य

પુસ્તક ૨૨ મુ ] જાન્યુઆરી ૧૯૩૯ [ અંક ૧



## ૨૮ મુ મુંબઈ નિખિલ ભારતવર્ષીય વૈદ્યસંમેલન

ડીસેમ્બરની ૨૮ થી ૩૧ તારીખોમા મુંબઈનુ ૨૮ મુ વૈદ્યસંમેલન આગળથી જાહેર થયા પ્રમાણે નિર્વિઘ્ને અને સંપૂર્ણ ગૌરવથી ભરાઈ ગયુ એ સાથે તા ૨૭મીએ ગુ ક કા નું માતૃભુ પ્રાંતિક સંમેલન પણ હતુ

આ રીતે નિ ભા સંમેલન સાથે પ્રાન્તિક સંમેલનને પણ ઉકેલી દેવામા કાર્યકર્તાઓના શ્રમનો બચાવ ખર્ચનો બચાવ વગેરે કેટલોક લાભ છે ખરો પણ બીજી રીતે પ્રાંતિક સંમેલન મોટા સંમેલનમા દબાઈ જાય છે કાર્યકર્તાઓ કેટલાક તો એના એ હોવાથી તેઓની શક્તિઓનો પ્રાંતિકને લાભ મળતો નથી ટુકામા પ્રાન્તિક સંમેલનની શોભા ઉકતી નથી તેમજ તેના કામમા ઘણી ખામી રહેવાનો તથા ઘણી ગડબડ થવાનો સંભવ ઉત્પન્ન થાય છે

પણ પ્રાન્તીય સંમેલન સંબંધી આ નોંધમા વિશેષ કાંઈ લખવાનો મારો વિચાર નથી એની જુદી જ નોંધ જેણે એમા પૂરો ભાગ લીધો હતો તેણે લખેલી જુદી છાપવા વિચાર છે હું તો તા ૨૭ મીએ પ્રાંતિકસંમેલનના પ્રમુખનુ ભાષણ પૂરૂ થતા આયુર્વેદ માર્તંડ જાદવજી ત્રિ આચાર્ય સાથે સંમેલનની ઓફીસમા પાઠ્યપ્રણાલી અને પાઠ્યપુસ્તક સંબંધી અવિધિપૂર્વક વિચાર કરવા બેઠક મળેલી તેમા ગયો હતો

નિ ભા વૈદ્યસંમેલન સંબંધમા પણ સભાપતિનુ સ્વાગત કે છેલ્લે દિવસે થયેલો હારતોરા વગેરે ઉપચાર વિધિ વગેરે વિગતો પણ નોંધવાની ઈચ્છા નથી એ વસ્તુઓ ગૌણ છે એટલુજ નહિ પણ મારી નબળી તબિયતને કારણે એવે બધે પ્રસંગે હું હાજર રહી શકયો નથી. ટુંકામા મુંબઈના સંમેલન વિષે મારા ચિત્ત ઉપર પડેલી સામાન્ય છાપ જ અહીં નોંધવાની ઈચ્છા છે

મુંબઈનુ સંમેલન અનેક રીતે જોતા પૂરી સફળતાથી અને યશસ્વી રીતે પાર ઉતર્યું એમ કહેવુ જોઈએ નાગપુરમા આ મા મુ જાદવજીભાઈએ શ્રી પુરાણિકની તથા શ્રી જુગતરામ વૈદ્યની સલાહ લઈને જ્યારે ૨૮ મા સંમેલનને મુંબઈ આવવા નિમંત્રણ આપ્યુ ત્યારે એ ત્રણ અને આ લેખ ને સાથે ગણતા ચારમાંથી કોઈની કલ્પનામા નહિ હોય એટલા વિઘ્નો મુંબઈના સંમેલનને એની તૈયારીની શરૂઆતથી જ નડ્યા છતા સંમેલનની બેઠક નિર્વિઘ્ને ભરાઈ

મુંબઇ સરકાર તરફથી વૈદ્ય હકીમોના રજીસ્ટ્રેશનના બીલનો કાચો ખરડો તો નાગપુરના સમેલન પ્હેલાજ પ્રસિદ્ધ થઇ ગયેલો અને એ બીલ તરફ વિરોધ પણ શરૂ થઈ ગયેલો એ જૂના ઈતિહાસનો ઉલ્લેખ કરવાનું કારણ એટલું જ છે કે એ બીલ વિષયક જે ત્રણ પક્ષો પડેના તેમા સર્વથા વિરોધવાદી જે વૈદ્ય અપ્પાશાસ્ત્રી સાઠે અને તેનો અનુયાયી વર્ગ તેના તરફથી મુંબઇમાં સમેલનની તૈયારી માટે જે પ્હેલી જ સભા મળી તે મેકથી જ વિઘ્ન નાખવાનો આરંભ થયો આ વિરોધી પક્ષ તરફથી એમના આયુર્વેદ માસિક માં તથા અમુક મરાઠી પત્રોમા એવુ પ્રચાર કામ થતુ હતુ કે મુંબઇમા સમેલન નહિ ભરી શકાય અથવા સમેલનની બેઠકમા ભારે વિઘ્નો ઉભા થશે એવી બીક મને તો લાગતી પણ મુંબઈના વૈદ્યોના અગ્રણી મુ. ર. વ. યાદવજી ત્રિ. આચાર્યની હિમ્મત ભારે અને ગુજરાતી હિંદી ભાષાભાષી અને દક્ષિણી ત્રણેય વૈદ્ય વર્ગના મોટા ભાગનો એમને પૂરો ટેકો એટલે સમેલનની સ્વાગત સમિતિના કાર્યકર્તાઓએ એવી કુનેહથી કામ લીધુ કે વૈદ્ય અપ્પાશાસ્ત્રી સાઠે સાથે થોડા માણસોએ મંડપની બ્હારના માધવ બાગના ચોગાનમા કાળા વાવટાઓ સાથે ઉભા રહીને તેમજ વિરોધ શબ્દક બુમો પાડીને સમેલનના અગ્રણીઓને તથા મુંબઇ સરકારના શ્રી ખેર શ્રી મુનશી શ્રી ગીલ્ડર વગેરે મંત્રીઓને વિરોધપક્ષનું જે અસ્તિત્વ દર્શાવ્યુ તેને બાદ કરતા સમેલનમા બધુ કાર્ય અત્યંત શાંતિથી એકાગ્રતાથી અને સમાધાનથી થયુ વિરોધીપક્ષ જાણે સમેલનમાથી નીકળી જ ગયો મુંબઇના સારા વૈદ્યોમાથી વૃદ્ધ દક્ષિણી વૈદ્ય એનાપુરે અને આ વિરોધી ચળવળના નેતા અથવા એના કર્તા હર્તા પ્રાણરૂપ વૈદ્ય અપ્પાશાસ્ત્રી સાઠે સિવાય મુંબઇના ગુજરાતી દક્ષિણી અને હિંદી વૈદ્યોએ સમેલનમા પૂરો ભાગ લીધો મરાઠી પત્રોમા વિરોધી પક્ષ તરફથી પ્રસિદ્ધ થયેલા એકપક્ષી લખાણોથી દોરવાઈ દક્ષિણી વૈદ્યોનો સમસ્ત વર્ગ વિરૂદ્ધ હતો એમ કોઇ ન માને મુંબઈ બ્હાર પૂના અને બીજા ભાગના પણ દક્ષિણી વૈદ્યોએ સમેલનમા ઉત્સાહથી ભાગ લીધો છે મતલબ કે ઉપર ટુકામા સૂચવેલા વિઘ્નને દૂર રાખી સમેલનનું કાર્ય નિર્વિઘ્ને પાર ઉતારવામા કાર્યકર્તાઓ કૃતેહમંદ થયા છે આ ફત્તેહ માટે અભિનંદન અને આ વિઘ્ન દૂર રાખવામા ભાઇ વામન દીનાનાથ આદિ જે કાર્યકર્તાઓને રાતદિવસ ભારે શ્રમ વેઠવો પડ્યો તેમને ધન્યવાદ

મુંબઈનું વૈદ્ય સમેલન નિર્વિઘ્ને પાર પડ્યુ એ એની ઉપર કહ્યુ તે કારણથી એક તો મોટી ફત્તેહ

**વૈદ્યોની મોટી સંખ્યા**—મુંબઇના સમેલનના ગૌરવની બીજી વાત સમેલનમા વૈદ્યોની મોટી હાજરી કેટલાક વર્ષોથી વૈદ્ય સમેલનમા વૈદ્યોની આટલી મોટી હાજરી જોઇ નથી મુંબઈમા જ ભરાયેલા આગલા નિખિલ ભારતીય વૈદ્યસમેલન કરતા આ હાજરી વધારે લાગતી હતી લગભગ ૬૫ જેટલા પ્રતિનિધિઓ અને માત્ર એમની આસપાસ સ્વાગત સમિતીના સભ્યો એ ભારે હાજરી એતા મુંબઇના વૈદ્યસમેલનમા વૈદ્યોએ ઘણો રસ લીધો એમ જ કહેવુ પડે વળી આ સંખ્યામા અમુક એક જ પ્રાંતનો નહિ પણ વિવિધ પ્રાંતોના વૈદ્યોનો સમૂહ હતો એ વિશેષ ખુશી થવા જેવુ છે મુંબઈ નગરના તથા ગુજરાત કાઠિયાવાડ વૈદ્ય સમેલન પણ સાથે હોવાથી ગુજરાતના વૈદ્યોની સંખ્યા મોટી હોય તે સ્વાભાવિક છે પણ મહારાષ્ટ્રના મધ્યપ્રાંતના યુક્તપ્રાંતના મદ્રાસના પંજાબના બંગાળાના પશ્ચિમના સિંધના અને રાજપૂતાનાના પ્રતિનિધિઓના સમેલન મંડપમા દર્શનથી સમેલનનું નિખિલભારતીયત્વ

તેપી ઉત્તુ હતુ અને ગુજરાતી મરાઠી હિંદી સસ્કૃત અગ્રેજી બગાળી અને ઘણુ કરી તેની પણ ભાષણોમા બાબતોને એ છાપ મચોટ બનતી હતી જો કે મુબઈમા ભરાયેલા આ સમેલનની મુખ્ય ભાષા તો હિંદી જ તી

*ગુણ ગૌરવ*—પણ ઉપર લાવેલ મખ્યાના તથા નિખિલભારતીયતાનિર્દેશક વિવિધતાના તત્ત્વ કરતા પણ મુબઈના વૈદ્ય સમેલનને જે વસ્તુએ સાચુ ગૌરવ આપ્યુ તે વસ્તુ હતી સમેલનમા આ દેશના એ વૈદ્યોની મોટા પ્રમાણમા હાજરી કેટલાક વર્ષોથી જ વૈદ્યોની આટલા મોટા જમાવમા સમેલનમા હાજરી જોવામા નથી આવી ગત સમેલનોના અનેક સભાપતિઓની હાજરીથી સમેલન શોભી ઉઠ્યુ હતુ તેમા પણ જેની વિદ્વત્તા બુદ્ધિ અને આયુષ્ય પારગતના ભારતભરમા યોગ્ય રીતે પૂજ્ય છે અને જેનો સમેલનપ્રેમ તેમજ સમેલનના ગૌરવની વૃદ્ધિ જોવાની જેઓની ઇચ્છા વારવાર આ સમેલનની બેઠકમા પણ દેખાઈ આવતા હતા તે મહામહોપાધ્યાય વિરાજ ગણનાથસેન અને પડિત નદીગીરામસ્વામી એ બે વૃદ્ધ વૈદ્યોની હાજરીએ અપૂર્વ ગૌરવ મુબઈના વૈદ્ય સમેલનને આપ્યુ છે

*ગૌરવની ત્રીજી વાત*—કેટલા વખતથી હમણા હમણા આવા મેળાવડાઓમા ઉદ્ઘાટન કોઈ પ્રતિષ્ઠિત વ્યક્તિદ્વારા કરાવવાનો રિવાજ ચાલે છે અને તે પ્રમાણે મુબઈના વૈદ્યસમેલનમા સમેલનનુ ઉદ્ઘાટન મુબઈ સરકારના મુખ્ય પ્રધાન નામદાર ખેર સાહેબને હાથે અને અધ્યાપક સમેલનનુ ઉદ્ઘાટન શિક્ષણપ્રધાન નામદાર મુનશીને હાથે પ્હેલેથી જાહેર થયા પ્રમાણે થયુ

મુબઈ સરકારના આ મત્રીઓ મોટા બુદ્ધિશાળી વિદ્વાનો છે પણ આયુર્વેદ એમનો વિષય નથી છતા હમણા જ મુબઈ સરકારે વૈદ્ય નિદાનપૂનો માટે પસાર કરેલો હોવાથી એ બાબતમા તેઓ કાઈ અધિકૃત કથન કરશે એવી અપેક્ષા હતી જ અને બેય રાજપુરુષો એ જે કાઈ કહ્યુ તેથી સુજ્ઞ વૈદ્યોને મોટો સતોષ થયો એ બેયના વ્યાખ્યાનોનો સાર ભાઈ વાસુદેવે લખી લીધેલો તથા છાપામા પણ આવેલો તે ઉપરથી આજ અકમા જુદો છાપ્યો છે પણ બેય પ્રધાનોના કથનમા જે બે મુદ્દા ખાસ ધ્યાન ખેચે એવા હતા તેની નોધ અહીંજ લેવી યોગ્ય છે કોગ્રેસ સરકારનો હેતુ આ પવિત્ર દેશી વૈદ્યોનુ ગૌરવ વધારવાનો છે દેશી વૈદ્યોનુ સ્થાન અત્યાર સુધી ડાક્તરોથી નીચુ હતુ તે ડાક્તરોની સમાન કરવાનો છે અને સરકાર આવો લાભ આપે તે સાથે જનતાના તરફની પોતાની જોખમ દારીનો વિચાર કરી કાઈ અકુશ ધધા ઉપર મુકે એ સ્વાભાવિક છે

આ રીતે સરકારનો હેતુ શુદ્ધ હોવાની વાત બેય મત્રીઓએ કરી અને એ બાબતમાં કોગ્રેસનુ માનસ જાણનાર કોઈને શકા હોવાનો સભવ નથી પણ પ્હેલેજ દિવસે શ્રી ખેરનો ઉપકાર માનતા મ મ કવિરાજ ગણનાથસેને પોતે શારીર શાસ્ત્ર પ્રસૂતિતત્ર વગેરે વિદ્યાઓની આયુર્વેદ પાઠ્યક્રમમા આવશ્યકતા માનતા હોવા છતા જે કહ્યુ તે બરાબર વિરોધના મૂળને સ્પર્શે છે તેમણે કહ્યુ કે પોતાના બાળકને દવા પાતા માતાનો હેતુ શુદ્ધ હોવા છતા જેમ અજ્ઞાનથી કદાચ ભૂલ કરે અને નુકસાન કરનાર વસ્તુ બચ્ચાને પાઈ દીએ તેવુ આ બાબતમા સરકારનો હેતુ શુદ્ધ હોવા છતા બનવાનો સભવ છે

આ રીતે ગમે તેવો શુદ્ધ હેતુ હોવા છતા ગમે તેવા ડાહ્યા માણસને હાથે પણ ભૂલ થવાનો સભવ છે એ કબુલ પણ એનો ઉપાય વિરોધની નિરર્થ બૂમો પાડવામા નથી પણ જેટલું સારૂ હોય તેટલાનો ઉપયોગ કરી હાનિકારક તત્ત્વોને સમજાવટની પદ્ધતિથી અધિકારી ઓના ધ્યાન ઉપર લાવી તથા બીજી રીતે હાનિ ઓછી થાય એવો રસ્તો કાઢવામા છે પણ એ વિષે એ કાયદાના ડ્રાફ્ટ ઉપરની નોંધમા જ વધારે વિવેચન યોગ્ય છે

મુબઈ સરકારના આ મત્રીઓએ બીજી પત્રની વાત જે કહી તે મુબઈ સરકાર તરફથી દેશી વૈદકની કૉલેજો કાઢવાને લગતી હતી ઘણુ કરી ગુજરાત મહારાષ્ટ્ર અને કર્ણાટક એ ત્રણેય પ્રાન્તોમા એક એક અને એક મુબઈ શહેરમા એ રીતે ચાર કૉલેજો નીકળવાનો અને તે પણ ચાલુ વર્ષના અન્ત પહેલા નીકળવાનો સભવ છે સ્વ મહાન આયુર્વેદભક્ત પં હરિપ્રપન્નજીના આયુર્વેદ વિદ્યાલય માટેના ટ્રસ્ટથી તથા એમની જ પ્રેરણાથી મુબઈના એક શ્રીમતગૃહસ્થે આયુર્વેદના શિક્ષણ માટે આપવા ધારેલા પૈસાના પાયા ઉપર મુબઈની કૉલેજ ઉભી થશે એમ લાગે છે

આ ઉપરાત શ્રી મુનશીએ વધારે આયુર્વેદ સબધી સંશોધન ઉપર ભાર મૂકવાની તથા એક ભવ્ય સંશોધન મદિર (આયુર્વેદ રીસર્ચ હૉલ) ઉભુ કરવાની અપીલ કરી

**વૈદ્યસમેલનનો કાર્યક્રમ**—આ વખતના વૈદ્ય સમેલનમા બે દિવસ સામાન્ય સંમેલન માટે અને બે દિવસ અધ્યાપક સંમેલન માટે રાખ્યા હતા તેમાથી બન્ને સમેલનના સ્વાગત પ્રમુખ અને સભાપતિના ભાષણો તથા તે પહેલાનો ચુટણીનો ઉપચાર વિધિ વગેરેમા બે દિવસો ગયા, અને બે દિવસો બન્ને સમેલનોના પ્રસ્તાવો પસાર કરવામા ગયા સવાર અને રાતનો કેટલોક વખત ધોરણ પ્રમાણે વિષયવિચારિણી સમિતિએ લીધો આ રીતે ચાર દિવસનો સમેલનનો કાર્યક્રમ પૂરો થયો

આ કાર્યક્રમને ઐતિહાસિક દૃષ્ટિએ જોવાની જરૂર છે બીજાં વિદ્યાવિષયક સમેલનો—પરિષદો પેઠે વૈદ્ય સંમેલનમા પણ પહેલા નિબધો માગવામા આવતા અને આવતા પણ ખરા અલબત્ત એમાથી વચાતા થોડા જ અને તે પણ મોટે ભાગે અધુરા ગુ [illegible] વૈદ્યસમેલનની એકાદ બેઠકમા લગભગ સો સુધી નિબધો આવ્યા હોવાનુ સ્મરણ છે અલબત્ત નિબધો ઘણા આવ્યા છતા એક પણ વચાયો ન હોય એવુ પણ બન્યુ છે વળી નિબધોની યોજના સતોષકારક ન જણાતા જુદા જુદા વિભાગ કરી સંભાષા પરિષદો તથા વ્યાખ્યાનોની યોજના નાશિકના નિ ભા વૈદ્ય સમેલનથી શરૂ થઈ અલબત્ત જેને પ્રાચીન આયુર્વેદીય પરિભાષામા સાચી સંભાષા પરિષદ કહી શકાય એવી તો ભાગ્યે જ કોઈ થઈ શકી છે પણ સભાષા પરિષદોના પ્રમુખોના તથા ખાસ વ્યાખ્યાનદાતાઓના પહેલેથી વિચારેલા વ્યવસ્થિત અને ક્વચિત્ પહેલેથી છપાવેલા ભાષણોનો લાભ મળ્યો છે ખરો ગુજરાતી સાહિત્ય સમેલનમા પણ વિભાગોના પ્રમુખોના સારા ભાષણોનો લાભ મળે છે એજ કીમતી છે બાકી એમા પણ વિભાગવાર આવેલા નિબધોમાથી એકાદ બે અધુરા વચાય તો અહોભાગ્ય એવી સ્થિતિ હોય છે એ નિબધો રિપોર્ટોમા છપાય છે અને ભાવિમા શોધનારને ઉપયોગી થાય છે એટલુ જ એનુ સાફલ્ય

પણ આ મુબઈના વૈદ્યસમેલનમા તો નહોતા નિબધો કે નહોતી સભાષા પરિષદો

એ તટસ્થ વૈજ્ઞાનિકે આ ઉપાય માટે એ શાસ્ત્રાનુ પણ સાંભળ્યુ એજ વિસોમા લાહોરમા ભરાયેલ સાન્સ કોગ્રેસમા રસો ઉપર નિબંધો આવ્યા હતા એ હકીકત ઘણી સૂચક છે

પણ વિવિધ ભાષા પરિષદ ન ગણવા એમજ અધ્યાપક સમ્મેલન ગણવાનો ઠરાવ સ્વાગત સમિતિએ શા માટે કર્યો તે સ્વાગતના પ્રમુખ આ મા જા નજી વિક્રમજી આચાર્યે પોતાના નિવેદનમા કહેલુ જ છે વૈદ્ય સમ્મેલન વિદ્યાવિષયક ચર્ચા કરનાર મંડળ હોવુ જોઇએ એવી પોતાની દૃઢ માન્યતા હોવા છતા મુ જા નજીભાઇએ મુબઇના સમ્મેલનના અસાધારણ સજોગો ધ્યાનમા રાખીને સમેલન સાથે એમજ અધ્યાપક સમ્મેલન ગણવાનો ઠરાવ કર્યો હોય એ સ્વાભાવિક છે અધ્યાપક સમ્મેલનમા મ મ કવિરાજ ગણનાથસેન જેવા મહા વિદ્વાનના સભાપતિ પદ નીચે પાઠ્ય પુસ્તકો અધ્યાપન સબધી વિનતાઓ તથા સુધારાઓની ચર્ચા વગેરે વિદ્યાવિષયક કાર્ય થશે એવી ધારણા રાખી હતી પણ સમ્મેલનમા જે કાર્ય થયુ તે સમિલિત સૌની વૃત્તિ-શક્તિ અનુસાર થયુ અનુકૂળ પ્રસગો માટે સમય મળે એવી ઘણાની ઇચ્છા હતી પણ સમય ક્યા હતો?

**સમ્મેલન પ્રમુખોના ભાષણો**—બેઉ પ્રમુખોના ભાષણો ગુજરાતી અનુવાદમા છાપ્યા છે એટલે એ વિષે અહીં કાઇ નોધવાની જરૂર નથી છતા સામાન્ય રીતે પ શ્રી શિવશર્માના ભાષણમા આયુર્વેદના ગૌરવની પ્રશસ્તિ અને છતા બહારથી ખૂટતા વિષયો લેવામા વાંધો નથી એવો સામાન્ય સૂર છે ત્યારે મ મ ગણનાથસેનના ભાષણમા આયુર્વેદ તેના પ્રાચીન રૂપમા અત્યારે વસ્તુત છેજ નહિ પ્રાચીન આયુર્વેદના અને અંગો નષ્ટ થઇ ગયા છે માટે એને પાશ્ચાત્ય શસ્ત્રો તથા પ્રત્યક્ષ જ્ઞાનથી પરિષ્કૃત કરીને ભણવા ભણાવવાની આવશ્યકતા ઉપર ભાર દેવામા આવ્યો છે તેમા તેમ હોઈ શકે કે બેઉ પ્રમુખોના ભાષણો તથા સમ્મેલનમા થયેલા ઠરાવો જોતા મુબઇ સરકાર પસાર કરેલા એક્ટ આવશ્યક ગણેલ વિષયોનુ શિક્ષણ આયુર્વેદીય પાઠ્યક્રમમા દાખલ કરવાની બાબતમા સમ્મેલનની સમ્મતિ છે અને એક્ટ કાયદાની અમુક કલમોની અસરની બાબતમા તથા શલ્યતન્ત્રાદિ વિષયોનું કેટલુ શિક્ષણ જરૂરનું ગણાશે વગેરે બાબતમા ઘણાના મનમા કાંઇક આશકા છે હવે ઇ ડીઅન મેડીસીન બોર્ડમા કોણ આવે છે અને સરકાર તરફથી એક્ટનો અમલ કેવી રીતે થાય છે એ ઉપર ઘણો આધાર રહેશે

**સમ્મેલનમા થયેલા ઠરાવો**—હજી સમ્મેલનમાં થયેલા બધા ઠરાવોની નકલ મળી નથી વળી ખુલ્લી બેઠકમા જે રજૂ ઠરાવો આવેલા તેમા ચર્ચા પછી ફેરફાર થયા હતા અને કોઇક ઠરાવની તો છાપેલી નકલ તૈયાર ન હતી છતા મારી વિનતિથી ભાઇ વાસુદેવ મૂ દ્વિવેદીએ ઠરાવોની છાપેલી નકલો ખાસ સાચવેલી તથા કવચિત્ પોતે છપાયેલ ઠરાવ લખી લીધેલ તે ઉપરથી અહીં એ ઠરાવો ગુજરાતી અનુવાદ કરીને એમણેજ મોકલ્યા છે બાકી રહી ગએલા વ સ પમા છપાશે ત્યારે તેમાથી ઉતારવામા આવશે

મુબઇના વૈદ્ય સમ્મેલનનુ સામાન્ય દિગ્દર્શન આ રીતે પૂરુ થયુ મુબઇનુ વૈદ્યસમ્મેલન સફળ થયુ એ નિર્વિવાદ છે એ સફળતાના યશના ભાગીદાર પ્રતિનિધિઓ પણ ગણાય,

## મુંબઈના ૨૮મા નિખિલ ભારતવર્ષીય વૈદ્યસમેલનના સ્વાગતાધ્યક્ષ

# યાદવજી ત્રિકમજી આચાર્યનું સ્વાગત ભાષણ

श्री धन्वन्तरिर्विजयतेतराम् ।
अश्विना सारघेण मा मधुनाक्तं शुभस्पती ।
यथा वर्चस्वतीं वाचमावदानि जनाँ अनु ॥
समानी व आकूतिः समाना हृदयानि वः ।
समानमस्तु वो मनो यथा वः सुसहासति ॥

**શ્રીમાન્ પરમ માનનીય પ્રધાન સચિવ, અધ્યક્ષ મંત્રીગણ, દિગન્તવિકલ્પ વૈદ્યગણ, સદ્‌ગૃહસ્થો અને બહેનો!**

આજે આપનું સ્વાગત કરતાં મને ઘણો આનંદ થાય છે આયુર્વેદ ઉપર પ્રેમ દર્શાવીને સ્વાગતકારિણીના નિમંત્રણને માન આપીને આપ મહાનુભાવો ભારતવર્ષના દૂરદૂરના પ્રાંતોથી અનેક પ્રકારનાં કષ્ટો વેઠીને આ સમેલનમાં પધાર્યા છો એ માટે સ્વાગતકારિણી તરફથી હું આપને ધન્યવાદ આપું છું

જેના અકાળ સ્વર્ગવાસથી આપણા વૈદ્યસમાજને ભારે હાનિ થઈ છે તેમાં મુંબઈનિવાસી મારા પરમમિત્ર આયુર્વેદના પ્રકાંડ પંડિત વૈદ્યરાજ હરિપ્રપન્નજી તથા લાહોરનિવાસી કવિરાજ નરેન્દ્રનાથમિત્રજીનાં નામો ખાસ ઉલ્લેખ યોગ્ય છે પં. હરિપ્રપન્નજીએ અથાગ પરિશ્રમ સાથે અધ્યયન કરીને રસયોગસાગર નામના ગ્રંથનો સંગ્રહ કરીને તેનું પ્રકાશન કર્યું છે પંડિતજીના આયુર્વેદના તલસ્પર્શી જ્ઞાનનો પરિચય રસયોગસાગરના ઉપોદ્‌ઘાતથી મળે છે આ સમેલનના થોડા જ મહિના પહેલાં પંડિતજીનો સ્વર્ગવાસ થયો એ વસ્તુ મારા હૃદયમાં બહુ ખટક્યા કરે છે પ્રાચીન તેમજ નવીન ઉભયવિધ રસશાસ્ત્રનું જ્ઞાન જેમાં છે તે રસતરંગિણી ગ્રંથ કવિરાજ નરેન્દ્રનાથમિત્રજીના જ્ઞાનની પ્રસાદી છે કવિરાજ મિત્રજીએ અતિ પરિશ્રમપૂર્વક તીસટાચાર્ય વિરચિત ચિકિત્સા કલિકા ગ્રન્થનું સંપાદન તથા પ્રકાશન કર્યું છે આ બેય મહાનુભાવો થોડા વધારે વખત જીવ્યા હોત તો તેઓની પાસેથી આવા જ ઉપયોગી કાર્યોની વૈદ્યસમાજ આશા રાખતો હતો પરમેશ્વર એ બન્ને મહાત્માઓના સ્વર્ગસ્થ આત્માને અખંડ શાંતિ આપો એવી અમારી પ્રાર્થના છે

નિ. ભા. વૈદ્યસમેલનનું આ અઠ્ઠાવીશમું વાર્ષિક અધિવેશન છે આજથી સત્તર વર્ષ પહેલાં ઇ. સ. ૧૯૨૧માં વૈદ્યસમેલનનું બારમું અધિવેશન અહીં ભરાયું હતું વૈદ્યસમેલનનું વાર્ષિક અધિવેશન ભરવાનું મુંબઈને આ બીજીવાર સૌભાગ્ય મળે છે

આ સમેલનનો જન્મ મુંબઈ પ્રાન્તમાં જ સ્વર્ગવાસી વૈદ્યરાજ શંકર શાસ્ત્રી પદે મહોદય દ્વારા થયો છે બે વર્ષની બાલ્યાવસ્થામાં આ સમેલનને તજીને તેના જ સદાતા પદેશાસ્ત્રી આ લોક છોડીને ચાલ્યા ગયા આ સમેલનનું આયુષ્ય બે વર્ષમાં તો નહિ પૂરું થઈ જાય એવો સંદેહ હતો પણ સમેલનરૂપી બાળકને મારા પરમમિત્ર પરમકર્મઠ પ્રયાગનિવાસી વૈદ્ય પંચાનન પં. જગન્નાથપ્રસાદજી શુકલે ફરી પોષણ આપી જીવતું રાખ્યું અને તેથી જ આ

અઠ્ઠાવીશમુ અધિવેશન ભરવાનો શુભ અવસર જોવા આપણે ભાગ્યશાળી થયા છીયે આ સમેલનના અધિવેશનો પૂરવમા કલકત્તા ઉત્તરમા હરિદ્વાર પશ્ચિમમા શિકારપુર અને દક્ષિણમાં સીલોન સુધી ભારતવર્ષના સવ પ્રાન્તોમા ભરાયા છે

જોકે ૨૭ વર્ષ જેટલા લાંબા સમયમા પણ આ સમેલન આયુર્વેદની તથા વૈદ્યસમાજની યથેષ્ટ ઉન્નતિ નથી કરી શકયુ તથાપિ વૈદ્ય સમાજમા જાગૃતિ લાવીને તથા રાજ્ય તથા જનતાની દૃષ્ટિ પોતાના તરફ આકર્ષિત કરવામાં સફળ થઈ શકયુ છે એટલુ તો જરૂર સ્વીકારવુ પડશે

આ સમેલનના સસ્થાપક સ્વ શંકર શાસ્ત્રીપદેએ વૈદ્ય સમાજમા સગઠન તથા જાગૃતિ ઉત્પન્ન કરવાના ઉદ્દેશથી જેમ વૈદ્યસમેલનની સ્થાપના કરી હતી તેમ આયુર્વેદનુ પઠન પાઠન સમસ્ત ભારતમા એક સૂત્રથી થાય વિદ્યાર્થી ગુરુને ઘેર અથવા વિદ્યાલયમા ભણતા છતા પરીક્ષા પાસ કર્યા પછી જ સમાનિત રૂપથી ચિકિત્સા કરે એ હેતુથી નિખિલ ભારતવર્ષીય વિદ્યાપીઠની સ્થાપના કરી હતી વિદ્યાપીઠની પરીક્ષા હાલમા આખા હિંદુસ્તાનના સવ પ્રાન્તોમા મળીને પાત્રીશ કેદ્રોમા થાય છે મહામહોપાધ્યાય કવિરાજ શ્રી ગણનાથસેન સરસ્વતી આયુર્વેદ માર્તંડ શ્રી સ્વામી લક્ષ્મીરામજી જેવા ભારતવર્ષના સર્વપ્રાન્તોના ધુરંધર વિદ્વાનો આ વિદ્યાપીઠના પરીક્ષક થાય છે આ વિદ્યાપીઠમાથી આ વર્ષે ... વિદ્યાર્થીઓ પરીક્ષામા પાસ થઈને બ્હાર પડયા છે આ પરીક્ષાઓને યુ પી સ્ટેટ બોર્ડ ઓફ ઇન્ડીઅન મેડીસીન બંગાળની આયુર્વેદિક ફેકલ્ટી વડોદરા સ્ટેટ અને મદ્રાસની સેન્ટ્રલ આયુર્વેદિક કૉ વગેરેએ માન્ય રાખી છે અને મને વિશ્વાસ છે કે આ પ્રાન્તમા થોડા વખતમા જે બોર્ડ ઓફ ઇન્ડીઅન મેડીસીન સ્થપાશે તેના તરફથી પણ આ પરીક્ષાઓને બીજા પ્રાન્તો પ્રમાણેજ માન્યતા મળશે નિ ... આ આયુર્વેદ વિદ્યાપીઠ સમસ્ત ભારતની પરીક્ષા લેનારી માત્ર એક જ આયુર્વેદિક યુનિવર્સિટી છે

મુબઈ પ્રાન્તની સરકારે હાલમા બોમ્બે મેડીકલ રજીસ્ટ્રેશન્સ બિલ પાસ કર્યુ છે આ કાયદાનુ બીજ બીજા પ્રાન્તોમા પણ થોડા વખતમા પ્રચાર થાય એવો સભવ છે આ કાયદામા સરકારે રજીસ્ટર્ડ થયેલા વૈદ્યોને રજીસ્ટર્ડ થયેલા દાકતરોને મળતા જ હક્કો આપેલા છે અને એ માટે સરકારને આપણે હૃદયથી ધન્યવાદ આપીએ છીએ પરતુ આ બિલ પ્રમાણે જેણે કાયચિકિત્સા (મેડીસીન) શલ્ય ચિકિત્સા (સર્જરી) અને પ્રસૂતિતંત્ર (મિડવાઈફરી) આ ત્રણેય વિષયોનુ પઠનાત્મક તથા કર્માભ્યાસાત્મક (પ્રેક્ટિકલ) જ્ઞાન પ્રાપ્ત કરીને સરકારે સ્થાપેલ બોર્ડની સમસ્ત પરીક્ષા પાસ કરી હશે તેજ વૈદ્ય ભવિષ્યમા વૈદ્ય ધધો કરી શકશે કાયદાની વાત દેખાવમા ઉપરથી ઘણી સારી લાગે છે પરતુ આથી ગુરુને ઘેર રહીને આયુર્વેદનું અધ્યયન કરવાની આ દેશની પ્રાચીન પરપરા નષ્ટ થઈ જશે આ કાયદા તૈયાર કરનારાઓએ આયુર્વેદની પ્રાચીન તથા અર્વાચીન સ્થિતિ ઉપર ઉડો વિચાર નથી કર્યો અથવા તો સમજીને એની ઉપેક્ષા કરી છે ભારતવર્ષમા પ્રાચીન કાળમા પણ ચિકિત્સા શાસ્ત્રની સ્થિતિ એવી રહી છે અહીં કાયચિકિત્સક શલ્યચિકિત્સક ઉર્ધ્વ જત્રુરોગ ચિકિત્સક કૌમાર ભૃત્ય વિષ ચિકિત્સક વગેરે સર્વ અગોના ચિકિત્સકોના વર્ગો ભિન્ન ભિન્ન રહ્યા છે મતલબ કે આ દેશમા પ્રાચીન કાળથી જો કે બીજા અગોનુ સામાન્ય જ્ઞાન આપવામા આવતુ હતુ છતા ચિકિત્સા શાસ્ત્રના એક એક અંગના ખાસ ચિકિત્સકો હોય એવી પ્રથા

હતી આ વસ્તુસ્થિતિ કાયચિકિત્સાના ઉપલબ્ધ પ્રધાનગ્રંથ ચરકના **પરાધિકારેષુ ન વિસ્તરોક્તિ** એ વચનથી સ્પષ્ટ દેખાય છે ભારતવર્ષના પ્રાચીન ઇતિહાસને જોઈએ તો પણ આ વસ્તુ દેખાય છે બાણભટ્ટે હર્ષચરિતમાં મહારાજા હર્ષના રાજભક્ત તરુણ ચિકિત્સક માટે પૌનર્વસવઃ કાયચિકિત્સક એવું વિશેષણ વાપર્યું છે કૌટિલીય અર્થશાસ્ત્રમાં પણ કાયચિકિત્સકને નાગરીવૃત્તિ કહેલ છે આ થઈ પ્રાચીન સમયની વાત વર્તમાન સમયના વૈદ્યસમાજ ઉપર તથા આયુર્વેદની પરિસ્થિતિ ઉપર પણ વિચાર કરવાની આવશ્યકતા છે હાલમાં પણ વૈદ્યો મુખ્યત્વે કાયચિકિત્સાના ક્ષેત્રમાં જ કાર્ય કરે છે વૈદ્યોને સર્જરી તથા મિડવાઈફરીનું જ્ઞાન ન હોવું જોઈએ એમ કહેવાનો મારો આશય નથી વૈદ્યોને કાયચિકિત્સા શસ્ત્રચિકિત્સા તથા પ્રસૂતિશાસ્ત્ર એ ત્રણેનું જ્ઞાન જરૂર હોવું જોઈએ એ દિશામાં આપણો પ્રયાસ ચાલુ છે વિદ્યાપીઠની પરીક્ષાઓમાં સર્જરી અને મિડવાઈફરી એ વિષયો રાખ્યા છે પણ આયુર્વેદની વર્તમાન પરિસ્થિતિ ઉપર પણ ધ્યાન આપવું જોઈએ હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્ય સ્થાપન થયાને લગભગ બસો વર્ષ થઈ ગયાં આ લાંબા સમયમાં સરકાર તરફથી આયુર્વેદનું શિક્ષણ આપનાર એક પણ વિદ્યાલય ઉઘાડવામાં આવ્યું નથી એટલું જ નહિ પણ અંગ્રેજી રાજ્યના પ્રારંભકાળમાં સરકારે સ્થાપેલ કોઈ કોઈ સંસ્કૃત કોલેજમાં આયુર્વેદનું શિક્ષણ આપવામાં આવતું હતું તે પણ ધીમે ધીમે બંધ કરવામાં આવ્યું હાલમાં ૧૦-૧૫ વર્ષથી કલકત્તા બનારસ દીલ્હી લાહોર અને પૂના વગેરે શહેરોમાં લોકો તરફથી અને મદ્રાસ તથા પટણામાં સરકાર તરફથી એવાં વિદ્યાલયો ચાલુ થયાં છે કે જેમાં શસ્ત્રચિકિત્સા અને પ્રસૂતિતંત્રનું પણ સામાન્ય જ્ઞાન આપવાનો ઉપક્રમ થયો છે કર્ણાટક મુંબઈ અને ગુજરાતમાં તો એક પણ એવું વિદ્યાલય નથી કે જેમાં શસ્ત્રચિકિત્સા અને પ્રસૂતિતંત્રનું પ્રેક્ટિકલ જ્ઞાન આપવાનો કોઈ પણ પ્રબંધ હોય અમારા (મુંબઈ સરકારના) મંત્રી મહાશયોએ કર્ણાટક મુંબઈ અને ગુજરાતમાં એવાં વિદ્યાલયો ઉઘાડવાનું થોડા દિવસ પહેલાં જાહેર કર્યું છે તેઓની આ પ્રતિજ્ઞાને પરમેશ્વર જલદી પૂર્ણ કરે એવી આશા રાખું છું

પરંતુ આ વિદ્યાલયો ઉઘડતા ઉઘડતાં કેટલાં વર્ષ લાગી જશે વળી આ વિદ્યાલયોનો ચાર પાંચ વર્ષનો અભ્યાસક્રમ પણ રહેશે એટલે આજથી ચાર પાંચ વર્ષ પછી ત્રણે વિષયોના જ્ઞાનવાળા ૧૦-૨૦ વૈદ્યો પરીક્ષા આપીને બહાર પડશે આખા [illegible]ની જરૂરિયાતને પહોંચી વળે એટલા વૈદ્યો તૈયાર થતાં તો ઓછામાં ઓછાં વીશ પચીશ વર્ષો જરૂર લાગશે એટલે તે પહેલાં આ ત્રણે વિષયોને પરીક્ષામાં અનિવાર્ય ઠરાવનારી સરકારની કલમ અને એ ત્રણે વિષયની પરીક્ષા આપ્યા વગર ધંધો કરનારને દંડ કરનારી કલમ કેટલી યુક્તિસંગત અને ન્યાય્ય છે તેનો હવે પછી સહાનુભૂતિપૂર્વક વિચાર કરવો જોઈએ વૈદ્યોને સર્જરી અને મિડવાઈફરી શીખવવાની વ્યવસ્થા સરકારે પહેલાં કરી હોત અને એ બે વિષયના જ્ઞાનવાળા વૈદ્યો પૂરતી સંખ્યામાં તૈયાર થયા પછી વૈદ્યોના રજીસ્ટ્રેશનની યોગ્યતાની પરીક્ષામાં એ બે વિષયોના જ્ઞાનને સરકારે અનિવાર્ય બનાવ્યું હોત તો એ ન્યાય્ય ગણાત પરંતુ હવે તો બીલ પાસ થઈ ગયું છે તો સર્જરી અને મિડવાઈફરીની પરીક્ષા અનિવાર્ય ઠરાવનારી કલમનો અમલ ૧૫-૨૦ વર્ષ સુધી અટકાવી રાખે એવી અમારી સરકારને નમ્ર પ્રાર્થના છે

અને તેની સાથે જેમાં સર્જરી અને મિડવાઈફરી શીખવવાનો પ્રબંધ હોય એવી આયુર્વેદિક કોલેજ મુંબઈ ઇલાકાના મુખ્ય શહેરોમાં જલદી ઉઘાડે એવી પણ અરજ છે

આ દેશમાં શાસ્ત્રીય જ્ઞાન મેળવ્યું ન હોવા છતાં એક એક રોગની સિદ્ધ ચિકિત્સા જાણનારા ઘણા પણ એવા લોકો છે એ લોકોને એમના ક્રમમાં ચિકિત્સા કરવાની છુટ આપીને તેઓની સિદ્ધ ચિકિત્સાનો લાભ લોકોને મળી શકે એવો પણ માર્ગમાં સુધારો કરવાની જરૂર છે

અહીંની સરકારને મારી છેલ્લી પણ એક નમ્ર અરજ છે અને તેના મનીમકા થોડા વખતમાં જ ચાર આયુર્વેદિક કોલેજો ઉઘાડવાની ગણતરી કરી છે તેઓએ વૈદ્યોને આયુર્વેદ શીખવવા માટે કોલેજ ઉઘાડવાની છે એ વાત ધ્યાનમાં રાખવાની છે એ કોલેજોમાં આયુર્વેદની જ પ્રધાનતા રહેવી જોઈએ અને પાશ્ચાત્ય વૈદકને નિરર્થક મહત્તા ન મળવી જોઈએ પાશ્ચાત્ય વૈદ્યનું શિક્ષણ આપવા માટે તો આ પ્રાંતમાં પાંચ મોટા સર્વાંગપૂર્ણ વિદ્યાલયો છે એટલે આયુર્વેદના વિદ્યાલયોમાં તો આયુર્વેદનું સર્વાંગપૂર્ણ ઉત્તમ શિક્ષણ અપાય અને આયુર્વેદનો ફરી વિકાસ થાય તે માટે આપ પ્રયત્ન કરો તથા છુટે હાથે આર્થિક સહાય આપો એવી પ્રાર્થના છે

આ પ્રાંતના વૈદ્ય ભાઈઓને પણ મારી નમ્ર પ્રાર્થના છે કે હમણાં તો આપ આપસના મતભેદો ભૂલી જઈને તથા સંગઠન ધારીને કોંગ્રેસ સરકાર પાસેથી બને એટલો વધારે લાભ લેવાનો યત્ન કરો મનીમકા જેમ ના જમાને થોડા વખતમાં આ પ્રાંતમાં ત્રણ ચાર આયુર્વેદિક કોલેજો ઉઘડશે આ કોલેજોમાં આયુર્વેદિક શિક્ષણનું પ્રાધાન્ય કેવી રીતે રહે? આ વિદ્યાલયોમાંથી આયુર્વેદના સારા મર્મજ્ઞ વિદ્વાન વૈદ્યો કેવી રીતે તૈયાર થાય આ વિદ્યાલયો દ્વારા આયુર્વેદનો વિકાસ થઈ તેને સંસારમાં પાછું પહેલાનું ગૌરવ કેવી રીતે પ્રાપ્ત થાય એ બાબતમાં તમારી સર્વ શક્તિનો ઉપયોગ કરો અને સરકારને મદદ કરો પણ જો આ વખતે આપ બેદરકાર રહેશો અથવા રીસાઈને ઘેર બેઠા રહેશો તો એનું પરિણામ ભવિષ્યની પ્રજા માટે ઘણું ખરાબ આવશે જો કે કોંગ્રેસ સરકાર આપણી જ છે તો પણ કોંગ્રેસના નેતાઓનો મોટો ભાગ પાશ્ચાત્યજ્ઞાન સંપન્ન તથા પાશ્ચાત્ય સંસ્કૃતિથી રંજીત માનસવાળો છે આયુર્વેદના સંબંધમાં તેઓની દશા ચિત્રા જોનારા માણસ જેવી છે તેઓને આયુર્વેદની પ્રાચીન તથા વર્તમાન સ્થિતિ સમજાવવી આયુર્વેદીય ચિકિત્સાની સરળતા તેનું સસ્તાપણું આ દેશની વસ્તી માટે તેની ઉપયોગિતા અને આયુર્વેદ ચિકિત્સાના પ્રચારદ્વારા દેશનું ધન દેશમાં જ રાખવાના કોંગ્રેસના ઉદ્દેશની સફળતા વગેરે સમજાવીને તેઓનું આયુર્વેદ તરફનું આકર્ષણ કરવું એ હાલમાં વૈદ્યોનું પરમ કર્તવ્ય છે જો હાલમાં આપણે બેદરકાર અને અકર્મણ્ય રહીશું તો ભવિષ્યમાં મને આશાનું એક પણ કિરણ દેખાતું નથી

છેવટ આ દેશના દાનવીર શ્રીમંત ગૃહસ્થોને મારું નમ્ર નિવેદન છે કે આપ લોકોએ હજારો વર્ષથી આજ સુધી આ દેશમાં પ્રચલિત આ દેશના હવાપાણી તથા માનવ પ્રકૃતિને અનુકૂળ તથા સસ્તી દેશી ચિકિત્સા પદ્ધતિની ઉપેક્ષા કરીને વિદેશી ચિકિત્સા પદ્ધતિ માટે એ ગરજમાં ય હોવાથી છુટે હાથે ધનની સહાયતા કરી છે પરન્તુ હવે તો સરકારે આયુર્વેદને માન્યતા આપી છે સરકાર પોતે આ પ્રાંતમાં ત્રણચાર આયુર્વેદિક કોલેજો ઉઘાડીને તેને ચલાવવાની જોખમદારી પોતાના ઉપર લે છે તો હવે તમે તમારો દાનપ્રવાહ આયુર્વેદ તરફ વાળો. આયુર્વેદિક કોલેજ, હોસ્પીટલ, વનસ્પતિ ઉદ્યાન (બોટનિકલ ગાર્ડન) વિદ્યાર્થીઓ માટે વસતિગૃહ (હોસ્ટેલ) અનુસંધાન (રીસર્ચ ઈન્સ્ટીટ્યુટ) વગેરે આયુર્વેદના શિક્ષણ અને

વિ ાસ માટે જરૂ ની સામગ્રી િમાણ ્રવામા કોગ્રેસ મનીમંડળ અને વૈદ્યસમાજને ઘુ?
ાથે ધનની સહાયતા રીતે આપણા દેશ ી ચિકિત્સા પદ્ધતિના રક્ષણ અને ઉત્કર્ષમા
સહાય બને

અતમા દુરદૂરથી અનેક ક ટો વઠી ે અહીં આવેના નદ્ય ભાઈઓને મારી પ્રાર્થના છે
કે જે આયુર્વેદ તિનુ લક્ષ ગખીને આપ અહીં પધાર્યા છો તેની સર્વતો ભાવથી ઉન્નતિ
શી રીતે થાય આયુર ી C તિ માટે આપણે આપણી કોગ્રેસ સર ાર અને જનતા પાસે ી
ન ારમા વધાર સહાયતા ા રીતે મેળવી શકીએ આયુર્વેદ ચિકિત્સા પદ્ધતિનો આખા
દેશમા વધારે પ્રચાર શી રીતે થાય તેનાદ્વારા જનતાની વધારેમા વધાર સેવા શી રીતે કરી
શકાય આયુર સાસ્ત્રને ફરી સર્વાગપૂર્ણ તથા બીજી ચિકિત્સા પદ્ધતિઓની હરિફાઈમા ટકી
શકે એવી શી રીતે બનાવી શ ાય વગરે વિરયોનો તમે પૂ ર વિચાર કરીને એકમત્યથી નિર્ણય
કરો આપણે માટે આ ક્રાતિનો કાળ છ આ વખતે આપણે સાવધાન તથા કર્મનિષ્ઠ થઈને
આપણી ચિકિત્સા પદ્ધતિની Cન્નતિ કરી લઈશુ તો એ તરત થ ે નહિ તો એ સુદિનની
લા ા વખત સુધી રાહ જોવી પડશે

આપણા સદ્ભાગ્યે આ સમેલનના સભાપતિ તરીકે પ ા સુયો ા વ્યક્તિ મળેલ છે
તેઓ જુનાન હોવા છતા અનુ વ વૃદ્ધ છ આયુર્વેદ ઉપર અથવા વૈદ્યમમા ઉપર જ્યારે
આક્ષેપો આવ્યા છે ત્યારે ત્યારે પોતે કેડ બાધીને માથેપા સામે લડ્યા છે મને પૂરો વિશ્વાસ
છે કે પોતાની અધ્યક્ષતાના સમયમા તેઓ આખા ભારતવર્ષમા એક વખત ફરીને વૈદ્ય
સમેલનનો સદેશો ખુણેખુણામા પહોચાડશે અને એ રીતે પોતાની કર્મનિષ્ઠાનો પુરાવા આપશે

**संगच्छध्व संवदध्व स वो मनासि जानताम् ।**

——o——

# મુબઈમા ભરાયેલ ૨૮મા અખિલ ભારતવર્ષીય વૈદ્ય સમેલનના સભાપતિ શ્રી ૫ શિવશર્મા આયુર્વેદાચાર્યનુ અભિભાષણ

(અનુવાદકતા—વૈદ્ય વાસુદેવ મૂળશકર દ્વિવેદી)

તા ૨૮-૧૨-૩૮

સન્નારીઓ અને સજ્જનો,

આ મહાન સુઅવસર પર મારા પ્રથમ શબ્દ કૃતજ્ઞતાસૂચક હોવા જોઈએ આપની
સર્વ શક્તિ મુજબ સૌથી મોટામા મોટુ માન આપે મને આપ્યુ છે જેના માટે હુ આપનો
સર્વનો આભારી છુ પરતુ આપે મને એવા મહત્ત્વપૂર્ણ આસન પર બેસાડ્યો છે કે જેને
લીધે મારા દેશબધુઓ મારા સ્વદેશને માન અને ધ્યાનપૂર્વક સાભળશે તે કારણસર તો હુ
આપનો અધિકતર આભારી છુ

આભાર દર્શન ા આનદમર કાર્ય પૂર્ણ કરીને હવે હુ કેટલાક પ્રશ્નોનુ નિરીક્ષણ કરીશ
જે પ્રશ્નોના ઉત્તરની શોધ અને શોધ એ વૈદ્ય સમાજની પ્રધાન ચિંતાનો વિષય છે આયુર્વેદ

મહામંડળના આ ભાગથી જ આ પ્રશ્નો તેના મુખ્ય મુદ્દાને મુકી રહેલ છે અને હજી પણ તેની જટિલતાનો ઉકેલ આવેલો નથી.

શુ આયુર્વેદ પોતાની વર્તમાન દશામાં ટકી શકશે? અથવા તેના ભાવિ સંરક્ષણ માટે કેવા પ્રકારની ઉન્નતિ કે પરિવર્તન આવશ્યક છે? જો એમ હોય તો આયુર્વેદનો વિકાસ પોતાની જ પ્રથા અને સિદ્ધાન્તોને અનુસરીને થશે? કે આધુનિક ચિકિત્સા પદ્ધતિ (એલોપથી)ના મૂળતત્ત્વો કે જે હિંદી ભાવનાથી ભિન્ન થવાથી અસંગત થઈને આયુર્વેદને ઉન્નત બનાવશે? કે કેવળ એલોપથી અને આયુર્વેદના વિવેક શૂન્ય કથિત મિલનને અને પરસ્પર વિરોધી ભાવોના અસમાન મિશ્રણને ઉન્નત આયુર્વેદ તરીકે પ્રસિદ્ધ કરવામાં આવશે? શુ આયુર્વેદ અને એલોપથીનું વૈજ્ઞાનિક રીતે સંમિશ્રણ શક્ય છે? અને જો હોય તો કઈ રીતે અને કેટલી હદ સુધી?

હું સમજુ છુ કે આ કઠિન અને જટિલ પ્રશ્નોનો સફળતાપૂર્વક ઉકેલ લાવવાની આશા અને નિર્ણય આપ સર્વનો છે જ અને તેથી જ આપણે આ વિરાટ ભારતના સુદૂરવર્તી પ્રાંતોથી ચિરપ્રવાસના કષ્ટને સ્વીકારીને આપના અમૂલ્ય સમય અને સગવડનો ભોગ આપીને આપ આ વિશાળ નગરીમાં એકત્રિત થયા છો.

મુંબઈના પ્રવાસને પસંદ કર્યો તે ખરેખર તેના મહાન આદરને ધન્યવાદ કરવા જેવુ છે. ભારતની રમ્યતમ નગરી આધુનિક અને સમૃદ્ધ મુંબઈ કેવળ પોતાની વિદ્યા અને રૂપથી ઉત્કૃષ્ટ છે એટલુ જ નહિ પણ કોંગ્રેસ સરકારના હિતકર આશ્રયે તેણે પોતાનુ રાજનૈતિક અને ધાર્મિક સ્થાન પણ ઉન્નત બનાવ્યુ છે. વિશ્વના શ્રેષ્ઠ વૈજ્ઞાનિકોની ઉચ્ચતમ કારકિર્દીને માટે પણ મુંબઈનગરી એ ગૌરવનુ કારણ બની રહેશે અને ભારતીય ચિકિત્સાશાસ્ત્રના હિતચિંતકો માટે તો આ એક આશીર્વાદરૂપ ગણાય.

આયુર્વેદ એ પ્રાચીન શાસ્ત્ર છે એ વાત સત્ય છે અને મુંબઈને પ્રાચીન ઇતિહાસ સાથે કંઈ સંબંધ નથી. કારણ કે તે તો ભારતની નવીનતમ અને નવસર્જિત નગરી છે. પરંતુ આજકાલ વસ્તુનું મૂલ્ય તેની અર્વાચીન યોગ્યતા પર જ આધાર છે. કેવળ પ્રાચીન મહત્ત્વ જ આ યુગમાં આદરણીય નથી ગણાતુ. ગંભીર યુદ્ધ ક્ષેત્રમાં વારંવાર ઝંપલાવીને મુંબઈએ પોતાની યોગ્યતા પુરવાર કરી છે. રાજનૈતિક અને રાષ્ટ્રીય ઉન્નતિમાં મુંબઈ આજ તો ખૂબ જ આગળ છે. તો પછી આયુર્વેદ અને વૈજ્ઞાનિક ઉન્નતિમાં અગ્રણી બનવુ મુંબઈને માટે કઠિન કાર્ય નહિ જ ગણાય. મુંબઈની સાથે પ્રાચીન ઇતિહાસ સંબદ્ધ ન હોય તો શુ થયુ? મુંબઈ તો સ્વયં ઇતિહાસની જનેતા વિધાત્રી છે.

મુંબઈનુ સૌંદર્યદર્શન એ યાત્રિકો, વ્યાપારીઓ અને શિલ્પશાસ્ત્રીઓ માટે એક ધ્યેય ગણાય છે. પણ જે રાષ્ટ્રીય અને ધાર્મિક દૃઢતાથી મુંબઈના નાગરિકોના આચાર અને ચારિત્ર્ય અનુરંગાયા છે તેનો પ્રભાવ મારા પર વિશેષ છે. આ દેશભાગી હિંદમાં સામાન્ય મહાન હિતોને અવગણીને વ્યક્તિગત સ્વાર્થ સાધનાર વ્યક્તિઓ છે અને તેઓ પોતાના અધિકારને ટકાવી રાખવા માટે ભોળી અસાવધ જનતામાં સાંપ્રદાયિક વિરોધ દ્વારા પરસ્પર કુસંપ ફેલાવી પોતાનુ નેતૃત્વ ટકાવવામાં ક્ષોભ અનુભવતા નથી. પણ આ નગરીમાં હું વિશેષ આનંદ અનુભવુ છુ. કારણ કે અહીંના નાગરિકોની નિઃસ્વાર્થ દેશસેવા અને સાચા ધર્મનિષ્ઠાથી અહીંનુ વાતાવરણ સ્વચ્છ પવિત્ર અને ખાસ કરીને આદર્શરૂપ બની રહ્યુ છે. આવા આદર્શ

અગ્રિમ નાગરિકોની હાજરી મારા માટે અને આ સમ્મેલન માટે મહત્ત્વનો અર્થ ધરાવે છે એ હું સારી રીતે સમજું છું

જો હું અહીં કેવળ સમાજ નીતિ ન્યાય અને વિજ્ઞાનના ક્ષેત્રના ભિન્ન ભિન્ન નેતાઓની સૂચના અને સમતિનો લાભ ન લઉં અને તેઓની હાજરી માનવી ગર્વાનંદમાં આવી જાઉં તો મારા હૃદયમાં મુંબઈ નિવાસીઓ પ્રત્યેના માન અને તેઓની યોગ્યતાનો વિશ્વાસ સર્વથા નિરર્થક ગણાય તેથી પ્રથમ વૈદ્યસમાજને મારે જે કહેવાનો છે તે સંબંધે કંઈ કહેવું હું યોગ્ય ધારું છું પણ જે સજ્જનો આયુર્વેદના વૈદ્ય નથી તેઓ પણ યથાર્થ સમજી શકે તે માટે આયુર્વેદ સંબંધી કેટલીક આવશ્યક સૂચનાઓ સંક્ષેપમાં તેમની આગળ રજુ કરીશ કેમકે તેઓ પણ પરિસ્થિતિને યથાર્થ રૂપમાં સમજી શકે અને મારા વક્તવ્યના હેતુમાં પોતાની યોગ્યતા અને અનુભવનો લાભ આપવાને આવી શકે આમ જવા જતા આપણા આયુર્વેદથી અપરિચિત વિદ્વાનોની વિચાર શક્તિ ઉપર વધારે બોજો ન પડે તેનો હું જરૂર ધ્યાન રાખીશ તેથી કઠિન અને પારિભાષિક શબ્દોથી બનતાં સુધી પ્રયત્ન કરીશ અને મુખ્યત વિષયની સ્પષ્ટતા અને સંક્ષેપ તરફ લક્ષ રાખીશ અહીં હું એમ નિવેદન કરવું ઉચિત ધારું છું કે —આયુર્વેદ ભારતીય આવિષ્કાર છે વેદ શાસ્ત્ર સમ્મત છે ઋષિ પ્રણીત છે સસ્તો છે સ્વદેશી છે અને જેની સાથે મહાન્ પ્રાચીન ઇતિહાસ સંકળાયેલ છે તેવું સર્વ પ્રથમ મૌલિક ચિકિત્સાશાસ્ત્ર છે તેથી તેને ઉચ્ચતમ સ્થાન દેવું જ જોઈએ, એવી આયુર્વેદની મહત્ત્વ પ્રતિપાદક અપીલ હું નથી કરું ઉપરોક્ત સર્વ વાતો નિસાર છે અથવા હું તેમનું મહત્ત્વ નથી સ્વીકારતો એમ કોઈ ન માને પરંતુ આ વિષયની ચર્ચા ઘણીવાર થઈ ગઈ છે અને કેટલાક નવીન પ્રતિભાવાળા લોકો તેથી અસંતુષ્ટ પણ છે

જે સજ્જનો મારા વિચારોની પરીક્ષા આલોચનાત્મક દૃષ્ટિ (critical mind) થી કરવા માગતા હોય તેઓને વિશ્વાસપૂર્વક હું કહું છું કે—જો કે હું મારા વિચારોમાં સર્વથા નિષ્પક્ષ ભાવ નહીં લાવી શકું અને આયુર્વેદ ચિકિત્સક હોવાને લીધે આયુર્વેદ પ્રત્યે મારો પક્ષપાત હોય તે પણ સ્વાભાવિક છે તો પણ જે પાક અને યથા સર્વથા શુદ્ધ અને પ્રમાણિક હો તેને જ હું આપની સમક્ષ રજુ કરીશ

ભારે અફસોસની વાત છે કે આયુર્વેદોત્પાદક દેશની એક આયુર્વેદની કથા પણ કરુણા જનક છે આ ઇતિહાસની સીમાઓ પણ પહોંચી શકતી નથી એવા સુદૂર પ્રાચીન કાળમાં તેનો વિશાળ આરંભ અને વિસ્મયજનક ઉન્નતિ છે ગત અને અપ્રતિમ ઝગઝગાટથી પૂર્ણ મધ્યકાળમાં તેની દુર્દશા અને અવનતિ થઈ તેની અવ્યવસ્થિત વર્તમાન દશા છે અને આશાપૂર્ણ છતાંયે અનિશ્ચિત ભાવિ છે—આ આયુર્વેદની સમગ્ર કહાણી છે કેમ નહીં ભારત વર્ષના ભાગ્યની પ્રતિકૃતિ હોય ને!

ધૂર્તતા અને અસત્ય સત્ય જ્ઞાન છતાં એ મિથ્યાત્વ અને બીજી વસ્તુસ્થિતિનું અજ્ઞાન આ ચાર આયુર્વેદના વિરોધીઓના અને હિતૈષીઓના અનુયાયીઓના હાથમાં એક પ્રકારના શસ્ત્રો છે અને પરિસ્થિતિ ભારતીય દૃષ્ટિ અને પાશ્ચાત્ય પદ્ધતિના કુતર્કો જેટલા ખોટે માર્ગે લઈ જનારા અને ભ્રમાત્મક છે તેટલા જ પ્રમાણમાં—આયુર્વેદ ચિકિત્સાના

થઇ ગયો છે કે કવિરાજ ધીરેન્દ્રનાથરાય જેવા સુયોગ્ય આયુર્વેદિક ચિકિત્સકોએ The principle of Trido ha in Ayurveda—જેવા પુસ્તકમા ડૉ. ર નનના આ નિપુયનો નિરોધ સ્વીકાર કરી લીધો છે આ પુસ્તક પર મ ાસ યુનિવર્સિટિ તરફથી સર જગદીશ બોઝ પારિતોષિક અને લાહોરથી હરજીમન દાસમીયા સ્મારક પારિતોષિક વિરાજ ધીરેન્દ્ર નાથજીને મળેલ છે પર તુ સમ્રાટ્ નિ ના ગ ર્યાગોમા ચર્ક નામના ગે વૈદ્ય હતો તેજ ચરકસંહિતાના પ્રણેતા હતા એમ માન ગે સતમ થી મારપુકે આ પ્રમાણે ચરકના નામનો પ્રયોગ તો કનિ ના સમયથી ગેં ડો વર્ષો પૂર્વે થયેલા વધા ગણુ શ્રી પાણિનિએ कठचरकाल्लुक ે સૂત્રમા પ ં મો છે જે નામ પ્રથમ પ્રસિદ્ધ થઈ ચૂક્યુ હોય તેના નામ પર ૮ વિરોધ સૂત્ર નિર્માણ થઇ શકે છે અને ચરકસહિતાના અર્થ સિવાય પ્રસિદ્ધિ ીર્ણિ માત્ર થ હોઇ શકે? આ પ્રમાણે થોડી આલોચનાત્મ દૃષ્ટિથી જ ડૉ હનલે મ ન નિપુયનો જે નિષ્પક્ષ પ્રયત્ન ેા છે તે જ્યના ભારતીય વિદ્વાનોને સમ્મત છે તથા આ ગ્રીય છે પર તે નિરોધ સ્વી ાર યોગ્ય નથી એ પણ આધુનિક વિદ્વાનોએ વિચારવા જેવુ છે[1] (અપૂર્ણ)



## ૨૮ મા નિખિલ ભારતીય વૈદ્ય મહાસમ્મેલનમા આયુર્વેદાધ્યાપક પરિષદના સભાપતિ

# પ્રાણાચાર્ય વિદ્યાસાગર મહામહોપાધ્યાય કવિરાજ ગણનાથસેન શર્મા સરસ્વતીનુ ભાષણ

( મ ૧૯૯૫ )

( અનુવાદકર્તા બાપાલાલ ગ વૈદ્ય )

ध वतरिर्विजयत करुणैरमृति
पीयूषपाणि रुदगादुदधे पुरा य ।
यदापि यस्य करणा तमिनी तरङ्गा-
सौरे क्षणात् प्रशममेति रुजादवाग्नि

આયુર્વેદ સેવા નિરત આયુર્વેદના મર્મજ્ઞ માનનીય અધ્યાપક વૃ દ!

આજે અતિ આનદનો અવસર છે આ ૮ ઘણુ લાભ ાે આ ૨૮મા નિખિલ ભારતીય વૈદ્યસમ્મેલનમા આયુર્વેદની સેવા માટે આયુર્વેદના ઉદ્ધાર માટે જેણે વ્રત લીધુ છે એવા આપ આચાર્યોનો સાથે મેળાપ થાય છે આપ લોકોએ આ પરિષ નુ સભાપતિ સ્થાન સ્વીકારવાને મને જે આમંત્રણ છે તેથી મારુ હૃદય કપે છે મારી જગા દુર્બલ

---

[1] હિંદુઓના એક વર્ગમા પ્રાચીન વૈદિક નામો રાખવાનો પ્રથા પ્રચલિત છે જેના પરિણામ વાત્સ્યાયન ધન્વતરી ચ દ્રગુપ્ત—ે નામના ઘણા સજ્જનો આજે પણ મળી આવે છે હવે આ નામો વાચીને કે સાભળીને કે કોઇ વ્યક્તિ વૈદિકકાલને વીસમી સદીનો ૮ આવિષ્કાર માને તો તે ટલી હદ સુધી યોગ્ય લાગે?

अधिगतत त्रण स्वासितत ग्रर्थेन दृष्टकमणा कृतयोग्यन शास्त्र निगन्ता राजानुज्ञातन × × × बन्धुभूतेन भूतानां सुमहायवता वद्या विशिम्नानुप्रवष्टया (सुश्रुत सू स्था ३ १ )

અર્થાત્ જેને શાસ્ત્રનો અભ્યાસ તથા શાસ્ત્રના અર્થોનું ઠીક જ્ઞાન હોય જેણે દરેક ક્રિયાઓ જોઈ હોય અને જેનો અભ્યાસ પણ સારો હોય જેને રાજાની આજ્ઞા મળી હોય જે સર્વ પ્રાણિમાત્રમાં બંધુભાવ રાખનાર હોય—આવા સુસહાય-સંપન્ન વૈદ્ય જ વૈદ્ય કર્મમાં પ્રવૃત્ત થવું

આચાર્ય ડલ્હણ ઉપરોક્ત સુશ્રુતવચનને વિશે સમજાવતા કહે છે કે राजा हि प्रजा पालनतत्पर तत्प्रमादात् वैद्यवशा राष्ट्र चर्ति त कण्टकभूता लोकस्य तस्मात् राज्ञा परीक्ष्य अनुज्ञातेन विशिष्ट अनुप्रविष्टः या इति ॥ અર્થાત્ રાજાનું કર્તવ્ય પ્રજાપાલન છે રાજાના પ્રમાદથી જ કંટકરૂપ કુવૈદ્યો રાષ્ટ્રમાં ચરી ખાય છે માટે રાજાથી સારી રીતે પરીક્ષિત તથા અનુમોદિત વૈદ્યોએ જ ધર્મમાર્ગમાં પ્રવૃત્ત થવું જોઇએ

ચક્રપાણિ પણ કહે છે निष्पन्नेन वद्यन प्रजापालक राज्ञि आत्मा गुणतो दर्शनीय ततो राज्ञा परीक्ष्य वद्य प्रजारक्षार्थमनुमन्तव्य —एष धर्म । अनिष्पन्नवैद्यगुणचिकित्सां कुर्वाणो लोका पकारकतया राज्ञा नाशनीय ॥ इति અર્થાત્ વ્યુત્પન્ન વૈદ્ય રાજા પાસે જઇને પોતાની યોગ્યતાનો પરિચય આપવો જોઇએ અને રાજાએ સારી રીતે એ વૈદ્યની પરીક્ષા લઇને પ્રજાની રક્ષા માટે એને ચિકિત્સા કરવાની રજા આપવી જોઇએ રીતસરનો અભ્યાસ ન કર્યો હોય એવા અવ્યુત્પન્ન વૈદ્ય જો ચિકિત્સા (ચિકિત્સા) કરે તો લોકોનું તે અહિત કરે એટલે રાજાએ તેને સજા કરવી જોઇએ

આથી રાજાનુમોદન આવશ્યક છે પરંતુ રાજ્યાનુમોદન વૈદ્યક શિક્ષણનો સમ્યક્ પ્રચાર વૈદ્યોનો રાજકીય ખાતાંમાં યથાયોગ્ય નિયોગ—આ બધું શી રીતે કરવા જોઇએ આ પ્રશ્ન જ ખરી રીતે વિશેષ વિચારયોગ્ય છે રાજપુરુષો પ્રજાહિત માટે જ પ્રયત્નશીલ હોય છે છતાં તે હમેશાં પ્રજા કે વૈદ્યોનું હિત કરી શકતા નથી રાજપુરુષોનો વિચાર તો પ્રજાકલ્યાણનો જ હોય છે છતાં તે ગમે કોઈ વખત પર-બુદ્ધિ-નેય હોય છે એટલે શુભ હેતુ હોવા છતાં કેટલીક વખત તેમનાથી અનિષ્ટ થાય છે દાખલા તરીકે મુંબઈ ના તીય રાજમંત્રીઓ દ્વારા પ્રવર્તીત સુરાપાન-નિષેધક કાનૂન હવે જો આ કાનૂન આયુર્વેદના આસવ અરિષ્ટો જે આસવ અરિષ્ટોમાં સુરાનું પ્રમાણ અત્યલ્પ હોય છે જે વૈદ્યોનું આત્મસર્વસ્વ છે—ઉપર લાગુ પાડવામાં આવે તો આયુર્વેદ ચિકિત્સા પદ્ધતિનું એક ઉપયોગી અંગ નાશ પામશે વૈદ્યો માટે રાજાનુમોદન (રજીસ્ટ્રેશન)ના નિયમો પણ અતિ કઠોર બનાવવામાં આવ્યા છે રાજમંત્રીઓએ આ વિષે ગીનસર વિચાર નથી કર્યો વૈદ્યોની વૃત્તિને તે હણશે એટલો કઠોર કાનૂન છે મદ્રાસમાં પણ કોંગ્રેસ મિનિસ્ટ્રી તરફથી આયુર્વેદ તરફ દૂર- દાક્ષ-અવલોકન થવા માંડયું છે આથી એ અદૂરદર્શી રાજમંત્રીઓની દૃષ્ટિમાં પલટો થાય તેઓ સમ્યગ્ જ્ઞાન કરી શકે એવી પ્રવૃત્તિઓ આપણે હાથ ધરવી જોઇએ સંયુક્ત પ્રાંતોમાં અને બિહારમાં પણ રાજ્ય તરફથી દેશી વૈદ્યકને જે ગ્રાંટ આપવામાં આવે છે તેમાંથી અર્ધી શોચ્ય જેવી યાવની ચિકિત્સા પદ્ધતિ (ઍલોપથી) ઝૂટવી જાય છે

આ પ્રસંગે આયુર્વેદ શિક્ષાપદ્ધતિ વિષે પણ વિચાર કરવાનો વખત આવી પહોચ્યો છે આ વિષે પણ ઘણો મતભેદ છે પરંતુ તેમાયે બે પક્ષોનું પ્રાધાન્ય છે એક પક્ષ એમ માને

નવીન ઉપાયો સોચવા પડશે દેશ શાન્તરથી આવેલ વિચારોનો સ્વીકાર એજ જીવતા વિજ્ઞાનનું લક્ષણ છે જીવતુ પ્રાણી જેમ ખોરાક ખાઇ તેમાંથી રસ નિર્માણ કરી તેના પ્રાણને આત્મસાત્ કરી જીવનાભિમાન કરે છે તેમ પાશ્ચાત્ય ચિકિત્સાનો જે અંશ સર્વોપરી અને વિજ્ઞાનાનુમોદિત હોય તેને પણ અવશ્ય અપનાવી લેવો જોઇએ

(વૈદ્ય નિ ભા વૈદ્ય સમ્મેલનના સભાપતિ સ્થાનેથી)

આ વિષયમા અમો પણ એવુ કહેવા ઇચ્છીએ છીએ

'ચિરાયતો ગળો સાટોડી બ્રાહ્મી, મનુવજ વગેર સૌની પણ વધુ આપવી દવાઓને પાશ્ચાત્યોએ, જગા પણ ગણ્યા સિવાય કઈ ભિન્ન પોતાની કરી લીધી છે તો પછી ક્વીનીન કોકેન ઇત્યાદિ પાંચ છ મહાપ્રભાવવાળી દવાઓ આપણે કેમ ન લેવી જોઇએ? મહર્ષિ ચરકનુ પ્રાચીન વચન અમને યાદ આવે છે તર્કેણ યુક્ત યત્ત્ર ગ્રાહ્યાગ્રાહ્ય કલ્પતે અને આ કહેવા સાથે આપણા આચાર્યોએ આયુર્વેદની સીમા નિર્ધારિત નથી કરી ભાવમિશ્ર વગેરે આચાર્યોએ ચોપચીની વગેરે દ્રાક્ષાદિ પરદેશી ચીજોને અપનાવી લીધી છે

આ પ્રસંગે ગ્રહણ કરવા યોગ્ય રોગ-વિજ્ઞાનના ઉપાયો ની બાબતમા પણ અમો થોડુંક કહેવા ઇચ્છીએ છીએ સુશ્રુતે કહ્યુ છે षड्विधो हि रोगाणा विज्ञानोपाय पञ्चभि श्रोत्रादिभि प्रश्नेन च इति રોગો જાણવાનો ઉપાય છ જાતનો છે પાંચ ઇન્દ્રિયોથી અને છઠ્ઠો પ્રશ્નથી આ આપ્તોપદેશનું અનુસરણ કરતા છાતીના રોગોના નિદાન માટે આપણે સ્ટેથોસ્કોપ નામના આ કર્ણનાડીયન્ત્રનો ઉપયોગ ભિન્ન ભિન્ન પ્રકારના શ્વાસ શબ્દો સાંભળવા માટે શુ કામ ન કરીએ? જ્વરગત તાપના નિશ્ચય માટે અને નાડીપરીક્ષા ફલનિર્ધાર માટે થર્મોમિટર નામના તાપમાનયન્ત્રનો ઉપયોગ આપણે કેમ ન કરીએ? ચાક્ષુષી પરીક્ષા કરતા સાથે કામ પડે ત્યારે સૂક્ષ્મ વસ્તુ જોવા માટે અણુવીક્ષણ યન્ત્ર (માઇક્રોસ્કોપ) અને ભગ્નાદિ વિજ્ઞાન માટે ઍક્સ-રે-યન્ત્રનો ઉપયોગ આપણે શુ કામ ન કરવો જોઇએ? અને મૂત્ર પરીક્ષામા તૈલબિંદુ પરીક્ષાની સાથે પાશ્ચાત્ય પરીક્ષાપદ્ધતિ જેવી આધુનિક પરીક્ષા શુ કામ ન કરીએ?

શલ્યચિકિત્સામા સાક્ષાત્ અગ્નિતાપ અથવા જલીય બાષ્પતાપથી યન્ત્ર શસ્ત્ર, પિચુ, પાટા વગેરેનુ સંશોધન (asepsis and antisepsis) તેમ સુરાસાર (absolute alcohol) થી ચામડીને સાફ કરી લેવાની પદ્ધતિ સાંપ્રત સમયમા વૈદ્યોએ અપનાવી લેવી જ જોઈએ અગ્નિતપ્તेन शस्त्रेण એ સૂત્રથી શસ્ત્ર શોધનનો ઉપદેશ સુશ્રુતે કર્યો છે અન્યત્ર અતિસ્ફુટ વિસ્તાર ન હોવાને લીધે આધુનિક વિધિનુ જ અનુકરણ કરવું છે આ વિધિ પ્રવર્તકનુ નામ લોર્ડ લિસ્ટર છે આ પાશ્ચાત્ય ચિકિત્સકોએ શસ્ત્રક્રિયાથી વ્રણમા ફરી પરૂ ન થાય એ માટે આ શસ્ત્રશુદ્ધિની શોધ કરી સમસ્ત પાશ્ચાત્ય જનતાને પોતાની ઋણી બનાવી છે આ વિધિથી પરૂના જંતુઓ ઉત્પન્ન થઇ શકતા નથી

(૧૧મા વૈદ્યસમ્મેલનના સભાપતિના અભિભાષણમાંથી)

વળી નિદાનના જેટલા ગ્રન્થો અત્યારે ઉપલબ્ધ છે તેમા વર્ણવેલા કેટલા રોગો આજ જોવામા નથી આવતા જેવા કે વિસૂચિકા વિવર્જિત અલસક શકટાર ભૂતોન્માદ બાલગ્રહો વગેરે ત્યારે બીજા નવા રોગો દાખલ થવા લાગ્યા છે જેવા કે નાતીમારી (ફિરંગ) સંધિજ અસ્થિજ સિફિલિસ પૂયમેહ કેન્સર વગેરે માટે વિલુપ્ત રોગોના લક્ષણો

અથવા તો પાશ્ચાત્ય ચિકિત્સકોએ આવિષ્કૃત કરેલા નવીન ચિકિત્સા માર્ગો જ આપણે અપનાવી લેવા શું? અથવા સૂચિવેધ (Injection) વગેરે નવીન ઔષધો આપણે સ્વીકારી લેવાં એમ?

તેનો આ ઉત્તર છે—આયુર્વેદના ઉત્થાન માટે આ પથ સમીચીન નથી. પશ્ચિમના ગ્રંથોના ભાષાંતરો વાંચીને જ સદ્વૈદ્યો તેના મર્મને લગભગ નહિ જ સમજી શકે. ખરી રીત તો એ છે કે આયુર્વેદીય સિદ્ધાન્તો માન્ય એને મીમાંસા કરી એવી રીતમાં લખવું જોઈએ કે તેથી પ્રાચીનશાસ્ત્રોનું ઉપબૃંહણ થાય અને નવીન ગ્રંથો નિર્માણ થાય. સૂચિવેધ વગેરે ચિકિત્સા વિધિઓ પણ વગર વિચાર્યે અવલંબ્ય [illegible] ન જ ગ્રહણ કરવી જોઈએ કારણ કે તે આપણા મતથી વિરુદ્ધ છે. પરિણામે દુઃખકર્તા છે અને લોકો તેનો દુરુપયોગ કરે છે. આવા ઇન્જેક્શનો મોટે ભાગે તીવ્રવિષોપયોગ મૃતજીવાણુનું પદ (Vaccines) તથા મૃતજીવાણુવિષ પ્રતિવિષ પ્રયોગો (Antitoxic sera) હોય છે. આ ઇન્જેક્શન મનમાની નબળાઈ (જેવા કે Diptheria antitoxin Antitetanus serum ઇત્યાદિ) ઈન્જેક્શનો બાદ કરતાં બાકીનાં ઘણાંખરાં પરિણામે દુઃખકારી જ હોય છે. આપણો સિદ્ધાંત તો "યાત્યુદીર્ણં શમયતિ નાન્યં વ્યાધિં કરોતિ ચ। સા ક્રિયા ન તુ યા વ્યાધિં હરત્યન્યમુદીરયેત્" (ઉદીર્ણ થયેલા દોષોને જે શાંત કરે અને અન્ય વ્યાધિ ઉત્પન્ન ન કરે—આ જ ખરી ચિકિત્સા છે. એક વ્યાધિ મટાડતાં બીજો વ્યાધિ ઉત્પન્ન કરે એ ખરી ચિકિત્સા ન કહેવાય) આ છે. જનતા પણ વૈદ્યોને ડૉક્ટરોનું અંધ અનુકરણ કરતી જોઈને તેનો દુરુપયોગ કરે છે એ પણ વૈદ્યોએ સમજવું જોઈએ. પૂરેપૂરો વિચાર કર્યા વિના પાશ્ચાત્ય પદ્ધતિ અપનાવી લેવામાં જોખમ છે એ તરફ વૈદ્યોએ ધ્યાન આપવું જોઈએ.

હા, અશ્મરીશૂલ કે એવા જ બીજા તીવ્રવેદનાને શાંત કરનાર અહિફેનસત્ત્વ (morphia) વગેરે સદ્યઃફલપ્રદ ઔષધોની ઉપેક્ષા વૈદ્યોએ ન જ કરવી જોઈએ.

હા, ઔષધ ખાઈને પણ શૂલ પ્રશમનનું કામ સાધી શકાય છે પરંતુ આમાં ઘણો વિલંબ લાગે છે. ફલ પણ અનિશ્ચિત રહે છે. આવે વખતે મૉર્ફીનાનું ઇન્જેક્શન આપવું એ શ્રેયસ્કર પથ છે. ત્વચા, માંસ અને શિરા વાટે ઔષધ આપવાનું તો પ્રાચીન આચાર્યોએ પણ સૂચવેલું છે. પ્રચ્છાનકર્મ, સૂચિમાર્ગ વગેરે કેટલાક ઔષધોમાં તો માથા ઉપર ચામડી કાપીને સોઈવડે ઔષધ યોજના કરવાનું સૂચન છે જ. તીવ્રશૂલ યા વ્યાધિનું આવી રીતે સૂચિવેધદ્વારા દર્દ નિવારણ કરીને ડૉક્ટરો દર્દીઓનાં ચિત્તને હરી લે છે અને દર્દીઓની ડૉક્ટરોમાં ભક્તિ દૃઢ થાય છે—આ જોયા પછી પણ આપણે આવાં સદ્યઃફલદ ઔષધો અપનાવવામાં ઉદાસીન રહીએ તો તે યોગ્ય નથી જ. આથી જ સંજીવન સ્નેહ રસોનપીયૂષ તુવરક તૈલાદિ અમે આવિષ્કૃત નવીન પ્રયોગો અમો અમારી આરોગ્યશાળામાં ત્વચા માર્ગે અમારા દર્દીઓને આપીએ છીએ અને પ્રત્યક્ષફલ દાખવી જોનારાઓને વિસ્મયમાં નાખીએ છીએ. "તાન્યુનિ પ્રચ્છયિત્વાઽસ્ય રક્તમેવ વિનિક્ષિપેત્ ... મુખ્યાન્તિનૂ મયા તોયમિશ્રયાતિપ્રયત્નતઃ" ઇત્યાદિ ત્વચા પ્રયોગવિધિઓ ચરકના સમુચ્ચયાદિ ગ્રંથકારોએ દર્શાવેલા છે—એ પણ આ પ્રસંગે આપણે યાદ કરવું જોઈએ. વિસૂચિકા રોગ (cholera)માં અપધાતુનો ક્ષય થાય છે. રક્ત સ્ત્યાન—ગાઢું થાય છે. આવે વખતે સિરાઓમાં લવણજલ ભરી ડૉક્ટરો રોગીઓનો જીવ બચાવે છે. આવી પ્રત્યક્ષ ફલત

અને પ્રાણરક્ષણ દક્ષ વિધિની વૈદ્યોએ હવે ઉપેક્ષા ન જ કરવી જોઈએ શાસ્ત્રમા કાંઈ ન કહેવાયુ હોય તોય ખીજાઓ પાસેથી સારૂ ઔષધ હોય તો તે લેવુ જ જોઈએ તદેવ યુક્ત મવ્ય યદારોગ્યાય કલ્પતે ગાળો નાખે તે અર્જુન અને દર્દ મટાડે તે જ ખરૂ ઔષધ આથી મર્યાદાનુ ઉલ્લંઘન નથી જ થતું

અત્યારે ઔષધ ગુણ પરીક્ષા માટે સસલા દેડકા બીલાડા વગેરે પ્રાણીઓને ક્લોરોફોમ આપીને બેભાન બનાવીને બેરાજસાર (alkaloids) પ્રયોગોથી હ ન િરોગો ઉપર તેની શી શી અસરો થાય ? તે જોવા જાણવાના જે પ્રયોગો થાય છે તેની તરફ અમારો નમ્ર વિરોધ છે સસલા વગેરે પ્રાણિઓ ઉપર અજમાવેલા ઔષધોની ક્રિયા અને અને મનુષ્ય શરીર ઉપર અજમાવેલા ઔષધોની ક્રિયા હમેશા એક સરખી નથી હોતી વળી ક્લોરોફોમવડે બેભાન બનાવેલા-ચૈતન્ય પ્રાણીઓ ઉપર થતી ક્રિયા જીવતા જાગતા પ્રાણિઓની ઉપર થતી ક્રિયાથી ભિન્ન પ્રકારની હોય છે વળી શરીરના એક યંત્ર ઉપર ઔષધ વાપરવામા આવ્યુ હોય તે આખી સમસ્ત શરીરમા જતા એવીજ અસર થાય છે એમ માનવુ પણ મુશ્કેલ છે બેરાજસાર (આલ્કેલૉઇડ)ના એકાગ્ર પ્રયોગથી ઉપજતી ક્રિયા અને સમગ્રબેરાજની ક્રિયા હમેશા એક સરખી નથી હોતી માટે સ્વસ્થ માણસો તેમ રોગીઓ ઉપર અષધ પ્રયોગ કરી જે જે ક્રિયાવિશેષો જોવા જાણવામા આવે તેજ સાચો રસ્તો છે વળી આધુનિક ફાર્માકોલોજી (Pharmacology) પ્રતિપાદિત પરીક્ષા ફળો સર્વથા વિશ્વાસાર્હ છે એમ નથી આ પરીક્ષા ફળ તો માત્ર દિગ્દર્શન પુરતુ જ ઉપયોગી છે એને વેદવાક્ય સમજવાની ભૂલ કદી ન કરવી

વળી નવી વસ્તુ અપનાવી લેવી જોઈએ એવા આગ્રહ-મોહમા પડીને પ્રત્યેક નવીન વસ્તુને ન લેવી જોઈએ આજે નિશ્ચિતફળવાળી ગણાતી ચિકિત્સાવિધિઓનો પાશ્ચાત્યો આવતી કાલે નિરર્થક ગણીને ત્યાગ કરે છે અલબત્ત પાશ્ચાત્યોનો આ તીવ્ર પરીક્ષા આગ્રહ અને સત્ય શોધવાનો તેમનો પરિશ્રમ અતિ આદરણીય છે તથાપિ વૈદ્યોએ તેનુ અનુકરણ કરવા જેવુ નથી કારણ કે એમા સિદ્ધાંતોની દૃઢતાનો અભાવ હોય છે આપણે અહિંયા અનેક અદ્ભુત ફલવાળી ઉત્તમ ઔષધિઓ છે પરંતુ તેમના વિશિષ્ટ ગુણોના આવિષ્કાર માટે આપણે સૌએ ખૂબ પરિશ્રમ ઊઠાવવા જોઈએ પણ ચમમાણિકય સુવર્ણભસ્મ વગેરે ધાતુઓ રસાયન ઔષધિઓ વગેરે આજે પણ જે અદ્ભુત ફળ દાન કરાવે છે તેટલો તો શુ પરંતુ તેની અર્ધનોય ગુણ પાશ્ચાત્ય ઔષધિઓ મોટે ભાગે દર્શાવી શકતી નથી રસ-ગંધકનુ મિશ્રણ ધતુરા અને વછનાગનું શોધન—આથી જે અદ્ભુત પ્રભાવવાળી અને વ્યાપદ્રહિત ક્રિયા સિદ્ધિઓ ઉપલબ્ધ થાય છે તેમાનો અલ્પાંશ પણ દિવસ ઊગેને નવી નવી દવાઓ પ્રસિદ્ધિમા લાવનાર પાશ્ચાત્ય વૈદ્ય બતાવી શકતુ નથી આ છતા પણ નિદ્રાપ્રદ સદ્ય પ્રશમનકર અને વિષઘ્ન—આવી ત્રણ જાતની અનેક દવાઓ તેમના વૈદકમા છે તે ધ્યાનાર્હ છે પ્રશસનીય છે માટે જ્યા સુધી આપણે તેની જાતના અથવા તેથી પણ અધિક ફળવાળા ઔષધો શોધી ન કાઢીએ ત્યા સુધી તેનો ઉપયોગ કરવો જોઈએ વેદના શાતિના કાર્યમા વૈદ્ય કશી પણ ન્યૂનતા ન રાખે બીજા કોઈથી તે પાછળ ન રહે એ જોવા અધીરો છુ કારણ કે જુના રોગોને ધીરે ધીરે સારા કરવામા જેટલો યશ નથી મળતો તેથી અધિક યશ સદ્ય દુઃખપ્રશમનની વૈદ્યાને મળે છે અને દરદીઓની તેમની તરફ ભક્તિ દૃઢ થાય છે

આ સિવાય પણ વધારે બીજુ ઘણુ કરવાનુ છે આયુર્વેદીય ઔષધિઓ ત્રિદોષતત્ત્વ પંચકર્મ વગેરે તત્ત્વોનુ અન્વેષણ ( Research) આપણે કરવાનુ છે આ કામ વૈદ્યોએ અને ખાસ કરીને આયુર્વેદ વિદ્યાપીઠે તત્ત્વાન્વેષણ શાળા ( Laboratory ) સ્થાપીને હાથ ધરવુ જોઈએ આવી શાળાઓમા તાપ્ર ખપર વિમનાદિ નિર્માણ વસ્તુઓ ક્રિયાવિશેષો પ્રયોગવિશેષોનું સારી રીતે સંશોધન થવુ જોઈએ અત્યારે તો સ્વર્ણમાક્ષિક ધમા કેમીકમા તાંબાનો ભાગ અલ્પ તો બીજામા અત્યધિક જેથી વાતિભાતિ થાય છે (2 to 20 p C ) તે આ સ્થિતિમા તેને કેમ વાપરવી એ સમજાતુ નથી આ માટે તો વૈદ્યસમેલનના ભૂતપૂર્વ સભાપતિ દર્શનશાસ્ત્ર મર્મવેત્તા પં શ્રી ગંગાધર શાસ્ત્રી ગુણેના ગહન આયુર્વેદના અધ્યયનની છે નાગ મહાભાગ પં શ્રી યાદવજીભાઈ ત્રિકમજી આચાર્યના અને અમારા પ્રિયશિષ્ય કવિરાજ શ્રી પ્રતાપસિંહજીના પ્રયત્નોને કયો વૈદ્ય નહિ વખાણે? અથવા કયો વૈદ્ય એમનો ઋણી નથી?

વિલુપ્તપ્રાય પુરાણી જાણીને ચરકસુશ્રુતાદિ શાસ્ત્રોપદેશને શિરોધાર્ય કરી અષ્ટાંગ આયુર્વેદને પ્રાણવાન બનાવવાને આપણે સૌએ સુસંગત પ્રયત્નો આદરવા જોઈએ આ પ્રયત્નો અત્યારે ભારતવર્ષમા સર્વત્ર શરૂ થઈ ગયા છે અને અમને તો આશા છે કે ભૂતાગત સુવર્ણની માફક વૈદ્યશાસ્ત્ર પણ એકવાર ફરીથી સમુજ્જ્વલ રૂપ ધારણ કરશે જ આયુર્વેદનુ નવીન કલેવર બનાવવામા તો આપ સૌ જ અમારા મદદગાર છો આવશ્યક વિષય પ્રધાન પાઠ્યસૂચી અને તે અનુસાર નવીન ગ્રંથ રચના તેનું અધ્યયન અને અધ્યાપન કરી કરાવી આપ જ આયુર્વેદને જરા-મરણ-નિવારણ-સમર્થ બનાવી શકશો નવીન આયુર્વેદની વિજય-પતાકા લઈને આવવાવાળા અમો આપ જેવાઓના અનુચર છીએ અને આપની પૂર્ણ સહાનુભૂતિ તથા શુભ કામનાની જ આશા રાખીએ છીએ વૈદ્યસમાજને અમો પોકારીને કહીએ છીએ કે

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान् निबोधत ॥

॥ इति शम् ॥

---

## નિખિલ ભારતવર્ષીય ૨૮ મા વૈદ્ય સમેલન પ્રસંગે ભરવામા આવેલ

## પ્રદર્શન

( લેખક—વૈદ્ય બાપાલાલ ગ વૈદ્ય પ્રદર્શન સમિતિ તરફથી )

( તા ૨૭-૧૨-૩૮ )

પ્રદર્શન ઉપર માર્ગદર્શક ગાઈડ છપાવવાનો ઉદ્દેશ હતો પરંતુ સમય ૨૬ મી તારીખે મળ્યુ એટલે એક દિવસ જેટલા ટુંકા સમયમા વિશદ વિચારણા માગતી નોંધ લખવાનુ ન બન્યુ છતાંય અભ્યાસ દૃષ્ટિએ અમુક અમુક દ્રવ્યો તરફ વૈદ્ય બંધુઓનું ધ્યાન ખેંચવા માટે આ નમ્ર પ્રયાસ છે આ લખાણની મર્યાદા ધ્યાનમા રાખવા સૌને નમ્ર વિનંતિ છે મતભેદને અવકાશ છે જ

આયુર્વેદાચાર્ય ચિકિત્સક ચૂડામણી રાજવૈદ્ય દિક્ષિત પં મધુસૂદન શાસ્ત્રી મૃત્યુંજય

નાગકેશર તરીકે વાપરે છે બજારમા રાસ્નાની ઝુડીઓ મળે છે તે (આ ઝુડીઓ કાંડિયા વાડમા નફરા ના થી હેમીના મૂળીયા –આવે છે) તથા કચ્છી રાસ્ના જે ઉત્તર હિંદસ્તાન વગેરે સ્થળોએ રાસ્ના તરીકે વપરાય છે તે મારો કપિલો ઉત્તમ પીપરીમૂળ ખરી અને ખોટી કાકડાસીંગી સફેત અને કાળુ નસોત્તર પાષાણભેદ પાતાળ તુંબડી નાયમાણ વખરો દવ ાર અને ચીડ (આ ચીડ જ ગુજરાતમા દેવદાર તરીકે વપરાય છે) કુકડીય (હીડનોકાપસ) અને વૈનમોગરાના બીજ બ ાર અગર અને સારો કૃષ્ણગુરુ અસલી હિંગ (આપણે બધા અશુદ્ધ હિંગ વાપરીએ છીએ) અમન ડીકામાલી રૂમળ હપુા (Jupnierના ફળ છે) શુદ્ધ ગુગળ ખોટી ખરી ગ ૂપીંપર પાષ વાળો વગેરે શુદ્ધ દ્રવ્યો છે એમ અમારૂ માનવુ છે

**સપ્તર ગી** ગોના તરફ ખૂબ વપરાય છે યકૃત્ ઉપર મારૂ ગણાય છે આ ઉપયોગી વનસ્પતિના મૂળ અહિંઆ સુરત વલ્લભદાસ ઓષધિ ભડારે શીશીમા રાખ્યા છે (Casearia esculenta n o samydaceal)

સપ્તરગી ડીજીનીસ બનેડોના પોંડારીનમ્ (પાપ્ર) સોમ (છે ?) રામા [ થાઈમ જેમાથી થાઈમૉન કાઢવામા આવે છે કાશ્મીરમા થાય છે ] કીમગીસાકારગી (Viscum album) વૉગીયા ઇત્યાદિ દવાઓ વાપરવા યોગ્ય હોઇ એનો પરિચય આવશ્યક છે

હજી શનિપર્ણી અને પૃશ્નિપર્ણી પણ આપણે નક્કી કરી શકયા નથી આ વાત નમૂનાઓ ઉપરના નામો જોવાથી સમજાશે છે આવા થોડા એટલે નમૂનાઓ ટેબલ ઉપર રાખવામા આવ્યા છે પૃશ્નિપર્ણીને કેટલા શાલિપર્ણી અને કેટલા શાલિપર્ણીને પૃશ્નિપર્ણી માનવા લાગે છે પૃશ્નિ એટલે ચિત્રવિચિત્ર જેના પાન ચિત્રવિચિત્ર (Spotted) હોય વળી જેના ફુલની લટાર સિંહપુચ્છ સદશ હોય એ પૃશ્નિપર્ણી=Uraria p ctr Uraria pictaનો અર્થ પણ ચિત્રવિચિત્ર પાનવાળી એવોજ થાય છે [illegible] છોડ થાય છે અમો તો માનીએ છીએ કે શાસ્ત્રોક્ત પૃશ્નિપર્ણી આજ છે અને શ્રી બાપાલાલ ગ વદ્યનો પૃશ્નિપર્ણીનો નમૂનો જોવાથી તે સમજાશે

શાલિપર્ણી એટલે Desmodium gangeticum n o Leguminoseae સાનવણુ નામથી જ આ છોડ ઓળખાય છે અને ઘણાખરા પૃશ્નિપર્ણી માને છે સાચી શાલિપર્ણીનો નમૂનો જોવા મળી શકશે

કેટલાક અનતા અને સારિવાને ભિન્ન ભિન્ન માનતા જણાય છે ઝંડુફાર્મસીના નમૂનામા પણ બન્ને ચીજો ભિન્ન ભિન્ન નામોથી (વાસ્તવિક તો એકજ વનસ્પતિ બ તેમા ભરી લાગે છે) આવેલી છે સારિવા તો નિશ્ચિત જ છે અનતા ને સારિવાનો પર્યાય માનીને મહિરનતા ટાળવા જેવી છે મત્સ્યાક્ષી ને યાધવે હુનગુ ા તિ લોકે તરિકે ઓળખાવી છે પૂ જાદવજીભાઇના ક માનેલી મિશ્ર મત્સ્યાક્ષીનો જે નમૂનો [ alternanthera sessalis n o Amarantaceae ગુજરાતી નામ [illegible] ] અહિં રાખવામા આ ો છે તેને હુનગુ ા તરિકે ઓળખાવે છે એટલે મત્સ્યાક્ષી આને માનવી પડે ખરી

બાકી દેશી તથા સસ્કૃત નામોની ચર્ચામા ઉતરવુ અત્રે અસ્થાને છે કોઈએ હુરહુરા હિલમોચિકા નો નમૂનો રાખ્યો છે હુરહુરા એટલે ગુજરાતી તનમણી કે કાનફાડી હિલમોચિકા બગનામા થાય છે કોઈએ સીમમૂળીના (Commelinaceae)ને વિષ્ણુક્રાન્તા ભેદ નામ આપે છે કોઇ નિદુકા (tigers claws) ને વાઘનખ કહે છે આવા માટે પણ હજી ગોટાળો ઊભો છે

વા પદ રાખ્યું છે પછી રહ્યું अस्ति वातोविशोधी એટલે એનામા કપડા શુદ્ધ-મેલ રહિત કરવાનો ધર્મ છ

આળીના અર્ધા ના મા ગુણન નિ છે આણુક્ષારથી રતાધળાપણુ જ મો વ્રણુન્નુ ઉદાનત અને કૃમિઓનો નાશ થાય છે

મૂળમા नक्तान्धत्वम् ની ટીકામા अञ्जनेन विस्रतामण्डकण्डूम् ની ટીકામા प्रक्षणेन અને चतुर्जातम् એ ટીકામા वर्तिविधया ગોઠવી મુનામા છે એથી સ્પષ્ટ થાય છે કે રતાધળાપણામા આ દ્ર આખમા આજતા અમરકારક નીવડે છે ારે અડકણુમા આ પણ તે સ્થાને મર્દન થતા કામ થાય છે અને કૃમિરોગમા આ દ્ર બસ્તિથી શરીરમા દાખલ થવુ જોઇએ

चक्षुष्य—विस्रताम् અને सोदावलम् મેળ પદો ટીપ વિના રહી જાય છે પરતુ એ સમજવા માટે તો વૈદ્યો ગણુ અને કવિ મહાનુભાવોની લાક્ષણિક પદ્ધતિને ખ્યાલમા રાખવાની જ જરૂર છે

विस्रताम् અને कण्डूकण्डूम् ો મદા મધિમમદ્ધ છે પ્રસ્તુત નની વાપરવાની રીત એક છે તેવુ શીતના માતરજ જાણે ન્હિ બેઉ શબ્દો મલિમમ રી આપણને સૂકેત રામ નવે છે

અન્તિમ ચરણુમા પણ એવો સકેત છે सोदावत પ चतुर्जातम् સાથે જાય છે સમાસરાગુ એ પ છે સહોક્તિથી બેઉનો સબધ સિદ્ધ છે માટે બેઉમા આ ય સમાન રીતે વાપરવુ એવો નિર્દેશ છે

આ સાણુ આખમા જતા આખો ાજે છે લાલ થાય છે અને આસુ પણ આવે છે રતાધળાપણાના આવ પ્રતિકારોમા પણ એવા તીક્ષ્ણ ઉષ્ણ લવણ જનો સમાવેશ છે એથી આ પ્રયોગમા અનર્થ નહિ પણ કાળજી રાખવી જોઈએ

ચોગીને ાસાથી મેલ દૂર થાય અને પરિણામે મેલથી થતી વિસ્રતા અને અડકણ ખપ ન રહે

ક્ષાર ગુણ વાતવિરોધી છે મલાવરોધાદિ ારણોથી ઉદાવર્ત થાય ેમા સાણુના પાણીની બસ્તિ ેરકુ કામ ે છે ેક તો વાતસગુણમાગી મલાવરોધનો વિધ્વંસ કરે બીજુ વિકૃત વાયુને આત્મગુણોથી નકૃત કરે

કૃમિના બાહ્ય પ્રકારોમા સાણુથી હાથ ધોવાની ઉપચાર પદ્ધતિ છેજ અભ્યતર કૃમિમા ઉપવાસાદિ અ ય વિધિ સા સાણુના પાણીની બસ્તિ આપવાથી ઘણા પડેલા કૃમિ આતરડામાથી બહાર ની ળી આવે છે

આમ સાણુક્ષાર વિવિધ પદ્ધતિથી પ્રયોજતા વિવિધ ાધિમા કામ ાસ માનમ પડતો હોવા છિે અ ય નિઘટુકારોએ ઉ લેખ કીરો નથી ધાા દ્ર યો ક તો એવા મળી શકે જેનો વ્યવહારમા ધમધો ાર ઉપયોગ થતો હોય છતા આયુર્વેદમાથી તિરસ્કૃત રહી ગયા હોય તદ્વિદાની તે દિશામા ઉત્સાહ શક્તિભરી પ્રગતિ આજે આવશ્યક અને આવકારપાત્ર છે

લી

મહોપા યાય કાશીવિશ્વનાથ પ્ર વ્યાસ
સાહિત્યાચાર્ય કા ય વિશારદ મીમાંસાશાસ્ત્રી
ગૃહીતાયુર્વેદશાસ્ત્ર
ઊંઝા

Regd No B 1319

વડોદરા રાજ્યની લાયબ્રેરીઓ માટે મંજુર થએલુ

વૈદક સિદ્ધાન્તોને તુલનાત્મક દૃષ્ટિથી તથા
અનુભવની દૃષ્ટિથી, ચર્ચનારૂં વૈદક માસિક

# આયુર્વેદ વિજ્ઞાન

પુસ્તક- ૨૨
અંક ૪

तन्नैव युक्तं भैषज्यं यदारोग्याय कल्पते।
स चैव भिषजां श्रेष्ठो रोगेभ्यो यः प्रमोचयेत्॥

ફેબ્રુઆરી
૧૯૩૯

તંત્રી અને પ્રકાશક-
દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી
ઝંડુ ફાર્માસ્યુટીકલ વર્કસ લી૦ તરફથી
૬ સયાની રોડ મુંબાઇ-૧૪





લવાજમ રૂા ૨-૦-૦
લાયબ્રેરીઓ માટે ૧-૮-૦

# આયુર્વેદ વિજ્ઞાન

नमो ब्रह्मप्रजापत्यश्विवलभिद्धन्वन्तरिसुश्रुत-
भरद्वाजपुनर्वस्वग्निवेशचरकप्रभृतिभ्य

પુસ્તક ૨૨ મુ ]   ફેબ્રુઆરી ૧૯૩૯   [ અંક ૨


## આયુર્વેદિક ગ્રન્થ સાહિત્યની પૂર્તિ શી રીતે થાય?

( લેખ —વૈદ્ય યા વજી ત્રિ ભટ્ટ આચાર્ય )

( નિ ભા ૨૮ મા વૈદ્ય સમેલનમા અધ્યાપક સમેલનના આર ભમા એ સમેલનના સ્વાગતાધ્યક્ષ તરફથી જે નિબન્ધ વહેચવામા આવ્યો હતો તેનો અનુવાદ ત ત્રી )

પ્રાચીન સમયમા ભારત વર્ષમાજ આયુર્વેદ (ચિકિત્સાશાસ્ત્ર )નો જન્મ અને વિકાસ થયો છે એજ વાત બીજા દેશના ઇતિહાસનો પણ માને છે ભારતીય લોકોની માન્યતા છે કે સૃષ્ટિની ઉત્પત્તિ બ્રહ્માથી થઈ અને આયુર્વેદનો જન્મ પણ બ્રહ્માથી થયો બ્રહ્મા પાસેથી પ્રજાપતિ દક્ષપાસેથી અશ્વિનીકુમાર અને અશ્વિનીકુમાર પાસેથી ઇ દ્ર આયુર્વેદ શીખ્યા તેઓએ અને તેઓના શિષ્ય પ્રશિષ્યો એ અનેક સંહિતાઓ અને તન્ત્રો લખ્યા આ આરકાળમા (આજથી પચીસો વર્ષ પહેલા) આપણો આયુર્વેદ બીજા સભ્ય દેશોના ચિકિત્સાશાસ્ત્રોની તુલનામા અવશ્ય ઉચ્ચ કોટિનો હતો બીજા દેશના જિજ્ઞાસુઓ ભારતવર્ષમા આવી અહીંના ચિકિત્સાશાસ્ત્રનુ અધ્યયન કરી જતા અને પોતાના દેશમા તેનો પ્રચાર કરતા હતા એ વખતે આયુર્વેદમા નવીનવી શોધો થતી હતી ઋષિઓ તદ્વિદ્યસભાષા પરિષદો મેળવી શાસ્ત્રની ચર્ચા કરતા હતા એક બીજાના મતોનુ યુક્તિપૂર્વક ખડન મડન પણ કરતા હતા એ વખતે આયુર્વેદના સર્વ અંગો સબધી મોટા મોટા વિસ્તૃત સહિતા ગ્ર થો લખાતા હતા હમેશા તેમા નવા નવા વિચારોનો સમાવેશ થતો હતા પરતુ પછી ભારતવર્ષ ઉપર વિદેશીઓના વારવાર થયેલા હુમલાઓથી તથા બુદ્ધના જન્મ પછી થયેલા ધાર્મિક સઘર્ષ તથા વિપ્લવથી આયુર્વેદના વિકાસનો માર્ગ અટકી ગયો નવા અને સ્વતત્ર વિચારોવાળા ગ્ર થો લખવાનો ક્રમ દિનપ્રતિદિન ઘટતો ગયો પરદેશીઓના હુમલાઓ તથા ધાર્મિક વિપ્લવોએ આપણા આયુર્વેદિક સાહિત્યનો એટલો નાશ કર્યો કે સાતસો આઠસો વર્ષ પહેલાના ટીકાકાર ચક્રપાણિ દત્ત ડલ્હણ ઇ દુ વિજય રક્ષિત અરૂણ દત્ત વગેરેના સમયમા જે ચાળીસ પચાસ આયુ સહિતાઓ ભિન્ન અંગોના વિષયમા ઉપલબ્ધ હતી તેમાથી ચરક-સુશ્રુત બે સપૂર્ણ (તે પણ પ્રતિસસ્કૃત ) અને ભેડ તથા કાશ્યપ સહિતા એ બે ખડિત ગ્ર થો એને બાદ કરતા બીજા સર્વ સહિતા તથા તત્ર ગ્રન્થો આપણા દુર્ભાગ્યે લુપ્ત થઇ ગયા છે સહિતા ગ્ર થોજ નહિ પણ મધ્યકાળમા ઇ સ ૭૦૦ થી ૧૧૦૦ સુધીમા રચાયેલા ભટ્ટારકહરિચદ્ર જેજ્જટ ગયદાસ વગેરેના વિસ્તૃત ટીકા ગ્ર થો પણ આજે આપણી પાસે નથી આપણા કેટલાક વૈદ્યભાઈઓ માને

છે કે વર્તમાનમાં જે ચરક અને સુશ્રુત સંહિતાઓ મળે છે તેમાં જ સમસ્ત ભારતીય ચિકિત્સા શાસ્ત્ર આવી ગયું છે પરંતુ તેઓની આ માન્યતા ઠીક નથી ખંડિત રૂપમાં જે ભેડસંહિતા અને કાશ્યપસંહિતા મળી છે એમાં પણ કેટલીક એવી માન્યતાઓ મળે છે કે જેનો ચરક સુશ્રુતમાં ઉલ્લેખ નથી તેમાંથી એક બે બાબતો દિગ્દર્શન માટે અહીં ઉતારું છું–

(૧) शिरस्तालवन्तरगतं सर्वेन्द्रियपरं मनः ।
तत्रस्थं तद्धि विषयानिन्द्रियाणां रसादिकान् ॥
समस्तानभिजानाति ।
ऊर्ध्वं प्रकुपिता दोषाः शिरस्तालवन्तरस्थिताः ।
मनः संदूषयन्त्याशु ततश्चित्तं विपद्यते ॥
चित्ते व्यापदमापन्ने बुद्धिर्नाशं निगच्छति ।
ततस्तु बुद्धिव्यापत्तौ कार्याकार्यं न बुध्यते ।
एवं प्रवर्तते व्याधिरुन्मादो नाम दारुणः ।

(ભેડ સંહિતા ચિ. સ્થા. અ. ૮)

ઉપરના વચનમાં મનનું સ્થાન તાલુ (એટલે કે તાળવાથી ઉપલક્ષિત પ્રદેશ) અને માથું એટલે કે શિરઃકપાલથી ઉપલક્ષિત પ્રદેશ એ બેની વચ્ચે જેવું સ્પષ્ટ કહેલું છે તેવું સ્પષ્ટ મનનું સ્થાન ચરક સુશ્રુતમાં નથી મળતું.

(૨) हृदो रसो निःसरति तस्मादेव च सर्वशः ।
सिराभिर्हृदयं चैति तस्मात्तत्प्रभवाः सिराः ॥

(ભેડ સંહિતા સૂ. સ્થા. અ. ૨૧)

લોહી શરીરમાં હમેશાં ફરતું રહે છે એ વાત જો કે ચરક સુશ્રુતને પણ માન્ય હતી પણ અહીં રસાભિસરણ (રક્તાભિસરણ)નું વર્ણન સૂત્રરૂપમાં પણ જેટલી સ્પષ્ટતાથી કરેલું છે (રસ–રક્ત હૃદયમાંથી નીકળી આખા શરીરમાં ફરી પાછું હૃદયમાં આવે છે) એની સ્પષ્ટતાથી ચરક સુશ્રુતમાં નથી મળતું.

એજ રીતે કાશ્યપ સંહિતાના દંતજન્મિકાધ્યાયમાં દાંતોની ઉત્પત્તિ આદિનું વર્ણન જાતકર્મોત્તરીયાધ્યાયમાં જાતકને છઠ્ઠા મહિનાથી ફળ અને આઠમાસ પછી અન્ન આપવાનું વિધાન, ફક્કચિકિત્સિતાધ્યાયમાં ફક્કરોગ (રિકેટ્સ)નું વર્ણન વગેરે ચરક સુશ્રુતમાં નથી મળતા એવા અનેક વિષયો મળે છે.

આ દાખલાઓથી અનુમાન થઈ શકે છે કે બીજી આયુર્વેદની સર્વ પ્રાચીન આર્ષસંહિતાઓ આજે ઉપલબ્ધ હોત તો આજે જેને લોકો પાશ્ચાત્યોની નવી શોધ કહે છે તેવી કેટલીએ બાબતો એમાંથી મળી આવત તે નથી કહી શકાતું.

આ શિવાય વેદ, મહાભારત, રામાયણ, પુરાણ, કૌટિલીય અર્થશાસ્ત્ર, બૌદ્ધ અને જૈનસાહિત્ય વગેરેમાં કોઈ કોઈ એવી આયુર્વેદિક બાબતો મળી આવે છે જેવું ચરકસુશ્રુતમાં

નામનિશાન પણ નથી. આ જોતાં ચરકસુશ્રુતનાં ગ્રંથો માત્ર સંપૂર્ણ આયુર્વેદ સમાઈ ગયો છે એમ કેમ મનાય ? વેદોમાંથી કેટલાંક વચનો અહીં ઉદાહરણ તરીકે આપીએ છીએ --

अलगण्डून् सर्वान् शलुनान् क्रिमीन् वचसा जम्भयामसि

( અથર્વ સંહિતા કાંડ ૨ સૂક્ત ૩૧ )

अलगण्डूनिति एतन्नाम्नः शोणितमांसदूषकान् क्रिमिविशेषान् शलुनानिति च तन्नामकान् सर्वानपि क्रिमीन् ।

( સાયણ ભાષ્ય )

આ મંત્રમાં રક્ત અને માંસને દૂષિત કરનારા 'અલગણ્ડુ' અને શલુન નામના સૂક્ષ્મ કીટાણુઓનું વર્ણન છે. આ બે ક્રિમિઓનો ચરક સુશ્રુતમાં ઉલ્લેખ પણ નથી.

" ये क्रिमयः पर्वतेषु वनेष्वोषधीषु पशुष्वप्स्वन्तः ।
ये अस्माकं तन्वमाविविशुः सर्वं तद्धन्मि जनिम क्रिमीणाम् ॥ "
" उद्यन्नादित्यः क्रिमीन्हन्तु निम्रोचन्हन्तु रश्मिभिः ॥ "

( અથર્વ સંહિતા કાંડ ૨ સૂક્ત ૩૧ )

" तन्वं हन्तुं शरीराणि, आविविशुः व्रणमुखेन अन्नपानादिद्वारेण वा प्रविष्टाः "

ઉપરના બેય મંત્રોમાં પર્વત, વન, ઔષધિ, પશુઓના શરીર અને પાણીમાં થનારા તથા વ્રણમુખ દ્વારા તેમજ ખોરાક પાણી દ્વારા માણસના શરીરમાં પ્રવેશ કરનારા ક્રિમિઓનું તથા સૂર્યકિરણો દ્વારા તેઓના નાશનું વર્ણન છે. આથી રોગોત્પાદક સૂક્ષ્મ કીટાણુઓનું આ વર્ણન છે એ સ્પષ્ટ છે. ચરકસુશ્રુતમાં નથી મળતું એવું ચિકિત્સાશાસ્ત્ર સંબંધી ઘણું કથન વેદમાં છે.

હરિવંશમાં લખ્યું છે કે --

कफवर्गे भवेच्छुक्रं पित्तवर्गे च शोणितम् ।

(હરિવંશ પર્વ ૧ અ. ૪૦)

અર્થાત્ શુક્ર કફવર્ગમાં છે અને રક્ત પિત્તવર્ગમાં છે. હરિવંશનું આ વચન જરૂર આયુર્વેદની કોઈ પ્રાચીન સંહિતાના આધારે લખાયું હશે. એ વચનમાં પિત્ત અને કફને એક એક વર્ગ ધારી ધાતુ ન ગણતાં અનેક શારીર ધાતુઓના વર્ગરૂપ ગણેલ છે. આ કલ્પના આવા સ્પષ્ટરૂપમાં આયુર્વેદના ઉપલબ્ધ કોઈ સંહિતાગ્રંથમાં જોવામાં નથી આવતી. આયુર્વેદમાં રોગ વિષયમાં પ્રમેહ કુષ્ઠ જ્વર ગોથ એના વર્ગની જ કલ્પના છે. આ વિષયની વધારે ચર્ચા વિસ્તારભયથી અહીં નથી કરતો.

ઉપર આપેલા થોડાં ઉદાહરણોથી એટલું તો સ્પષ્ટ થાય છે કે આપણું વર્તમાન આયુર્વેદીય ગ્રંથ સાહિત્ય એ સંપૂર્ણ ચિકિત્સાશાસ્ત્ર નથી. શાસ્ત્ર નહીં હોવાથી બીજાં ચિકિત્સાશાસ્ત્રો સાથેની મોટી હરિફાઈમાં કાયચિકિત્સા સિવાય બીજાં અંગોમાં ટકી શકે એમ નથી. હરિફાઈની લડાઈમાં તો તેજ ટકી શકે છે કે જે વધારે સાધનસંપન્ન તથા સાધનસંપન્ન હોય. આ કારણથી વર્તમાનમાં આપણા વિદ્વાન વૈદ્યભાઈઓનું સર્વ પ્રથમ

વનસ્પતિ ઓળખવાનું પણ શાસ્ત્ર છે જે સાધારણ રીતે વનસ્પતિ શાસ્ત્ર-botany તરીકે ઓળખાય છે પરન્તુ વનસ્પતિ શાસ્ત્ર કરતા ઉદ્ભિજ્જ શાસ્ત્ર એ નામ વિશેષ સાર્થક લાગે છે સુશ્રુતે ઉદ્ભિજ્જ ત ઉદ્ભિદ અર્થાત્ પૃથ્વીનું પેટ તોડીને જે બહાર આવે છે તે ઉદ્ભિજ્જ ચર ... કે છે કે औद्भिदं तु चतुर्विधम् वनस्पतिस्तथा वीरुद् वानस्पत्यस्तथौषधि અથાત્ ઉદ્ભિજ્જના ચાર ભેદો પાડવામા આવ્યા છે (૧) વનસ્પતિ (૨) વિરુધ (૩) વાનસ્પત્ય અને (૪) ઔષધિ અર્થાત્ વનસ્પતિ એ તો ઉદ્ભિજ્જનો એક ભેદ છે એટલે વનસ્પતિ શાસ્ત્ર કરતા ઉદ્ભિજ્જશાસ્ત્ર વિશેષ યોગ્ય લાગે છે ... फल वनस्पति पुष्पैर्वानस्पत्य फलैरपि ॥ ओषध्य फलपाकान्ता प्रतानै वीरुध स्मृता । चरक ... १ ७२ ?

અર્થાત્ ફુલ સિવાય જેને ફલ બેસે તે વનસ્પતિ
જેને ફુલ અને ફલ બન્ને આવે તે વાનસ્પત્ય

ફલ બેઠા પછી અને તે પાક્યા પછી જે સુકાઈ જાય તે ઔષધિ અને વેલા ગુલ્માદિ તે વિરૂધ-આ ચરકનુ વર્ગીકરણ છે સુશ્રુતમા વાનસ્પત્યને બદલે વૃક્ષો નામ રાખવામા આવ્યુ છે

ફુલ સિવાય ફલ બેસે તે અપુષ્પ વનસ્પતિ જેને અગ્રેજીમા Cryptogamous Plants અથવા Cryptogamia કહેવામા આવે છે તે અર્થાત્ વનસ્પતિ એટલે Cryptogamous plants

ફલ અને ફુલ બન્ને આવે તે વાનસ્પત્ય અથવા જેને અગ્રેજીમા Flowering Plants અથવા Phanerogamous Plants અથવા Phanerogamia કહેવામા આવે છે તે ઔષધિ એટલે તો ફલ પાક્યા સિવાય સુકાઈ જનાર બાજરી ઘઉં જુવાર ચોખા ઇત્યાદિ ધાન્યજાતો જે અર્થમા ઔષધિ નો ઉપયોગ કરે છે તે કરતા ઔષધિ ... નો અર્થ જુદો છે એ સમજવુ જોઈએ

સુશ્રુત ટીકાકાર ... પણ વિરૂધના બે ભેદો प्रतानवत्यस्तम्बिन्यश्च આપે છે ડલ્હણ કહે છે કે પ્રતાનવત્ય એટલે વિસ્તારવાળી વિરુધ જાતિ ય ને કેટલાક ગુલ્મિની કહે છે ગુલ્મ એટલે વર્તુલતામતનિવિષ્ટ અર્થાત્ વિ ...રી તોરણ (અદરવલી અથવા ગુનવલ્લી) શાલપર્ણી પૃશ્નિપર્ણી વગેરે ગુલ્મિની વીરુધ ગણાય છે ફલપાક નિષ્ઠ ઔષધિના પણ ડલ્હણ વળી પાછા બે ભેદ પાડે છે - (૧) ફલ નિષ્ઠ ઔષધિઓ ડાંગર અનાજ વગેરે અને (૨) પાકનિષ્ઠ ઔષધિઓ પાક્યા પછી જે કરમાઈ જાય-જેને ફુલ કે ફલ બન્નેમાથી એક પણ આવે નહિ એવી ઔષધિઓ બીનાડીના રોપ ઇત્યાદિ

વરાવિક ભાષ્ય ... પ્રશસ્તપાદ આથી પાંચ ભાગમ વર્ગીકરણ આપે છે પ્રશસ્તપાદે ઉદ્ભિજ ને છ વિભાગમા વહેચ્યુ છે (૧) તૃણ (૨) ઔષધિ (૩) વૃક્ષ (૪) લતા (૫) અવતાન અને (૬) વનસ્પતિ અવતાનને શ્રી બ્રજેન્દ્રનાથ શીલ arboraceous Plants કહે છે ઘાસને તૃણમા ગણાવી તેનું નામ તૃણ વર્ગ રાખવામા આવ્યુ છે તૃણવર્ગ એટલે હાલ જેને વનસ્પતિ શાસ્ત્રીઓ Gramineae કહે છે તે વર્ગ ઔષધિમા Cereals અને

Legumes બનેનો સમાવેશ થાય છે¹

ત્યાર આપણે ઉદ્ભિજ્ જગત (Vegetable Kingdom) ને મુખ્ય બે વર્ગમા વહેચીશુ તો તે વિશેષ સુગમતાવાળુ થઇ પડશે આજના વનસ્પતિશાસ્ત્રીઓ પણ આજ પ્રમાણે વર્ગીકરણ પાડે છે –




સપુષ્પ વનસ્પતિના એકદલ અને દ્વિદલ ભેદો બધાને સુગમ છે પરન્તુ અપુષ્પવનસ્પતિના અનેક ભેદો વિષે આપણા ઘણો મોટો ભાગ જાણતા નથી આ અતિગમિક વિચાર છે અને એનો અભ્યાસ પૂર્ણ રૈયિક અને બોધ છે આધુનિકોએ અપુષ્પવનસ્પતિને ત્રણ વર્ગમા વહેચી નાખી છે (૧) સ્થાણુદ્ભિજ (૨) ઉદ્ભૂતાવયવી અને (૩) પાર્ણિની

સ્થાણુ ભિજ્જ એટલે સૃષ્ટિની શરૂઆતમાં જે વનસ્પતિઓ પાણીમા ઉગતી હતી તે દરિઆઈ વનસ્પતિઓનો આમા સમાવેશ થાય છે વિદ્વાનો કહે છે કે સૃષ્ટિની શરૂઆતમ

¹ ચરકે શુકધાન્ય અને શમીધાન્ય એવા આહાર દ્રવ્યના બે મુખ્ય ભેદો ગણ્યા છે શુકધાન્યમા શાલિ વ્રીહિ શ્યામાક નીવાર યવ વેણુયવ ઘઉં નદીમુખ વગેરેનો સમાવેશ થાય છે તૃણવર્ગ–ગ્રામીનેસી મોટે ભાગે શુકધાન્યમા અતર્ગત થઇ જાય છે જ્યારે શમીધાન્ય એટલે કોશમાત્ર શિંગો વગેરે Leguminous plants શિમ્બીવર્ગ–લેગ્યુમીનોસીમા આવી જાય છે કેટલાક શુકધાન્યને Cereal અને શમીધાન્યને Legumes કહીએ તો ચાલે શુકધાન્યને એકદલ અને શમીધાન્યને દ્વિદલ ઔષધિઓ પણ કહી શકાય

ફક્ત આ જ વર્ગની વનસ્પતિઓ હતી આમા પોષક nutritive અને પ્રસવક Reproductive બન્ને જાતની પેશીઓ નિર્ગનિરાળી સ્પષ્ટ રૂપમા હોતી નથી આથી એનું નામ સ્થાણૂદ્‌ભિજ્જ રાખવામા આવ્યુ છે

(૨) ઉદ્‌ભૂતાનવયી—એટલે જે વનસ્પતિઓને પોષક અને પ્રસવક પેશીઓ સ્પષ્ટ હોય છે તે ઉચ્ચ ઉદ્‌ભિજ્જ જેટલી આ પેશીઓ વિકસિત થએલી નથી હોતી પરંતુ સ્થાણૂદ્‌ભિજ્જ કરતા આ જાતની વનસ્પતિઓ વિકાસક્રમમા વધુ વિકાસવાળી થએલી જણાય છે શેવાળ લીવરવર્ટસ વગેરે આ વર્ગની વનસ્પતિઓ ગણાય છે

(૩) પર્ણિની એટલે મૂળ ડાંડી પાન વગેરે સહુજ સ્પષ્ટ સ્વરૂપમા જણાય છે તે વનસ્પતિઓ આ વનસ્પતિઓને ફુલ નથી એમના આની ઉત્પત્તિ રેણુ (Spores) રૂપ પ્રસવક અવયવોમાથી થાય છે હંસરાજના કમનીય છોડ આ જ વર્ગના છે

સ્થાણૂદ્‌ભિજ્જના થાર ભેદ પાડવામા આવે છે જીવાણુ જેને અંગ્રેજીમા Bacteria કહે છે તે અપુષ્પવનસ્પતિનો જ ભેદ છે એ યાદ રાખવા જેવુ છે જંતુશાસ્ત્ર એ ઉદ્‌ભિજ્જ શાસ્ત્રની જ શાખા છે એ જાણવાથી ઘણા વહેને આશ્ચર્ય લાગશે પરંતુ આપણા પૂર્વજોને આ વાતનું જ્ઞાન હતુ સુશ્રુતમા અને માનવશ્રિનમા ચૂક્ષ્મેય ઉપર લખાણ છે આ શક એટલે જલજંતુ એમ ડલ્હણ પરિચય કરાવે છે ડીમક માને છે કે આ શક તે એક જાતની અત્યંત સૂક્ષ્મ વનસ્પતિ (ડાયાટોમ્સ) છે આ અતિસૂક્ષ્મ વનસ્પતિ જેને કેટલાક પંડિતો Bacteria જ માને છે તેનો ઉપયોગ વાગ્ભટે તેના ભસ્મસૂત્રમા અને સુશ્રુત વગેરેએ પોતાના ગ્રંથોમા વિગવર્ધન માટે કર્યો છે આ અતિસૂક્ષ્મ જીવાણુ જેવી વનસ્પતિ ખાઈ નેજ નાની માછલીઓ પોતાનો જીવનનિર્વાહ ચલાવે છે આ નાની માછલીઓ ખાઈ ને મોટી માછલીઓ જીવે છે આ મોટી માછલીઓને કૉડ નામની પ્રચંડ માછલીઓ ખાય છે કૉડલીવર ઑઇલમા વિટામિન એનુ પ્રચુર પ્રમાણ જોવામા આવે છે તેનુ મૂળ આ અતિસૂક્ષ્મ વનસ્પતિ (ડાયટોમ્સ) છે કારણ કે વિટામિન એ' ઉદ્‌ભિજ્જ સૃષ્ટિમા જે કરોટીન (ગાજરરંગી પદાર્થ) રહેલુ છે તેમાથી જ પ્રાણિમાત્ર અનુકરે છે ઉદ્‌ભિજ્જ સૃષ્ટિમા કેરોટીન પદાર્થ રહેલો છે જે પ્રાણી શરીરમા ગયા પછી જ વિટામિન એમા પરિણત થાય છે અર્થાત્ આ અતિસૂક્ષ્મ વનસ્પતિ જેને જીવાણુ કહેવામા આવે છે તે એક સ્વતંત્ર વિષય બન્યો છે અને આ સ્વતંત્ર વિષયે—Bacteriology એ—હાલ આશ્ચર્યજનક ઉન્નતિ સાધી છે આ વર્ગમા હરિદ્રંજક દ્રવ્ય (ક્લોરોફીલ) હોતુ નથી સ્થાણૂદ્‌ભિજ્જનો બીજો ભેદ તે સમુદ્ર વનસ્પતિ (Algeae) સૃષ્ટિની શરૂઆતમા દરિયાના પાણીમા આજ જાતની વનસ્પતિઓ ઉગતી એમ વિદ્વાનો માને છે આપણું આયોડીન આજ વર્ગની વનસ્પતિઓમાંથી તયાર થાય છે તમો દ્વારકા ગયા હશો તો ત્યા સમુદ્રના કિનારે સમુદ્રના પાણી ઉપર તરતી વિવિધ જાતની વનસ્પતિઓ જોઈ હશે ન જોઇ હોય તો હવે જ્યારે જવાનો પ્રસંગ પ્રાપ્ત થાય ત્યારે જોજો આ સમુદ્રવનસ્પતિઓનો અભ્યાસ મને સુલભ નથી પરંતુ આ અભ્યાસ આશ્ચર્યજનક છે ખૂબ જ રસિક છે એમ હુ આપને કહી શકુ છુ સારગેસસ નામની સમુદ્ર વનસ્પતિના એટલા મોટા જાળા થાય છે કે તેનુ મૂળ હાથમા આવવુ મુશ્કેલ થઈ પડે છે આ વનસ્પતિને લીધે તો એ સમુદ્રનું નામ પણ સારગસ્સો સરોવર રાખવામા આવ્યુ છે લેમિનેરીઆ નામની વનસ્પતિમાથી તો ચપ્પુના હાથા પણ બનાવ

કારમા પડી હતી, ત્યારે સુશ્રુતે સર્જરીમા જે આશ્ચર્યજનક ઉન્નતિ અને સફળતા મેળવી હતી તે આધુનિક શાસ્ત્રવેત્તાઓને પણ ચકિત કરી દે છે-ડૉ. હાઈક હનન કહે છે કે

'ભારતના પ્રાચીનતમ આયુર્વેદિક ગ્રંથકારોની રચનાઓમાં જે શારીર વિજ્ઞાન સમુદાયેલ છે તે જોઈને મારી માફક ઘણા વિદ્વાનોને આશ્ચર્ય થશે તેના વિસ્તાર અને ચોકસાઈ (નિર્ભ્રમતા) બને વિસ્મયજનક છે

ગ્રીસમા હીરોફાઈલસે (Hirophilus) સૌથી પ્રથમ શવચ્છેદ કર્યો પરંતુ ત્યારે ભારતનું ઘણુંખરું શસ્ત્ર અને શારીર વિજ્ઞાન ગ્રીસમા પ્રસિદ્ધ થઈ ચૂક્યુ હતુ તેટના મોડા સમયમા એટલે ૩ બી સી મા તે આ ક્ષેત્રમા નામ ગ્રહેણ જણાયો છે આધુનિક ત્રુટિપૂર્ણ કાળનિર્ણય પ્રમાણે પણ સુશ્રુતનો સમય ૬ બી સી છે તે પરથી પણ નક્કી થાય છે કે સુશ્રુતે (ગ્રીસમા પ્રચલિત થયો તે પહેલા) કેટલાયે સમય પહેલા શવચ્છેદ કર્યો હતો અને ભારત વર્ષમાટે સુશ્રુતેજ પ્રથમ શવચ્છેદ શરૂ કર્યો એમ કહેવાની પણ કાંઈ જરૂર નથી કારણ કે અહીંયા પૂર્વે આયુર્વેદ સંહિતા સરસ્વતી એટલે બનાવી છે એવું પ્રમાણ છે તે પરથી પ્રતીત થાય છે કે સુશ્રુતની પહેલા ઘણા સમયથી શવચ્છેદની પ્રથા ભારતવર્ષમા પ્રચલિત હશે આર્યોને બીજી જાતિઓ સાથે નિરંતર યુદ્ધ કરવા પડતા તે પણ શલ્યતંત્રોન્નતિનો મુખ્ય હેતુ હતો (યુદ્ધમા) સેનાધિકારી જાતી સાથે શલ્ય વૈદ્ય પણ રહેતા અને તેઓ ભગ્ન શાખાઓનું છેદન અસ્થિસંધાન અને બાણોના તૂટેલા ટુકડા બહાર કાઢવાનું કાર્ય કરતા ઋગ્વેદના સુદૂર કાળમા પણ અશ્વિની કુમારોએ ભગ્ન પગો કાપી નાખવાનુ (Amputation) અને જૂડેલી આંખો શલ્યશાસ્ત્રની મહત્તાનું વૃત્તાંત છે × સુશ્રુતે ૧૨૫ પ્રકારના શસ્ત્ર યંત્રશસ્ત્રો બતાવ્યા છે અને જરૂર પ્રમાણે બીજા બનાવવાનું પણ કહ્યુ છે એમાથી કેટલાયે શસ્ત્રોમા માત્ર થોડાજ ફેરફાર સાથે આધુનિક સર્જિકલ શસ્ત્રો બનાવ્યા છે મેં પણ નિરીક્ષણ કર્યા બાદ શ્રી મૂલચંદ ખેરાતીરામ ટ્રસ્ટ આયુર્વેદિક અને સર્જિકલ હોસ્પીટલમા સુશ્રુતના ગ્રંથોના આધાર પર તે સર્વનું પુનર્નિર્માણ કર્યું છે જે સર્વ શસ્ત્રો આજ સર્વ ત્યાં [illegible] શાળીમા જોઈ શકશો શારીરના ક્રમિક જ્ઞાનની આવશ્યકતા પર સુશ્રુતે ઘણો ભાર દીધો છે શવચ્છેદ માટે મૃતદેહને કેમ તૈયાર કરવો એ બાબતમા સુશ્રુતે ખાસ નિયમો બતાવ્યા છે અને શરીરના અંગ પ્રત્યંગને ધ્યાનપૂર્વક જોવા સમજવા અને યાદ રાખવા તે ખાસ આગ્રહ કરે છે તેણે [illegible] કહ્યુ છે કે શવચ્છેદ માટે જે મૃતદેહ લેવામા આવે તે પ્રાચીન [illegible] અથવા કોઈ જૂના વ્યાધિથી પીડિત નહિ હોવા જોઈએ

સુશ્રુતના સમયમા થતા ઓપરેશનનું ક્ષેત્ર ઘણું વિશાળ હતું સર્વ શસ્ત્રકર્મો પ્રચારમા હતા નેત્ર-નાસાકર્મમા મોતીના કાઢવામા આવતા મસ્તિષ્ક સુધીની શસ્ત્રક્રિયા (Cranial operations) પણ પ્રચારમા લાવવામા આવી હતી જે જે આધુનિક વિદ્વાનોએ સુશ્રુત સંહિતાનુ પોતે અધ્યયન કર્યુ છે તેના હૃદયમાં સુશ્રુતની યોગ્યતા માટે ઉચ્ચ સ્થાન છે વેબર કહે છે કે-ભારતવાસીઓએ સર્જરી વિભાગમા પૂર્ણ નિપુણતા પ્રાપ્ત કરી હતી આજે પણ યુરોપની પ્રજા તેની પાસેથી કાંઈ શીખી શકે તેમ છે જેવી રીતે તેઓ નાસાનિર્માણ (Rhinoplasty) ની ક્રિયા શીખ્યા તેમ જર્મનીના વિખ્યાત સર્જન ડૉક્ટર Hirchberg કહે છે કે-The whole plastic surgery took a new turn

× यथो न्यायतश्चो विश्पलाय धने हिशामतये प्रत्यधत्तं ॥ तस्मा अश्विना सद्यश्चिचक्षु आपत्त दस्राभिषजावनर्वन्॥ ऋग १-८-१८६

# અઠ્ઠાવીસમા નિખિલભારતવર્ષીય વૈદ્ય સમેલનમા
## પાસ થયેલા ઠરાવો

૧ આ સમેલન નિમ્નલિખિત વૈદ્યોના અકાલ સ્વર્ગવાસથી આયુર્વેદને જે હાનિ થઈ છે તજ્જન્ય દુખના અનુભવયુક્ત તેમના વિયોગ માટે હાર્દિક શોક પ્રગટ કરે છે અને તેમના કુટુમ્બીજનો પ્રતિ સમવેદના પ્રકટ કરે છે

સ્વર્ગવાસી વૈદ્ય ૬ હરિપ્રપન્નજી (મુબઈ)
કવિરાજ [illegible] નાથ મિત્ર (લાહોર)
સ્વામી ગણેશાનન્દ વૈદ્ય (અજમેર)
વૈદ્ય ગુરૂપ્રસાદ અવસ્થી (કાનપુર)
વૈદ્ય શાન્તરામજી [illegible] (ઉજ્જૈન)
વૈદ્ય ચુનીલાલ વનમાળીદાસ (ભરૂચ)
વૈદ્ય રતનલાલ બખ્તાવરલાલ (સૂરત)
નમ [illegible] આયુર્વેદ જોશી (શાતાક્રૂઝ)
વૈદ્ય હરિપ્રસાદ ગગાધર (મુબઈ)
વૈદ્ય ભગવાનદાસ ત્રિભુવન (મુબઈ)
વૈદ્ય દિનકર કેશવ ગનીન ર (મુબઈ)
વૈદ્ય તારાનાથ શર્મા (મગલોર)
લક્ષ્મણરાવ ફણશીકર (નાગપુર)
વજલાલ નાગપુરા (પ્રયાગ)
નારાયણરાવ વાગભટ (પ્રયાગ)
શિવરામમિશ્ર ષટ્ટી ત (લખનૌ)

સભાપતિ દ્વારા

૨ ગત વર્ષ નાગપુર સમેલનમા પસાર થયેલા ઠરાવ મુજબ આયુર્વેદિક ગ્રન્થાદિ પ્રકાશનને માટે જે પ્રકાશન સમિતિ લિમિટેડ બનાવવાની આયોજના કરવામા આવી હતી તેને સંશોધિત સ્વરૂપમા સ્વીકારવામા આવી અને તેના પ્રથમ મેનેજિંગ ડાયરેક્ટર તરીકે પંડિત જુગતરામજી ભટ્ટ અને શ્રી નાનાસાહેબ પુરાણિકની નીમણૂક કરવામા આવી આની ઓફિસ મુબઈમા રહેશે

આનું નામ— આયુર્વેદીય સાહિત્ય પ્રકાશન સમિતિ લિમિટેડ રહેશે

### ધન્યવાદ પ્રસ્તાવ

આ સમેલન મહારાજાધિરાજ શ્રી બીકાનેર નરેશને હાર્દિક ધન્યવાદ આપે છે કારણકે તેઓશ્રીએ પોતાના સુવર્ણ મહોત્સવના શુભ પ્રસગે પોતાની [illegible] પ્રજાના હિતાર્થે અને આયુર્વેદિક ચિકિત્સાના સચાલનાર્થે એકી સાથે રૂા ૭૫ [illegible] નું દાન [illegible] તા -૧ - [illegible]ના રોજ કર્યું છે અને એ [illegible] થી તેનો આરભ પણ કરાવ્યો છે વળી આયુર્વેદિક રૂગ્ણાલય તથા રસાયન શાળાના સચાલન માટે ભવિષ્યમા વાર્ષિક ગ્રાન્ટ આપવાનું પણ

૧ માશ્યપ સંહિતાના પ્રતિસંસ્કર્તા આ વાત્સ્ય તો જરૂર ઐતિહાસિક વ્યક્તિ હોવા જોઇએ બાકી અનાયાસ યક્ષ વિષે ચોક્કસ કહેવું મુશ્કેલ છે

આ ગ્રંથની કર્તૃપરંપરાના કશ્યપ વૃદ્ધજીવક અને વાત્સ્ય સંબંધી ઉપર ઉતારેલી કથામાંથી કશો ઐતિહાસિક પ્રકાશ પડતો નથી અને બહારથી પણ એક જીવક શિવાય બીજા બે વિષે આપણે કાંઈ જાણતા નથી પ્રાચીન બૌદ્ધસાહિત્યમાં જીવક કૌમારભૃત્ય નામના એક વૈદ્યની કથા મળે છે[૧] પણ એ બૌદ્ધ જીવક અને આ કાશ્યપ સંહિતાના જીવક એક વ્યક્તિ નથી એમ રાજગુરૂ હેમરાજજી કહે છે. એ ગમે તેમ હો પરંતુ આ કાશ્યપ સંહિતાના સમયનો નિર્ણય કરવા માટે તો આયુર્વેદિક સાહિત્યમાં એનું સ્થાન નક્કી કરવું એ એકજ માર્ગ બાકી રહે છે અને હેમરાજજીએ એ કારણથી ચરક સુશ્રુત ભેડ અને કાશ્યપ ચારેય સંહિતાઓની વિસ્તારથી ચર્ચા કરી છે એ ચર્ચાનો સાર આપવાનું નથી એની વિગતવાર સમાલોચનાનું કામ ભવિષ્ય માટે રાખી આ ઉપોદ્ઘાતથી આયુર્વેદના ઇતિહાસની ચર્ચા કરનારૂં જે અલ્પ સાહિત્ય આપણી પાસે હતું તેમાં મહત્ત્વનો ઉમેરો થયો છે એમ કહેવું પડશે વ્યાકરણાદિ પ્રાચીન વિદ્યાઓના અને વિશેષત આયુર્વેદના ગાઢ અવગાહનના તથા વિશાળ ઐતિહાસિક સાહિત્યના અવલોકનના ફળરૂપે આ કાશ્યપ સંહિતાનો વિસ્તૃત ઉપોદ્ઘાત લખવા માટે રાજગુરૂ હેમરાજજીને હાર્દિક ધન્યવાદ આપીએ છીએ

---

# "સંપૂર્ણ તંદુરસ્તી માટે આદર્શ ખોરાક"

(લેખક હ કા વૈદ્ય બેતુલગજ સી પી)

મનુષ્ય શરીરનું યંત્ર એ મહાન આશ્ચર્ય છે અત્યારની કોઈ રસાયણિક શાળા મનુષ્યના ખાવામાંથી લોહી બનાવી શકી નથી પણ શરીરયંત્ર સહજમાં તે બનાવે છે તેથી શરીર યંત્ર બધા કરતા ઉપયોગી છે, તેની રક્ષા આવશ્યક છે

ખોરાકનું પાચન ૪ થી ૫ કલાકમાં પાચનયંત્રમાં થાય છે અને ભારે ખોરાક વધારે સમય પાચન માટે લે છે

લોહી એ જીવન ઝરણું છે

લોહીમાં ૬૦ રાતા પરમાણુ તો એક શ્વેત પરમાણુ હોય છે

આ શ્વેત પરમાણુ શરીરરક્ષક સીપાહીઓ છે અને બહારના ઝેરી જંતુઓ (કીટાણુઓ)નો નાશ કરીને શરીરની રક્ષા કરે છે શ્વેત પરમાણુ આના ભાગને રૂઝવે છે

---

સતતતદદ્ભુતં દૃષ્ટ્વા મુનયો વિસ્મયં ગતા ॥ વૃદ્ધજીવક ઇત્યેવ નામ ચક્રુ શિશોરપિ પ્રત્યક્ષ તન્ત્રચ વિપશ્ચિત્ ય ચક્રિરે ॥ તત કલિયુગે તન્ત્ર નષ્ટમેતદ્યદૃચ્છયા । અનાયાસેન યક્ષેણ ધારિત લોકભૂતયે ॥ વૃદ્ધજીવકવંશ્યેન તતો વાત્સ્યેન ધીમતા । અનાયાસ પ્રસાદ્યાથ લબ્ધ તન્ત્રમિદં મહત્ । ઋચ્યજુ સામવેદાંશ્ચૈવ વીત્યાંગાનિ સર્વશ શિવકશ્યપયમાંશ્ચ પ્રસાદ્ય તપસાધિયા સસ્કૃતં તાવુનસ્તત તન્ત્ર વૃદ્ધજીવક નિર્મિતમ્ । ધર્મકીર્તિસુખાર્થાય પ્રજાનામભિવૃદ્ધયે ॥

૧ આયુર્વેદ વિજ્ઞાન પુ ૨૦ અ ૧ મા મહાવગ્ગમાંથી જીવક કૌમારભૃત્યની ધનિકથા ઉતારી છે તે જુઓ

કાંદા અને લસણુ લોહી સુધારક અને આંતરથ જંતુનાશક છે મૂત્રપિંડના વ્યાધિમાં ઉપયોગી છે શ્વાસ રોગ નાશક છે અને ફેફસાના વ્યાધિમા ઉપયોગી છે માચા વધારે ગુણપ્રદ છે

ટમાટા માચા અને શાક તરીકે ખવાય છે રાંધિવા અને ગાઠીયા વાળાને સારો ફાયદો કરે છે બી સી વીટામીનો ૯ સુમ્નાન અને મધુમેહમા ફાયદો કરે છે

કોબી માચી અને શાક રૂપે ખવાય છે તેમા એ બી સી ડી ઈ એ બધા વીટામીનો છે ૧૫ મિનિટથી વધારે ઉમાળવી નહિ નહિતર બધા ગુણો નાશ પામે છે પાનખ અને લેટયુસની ભાજી સારી છે

પામ્લ કેરી મીઠા મેવો છે તેમા સી વીટામીન છે લીંબુ ને મોસંબી કરતા ચડે છે

સોયાબીન તેમા પ્રોટિન ચરબી અને સ્ટાચ સાગ છે સસ્તી હોવાથી બધા વાપરી શકે છે

સોનાબીન સારા ગણાય છે પણ ભારે છે તેમા ો બી ડી ઈ વીટામીનો છે અને ૧૮ થી ૨ ટકા તેલી ભાગ છે

લીંબુ તાજો રસ સારી દવા છે અને યુક્તિથી સકડો બિમારીમા વાપરી શકાય છે તૃષાશામક નુકસાન ન કરનાર મજીનુ યકૃતની બીમારી ને પાયોરીયા મધિવા આદિરોગમા વખાણાય છે

જો નાનપણમાથી કાચુ અનાજ ખાવામા આવે તો ગધવાની જરૂર નથી જેમકે પ્રાણી વર્ગ કાચુ ખાય છે

માત્રાથી ભોજન કરો વધારે ન ખાઓ

હાલમા વપરાતી ખાંડ એ શરીર માટે ઝેર છે

જાડા માણસો જે ચરબી વાળા ખોરાક ખાય છે તેથી ચરબી વધતી નથી પણ તેમનુ પાચન ઓછુ છે તેથી ચરબી વધે છે

બકરીનુ દુધ ઉત્તમ છે કારણ કે ા રીતે ક્ષય થતો નથી દુધમા શરીર પોષક તત્વો રહેલા છે હમેશા એક રતન દુધ લેવુ જોઈએ ન પચે તેણે લીંબુ નીચોવીને પીવુ

ફેમીલી ડોક્ટરને રોગ અટકાવવા પૈસા આપો પણ રોગ થાય એટલે વેતન બધ કરો

શરીરની સફાઈ—

દાતણ કરીને દાત સાફ રાખો અથવા મીઠુ ને કોલસો વાટીને દાત ઘસો પણ ટૂથબ્રશ અને ટુથપેસ્ટ વાપરશો મા નહિતર જીંદગીનું આયુષ્ય ઓછુ કરશો

દસ્ત હમેશા સાફ રાખો અને ખોરા ની ચીજો ખાઈ દસ્ત સાફ રાખવા કોશિશ કરો જુલાબથી નહિ

ખરબચડા ટુવાલથી શરીર ઘસીને નાહો સાબુની જરૂર નથી સાબુ ્રત વિરોધી છે સૂર્ય સ્નાન કરો

કસરત કરતા શીખો જેનાથી કસરત ન થાય તેણે ચાલવાની સરત કરવી

સુધારાએ ખોરાકને શોભા આપી ને મહાન કુધારો કર્યો છે આપણા વડીલોની પાસે ખોરાકની સંપત્તિ સારી હતી આપણે તે ગુમાવી છે

દા પીતાલો દાતના દવાખાના અને ઇન્જેરો વધતા જતા ખોરાક પર ધ્યાન ન દેવાથી આજે પ્રજા નિર્વીય તેજહીન અને મૃત્યુ પથે જઈ રહી છે

## તદુરસ્તીની ૧૨ કુચીઓ

૧ મુકત આહારથી શરીરનુ પોષણ કરો

૨ મિતાહાર કરો

૩ આદર્શ ખોરાક સવારમા એ રતલ દુધ બે ચાર બદામ ૨ તોલા માખણ અને ખપે તેને એક ઈંડુ બપોરે બે રોટલી એક તોલો ઘી થોડી દાળ અને દશ તોલા મીસમીસ સાજના એક રકાબી તાજી શાકભાજીની કચુમર અથવા શાક એક બે ફળો એટલો ખોરાક બસ છે બહુ મહેનત કરવા વાળા માટે આથી સવાયો ખોરાક લેવાય

૪ એક કે બે વખત દસ્ત સાફ આવે તે ધ્યાન રાખવુ

૫ સૂર્ય સ્નાન કરો કારણ કે એ ઉત્તમ ઔષધ છે

૬ ખુલ્લી હવા લ્યો

૭ ચાહ કોફી માત્ર પીપુ લ્યો જમ્યા પછી ૩ કલાકે પાણી પીઓ

૮ સવારમા ગરમ પાણીમા લીંબુ નીચોવી પીઓ

૯ આરામ લ્યો આઠ કલાક ઉંઘો અને પાચ કલાકની ઉંઘ તો ખાસ વૃદ્ધોને પણ જરૂરની છે

૧૦ ઉપવાસથી ડરો નહિ બધી બીમારી માટે એ કુદરતી ઈલાજ છે વૃદ્ધ વૈદ્યો સાક્ષી પુરે છે

૧૧ કસરત અને સ્નાન હમેશા કરો

૧૨ ઠડી અને ગરમીથી રક્ષણ મેળવવા યોગ્ય વસ્ત્ર ધારણ કરો

ઘરની માફક શરીરની સપૂર્ણ શુદ્ધિ વરસમા એક વખત કરો ત્રણ દિવસ ઉપવાસ" પાણી સહિત એ દરમિયાન એનીમા લ્યો પછી એ જ જાતના ફળ આહાર કરીને ધીમે ધીમે ખોરાક પર જાઓ

ઉ લેખ --

ડૉ એલ એન ચૌધરી રીટાયર્ડ સિવિલસર્જન જબલપુરના પુસ્તક ધી આઈડીઅલ ડાઈટ ફોર પરફેક્ટ હેલ્થ એન્ડ રીજુવેનેશન પરથી

---

# "મધુપ્રમેહ પર વનસ્પતિ, મામેજવાનો અદ્ભુત ચમત્કાર

(લેખક વૈદરાજ દત્તેસિંહજી વિભાજી જાડેજા, મુ ખારચીયા પોસ્ટ મોરબી)

મામેજવા વનસ્પતિને સૌરાષ્ટ્ર જાણે છે તે જગતમા ખેતરના શેઢે નદીવાળી ગોરાડુ કરારમિશ્રિત જમીનમા પ્રથમ વરસાદ થી શરૂઆત થતા જ ઉગી નીકળે છે તે વર્ષાયુ હોઈ તેનો છોડ હાથભરથી તે વેંતભર લાંબા અણી દાર પાન કાળાશ લીલાશ પૂરી રીતે પીળા કડવી ઉગ્ર વાસનાળા હોઈ ધોળા ફુલ થાય છે પાનનો ગુચ્છા હોઈ ભરાવદાર લાગે છે,

કુદરતી શક્તિની ક્રિયા વ્યાપી હોવાથી ગરુરતના મરજ (રોગ)ના આગમન પહેલા સરળ સ ગુણકારી ઉત્તમ વનસ્પતિનુ અસ્તિત્વ શાશ્વત રીતે ચોગ્યવી રૂપ હાજરી આપી દુ ખ દરદીને દૂર કરવા કાણ ઈ છી રહેલ છે

વધુ ભાગે ગામડાના ગરીબ ભરવાડ ભીલ કોળી કે એમની સાચી વિધાતા રૂપ જીવન અસનાર ઔષધીના ઉપયોગ વડે પિત્ત પ્રકોપ કે મલેરીઆના તાવ આદી બીકારના ઉપ વ વખતે ખાંતેથી સેવન દવા તરીકે રી રોગ ભેષથી વિમુક્તિ મેળવે છે ને મધરો કરી રાખી આમો માસથી જ લઈ રાખી તેનુ ચુર્ણ નાખી તેમા તીખા મેળવી તાન મરકા પટના મળ વિકાર દુ ખાવાની ગમ ાપ વા તરીકે ઉપયોગ કરી જનતામા સમસ્ત પ્રચાર કરી રહી ડાશીનદુ કે ધરવૈદાની પ્રતિતી ને પ્રીતી પર ગ્રહાગુ સર્વેને મરે છે

તેમજ બાળકના પેટના વિકાર માટી ખાવી કૃમી ભાર સસણી બરોળ વધતી કે મલેરીઆના દુ ખાના વૃદ્ધિ પર વાપરે છે જેની પેટમા થયેલ મળ વિ તતીય દ્રવ્યનો ભરાવો હોય તેને શોધન ગે બહાર મરે છે તે માટીના ર ામા કે કનાઈના ડાભડામા ભરી રાખે છે આવા મામેજવામા રામબાણ જેવા સુખકારી સ ગુણો હોવાથી વધુ મારા દવાખાનામા પુષ્કળ રીતે ભેગો કરી ઉપયોગ કરી તેવા દુ ખો દરદ માટ મહોળા હાથથી મફત પ્રચાર સ ા કરી ક્ર છુ ને સ્વદેશી આયુર્વેદના ગૌરવ વનસ્પતિ જન્ય સાદા ઉપચાર વડે સર્વેનુ શિલ્પ રૂપ બનાવુ તે પ્રત્યે દોરી લેખ ભાષપુદ્રાગ સા ુ ધ્યાન ખેંચી રહી તેના ભક્ત બનાવુ છુ

તેજ મામેજવાનો વિશેષ પ્રભાવકર ઉપાય ઓચિંતો હાથ લાગતાને મારા જાણવામા આવતા તે બરાબર રીતે અનુભવ લેતા આ લેખ દ્વારા લખી બતાવવા ઉત્કંઠ થઈ આવી છે તો સવ સુજ્ઞ વાચ જન સ ઉપયોગથી દરદીના સહ યતાના આશીર્વા લેશો

એક વણી સદ્ગૃહસ્થ ઉમર વર્ષ પચાશનાને ગમતીમતાઇના અગે મિષ્ટાન્ન ખાના પીવાનાઅગે ગાદી તકીયે અહોરાત્ર બેસી સુખી છ ગીનુ જીવન ધમ અથ અને કામના ત્રિગુણી મસગના પ્રભાવે મધુપ્રમેહનુ દર થ આવેલ હત તેને લગભગ સદર મહિનાથી લાગુ પડ્યુ હતુ જેથી નામ ીંા દાક્તર સાહેબો તથા વૈદરાજો તથા હકીમો પાસેથી આરોગ્ય માટે વિત્ત અને વખતનો ભ જ ર્ચ કર્યા કર્યો છતા પણ રંચ માત્ર ફેર પડ્યો ન હતો

પેશા ામા પુષ્કળ રીતે સાકર જતી હતી કીડી મકોડી ને માખીયો બેસતી હતી કુતરા પણ પેશાબ ચાટતા હતા તે મારી પાસે આ યા ને પેશાબ કરાવતા ને તપાસતા તેની સ્થિતિ માલુમ પડી વારવાર હાજત થાય પેશાબે જવુ પડે મુખમા મીઠાશ ને મોળાશ રહેતી હતી શરીર નખાય ગયેલુ પીળુ પાજર બની ગયુ હતુ ને તેને બીજાના કરેલ ઉપચારમા મુખ્ય રીતે અફીણ તાવતા આરગ્યાની ભાગ સવાર સાજ એમ બે વખત સેવન રાખ્યુ હતુ

દોઢ વર્ષ જેટલો લગભગ ટાઈમમા દવા અફીણ વગેરે ઉપચારોથી ફેર પડયો હોતો શરીરમા દુ ખ વધતુ જતુ વાતવ્યાધિ લાગુ પડી હતી સાધા કેડ રકાવા ને પગમાના લા ા હતા રાત્રીએ નિદ્રા આવતી નહોતી સાધા એ સાથળ પીંડીમા શળ ચર ા આવ્યા કરતા હતા પોતે ધર્માત્મા પુણ્યશાળી પરગજુ હોવાથી સવ તેના માટે પ્રીતિ અને ભલુ ચાહતા હતા

માગ તે સ્નેહભા સાગે ગખતા હોવાથી છેટ ક્યાળી બીજે ઠેકાણેથી મારા પાસે ઔષધ ઉપચાર માટે આ ના હતા જેથી શુદ્ધમાગ વનસ્પતિના રસ સાથે વસતકુસુમાકર રતી મે મીલાવી સાવે ચંદ્રપ્રભા શીલાજીત લોહ વાળી તથા આગેગ્યવર્ધની ને સશમની આપતો હતો ત્યારે ત્યાર શુદ્ધ કોચલાનુ ચૂર્ણ ગજોના તાબન સ્વરૂપમા પણ આપ્યે જતો હતો દવા બે માસ કરી પણ જરાભાત્ર ફેર થયો ન હતો જેથી તે ભલા ધાર્મિ માણસ જાણી ને તે પણ દીલમાં મુંઝાતા હતા

ઈશ્વરી સંકેતથી ભના થવા માટે ગમે તે ગીતે તેમ મારો ખેતર ઓળા માટે ગાડુ જોડી તૈયાર થઇ મને ને શેઠ ને પ્રેમથી આમત્રી એનર ઓળા ખાવા તેડી ગયો તેણે ઓળા પાડયાને મીટ દેશી મેવા ખુબ આનંદથી ધરાઈ અમોએ ખાવો શેઠ પણ સાથે જ હતા તેમણે પણ રુચિ પ્રમાણે ખાધા તેમને વારવાર પેશાબની હાજત થતી હોવાથી પેશાબ વા ગેના તરફ ગયા ત્યાં તેમણે મામેજવાના પુષ્કળ છોડવા દેખ્યા મન ભાવ થવા ઉપાડી લાવ્યા ને ખાવાને ચાવવા લાગી ગયા હતા

મેં પૂછ્યુ શેઠ શુ ખાઈ રહ્યા છો ? ત્યારે તેમણે કહ્યુ કે મામેજવા ખાઉં છુ ઓળા ખાધાથી ને આજે સવારથી મોઢુ ગળ્યુ ને મોઢુ બહુ જ ગહેતુ હતુ જેથી કડક થાય તેવી ઇચ્છા હતી જેથી કડવાસવાળી વનસ્પતિ મામેજવા દેખી મન દોરાયો ને મન થયુ તે મામેજવો ખાઉ છુ તેમણે તે વખતે ત્રણ અનીભાર આશરે ના ડા ખાધા હશે ને વધારે ખાવા માટે ઘર આગળ પોતાના કોટના ખીસ્સા ઠાસી ઠાસીને ભરી ગખી વીણી લીધા હતા

તેમજ હુ પણ સિદ્ધ ઔષધિ દેવરૂપ ગણુનો હોવાથી અવશ્ય લાભ પ્રાપ્ત થયો જાણી મામેજવાની પુરતી હાજરી દેખાતા વીણવા લાગી ગયો ને બેઉને પણ સાથ આપી પાચ શેર જેટલો વીણી ભેગો કરી ઘર તરફ વળી વાખાને લાવ્યો હતો

તે દરદી શેઠે પોતે તે આખો દીવસ કડક ને ઠીક લાગતા ત્યાંથી ચાર વખત દરેક વખતે રૂપિના બે ભારના આશરે મામેજવો પ્રાશન કર્યો હતો ને રાત્રીએ સુતા પહેલા પણ પાછો એમ વખત ખાધો હતો તેમને રાત્રીમા ઉંઘ સારી આવી હતી પેશાબની હાજત ઘણી જ ઓછી થઈ હતી ને જે વાત- વ્યાધિથી ચરમ શૂળ આવતા તે પણ ઓછા આ યા હતા

તેમ સવારે મારી પાસે આવી ને કહેવા લાગ્યા કે વૈદ્યરાજ મામેજવા જેવી વનસ્પતિમા અદ્‌ભૂત ચમત્કાર દેખાય છે એમ મને આજ અનુભવથી લાગ્યુ છે તે વધુ ખાવાથી બીજી રીતે હાનીકર નહિ નીવડના ? એમ પ્રશ્ન પૂછવા લાગ્યા હતા ને થયેલ ફાયદાની વાત જાહેર કરી હતી

પરમાત્માની પ્રેરણાશક્તિ કે મામેજવામા રહેલી ગુપ્ત શક્તિ કે તેમના પુણ્યનો પ્રભાવ હોય કે ગમે તે મ પુ ો પણ મામેજવો મધુપ્રમેહ પર અકસીર રામબાણ સમ દવા તરીકે ગુણ લા યો જેથી પેશાબ કરાવી તપાસના માર્ગના તત્વ દેખાણા નહિ જે પેશાબ પ્રથમ રિયનિમા છોળાએનો ગુ ાસ ાતા રગનો માનમ્બુમીનવાળો ધારો રસીયુક્ત આવતો હતો તે શુદ્ધ જળના લા યો નિર્મળ ને હાજત ઓછી થઈ ગઈ હતી

જેથી મે પણ વધુ રીતે ઉપયોગ કરવા તાલેવરમ રૂ અનીભારમા તીખાના દાણા

# "ઘી, દૂધ"

(લેખક વૈદ્ય નજલાલ મોહનલાલ મહેતા મુ દીહોર)

માનવ શરીરને પોષણ આપી તેની શારિરીક સમતુલના જાળવી રાખવા માટે ઘી સર્વોત્તમ દ્રવ્ય તરીકે જગ વિખ્યાત છે આદિ કાળથી આ વસ્તુનું મહત્વ સમજાએલ હોઈ તેનો સારી રીતે ઉપયોગ થતો. જ્યારે અત્યારે ઘી દુધ જેવી ઉત્કૃષ્ટ વસ્તુનો ઉપયોગ યથાર્થ રીતે થતો જોવામા આવતો નથી કારણ કે ઘી દુધ જેવી વસ્તુ અત્યારે સહજ સુલભતા પૂર્વક સ્વચ્છ મળવી મુશ્કેલ થઈ પડી છે તેમા પણ ખાસ રીતે શહેરોમા એ વસ્તુમા સ્વાર્થ માટે ઘણા પ્રમાણમા ભેળસેળ થતી હોય ઘી દુધના ખરા તત્વો મળી શકતા નથી જ્યારે ગામડાઓમા ઘી દુધ સ્વચ્છ તથા તાજા મળી શકે પરંતુ ગામડાઓમા ઘી દુધના ઉત્પાદકોનો આજીવિકાનો આધાર ઘી દુધ ઉપર હોઈ તેઓ માટે પણ તેનો ઉપયોગ કરતા નથી અને છાશનો પોતાના ખાદ્ય પદાર્થ સાથે ઉપયોગ કરે છે

આ રીતે વૃદ્ધિપોષક તત્વોના ભંડાર સમા ઘી-દુધને નહિ વાપરવામા માણસોએ ગફલત કરેલ છે અને તેના સ્થાનમા દાળભાત જેવા પોચા અને સ્વાદિષ્ટ પુરતા જ ગુણવાળા ખોરાકથી સંતોષ માનવા લાગ્યા પરિણામે શરીરની વૃદ્ધિ જાળવી રાખનારા તત્વોના અભાવે ધાતુઓની (રસાદિકની) વિષમતા થવા લાગી ધાતુઓની વિષમતાથી દોષોની વિષમતા પણ સંભવે અને દોષ વૈષમ્યથી રોગોત્પત્તિ આયુર્વેદ માનેલ છે આ દ્રષ્ટિએ વિચાર કરતા અલ્પાયુષ્ય વગેરેના કારણો પણ પૌષ્ટિક તત્વોવાળા ખોરાકોના અભાવ એમ માનવામા શુ હરકત છે!

ભારતીય સંપત્તિમા ગોધન એ મુખ્ય ધન છે ગોધન સંવર્ધનના પ્રયોગો અખત્યાર કરવામાં આવે તો પાત્રીશ કરોડ મનુષ્યો ઘી દુધ જેવા પૌષ્ટિક ખાદ્ય પદાર્થ યથેચ્છ મેળવી દીર્ઘાયુષ્ય મેળવે અત્યારે ઉત્પન્ન થતુ ઘી દુધ પાત્રીશ કરોડને હિસાબે જુજ ગણાય આથી સર્વને તેનો લાભ અશક્ય બને એ સ્વાભાવિક છે ખેતીપ્રધાન ભારતમા ગોસંવર્ધન બને રીતે લાભકારક છે એ સુજ્ઞ સમજી શકે

વ્યાધિત અવસ્થામા ઘી કદાચ અપથ્ય હોઈ શકે પરંતુ દુધ તો અપવાદ બાદ કરતા સર્વ વ્યાધિઓમા પથ્ય છે તો તંદુરસ્ત સ્થિતિમા પથ્ય હોય તેમા તો પુછવુ શુ?

દુધના શાસ્ત્રીય ગુણો શરીરમા જીવન તત્વો વધારનાર શરીરની વૃદ્ધિ કરનાર બલકર બુદ્ધિવર્ધક વાજીકર ઉમર ટકાવી રાખનાર આયુષ્ય સાધાઓને મજબુત કરનાર રસાયન તેજવર્ધક જીર્ણજ્વર મનોરોગ શોષ મૂર્છા ચકરી સંગ્રહણી પાંડુરોગ દાહ તરસ હૃદયરોગ શૂળ ઉદાવર્ત ગોળો મુત્રાશયના વ્યાધિ અર્શ રક્તપિત્ત ઝાડા યોનિરોગ થાક નબળાઈ જન્ય થાક ગર્ભસ્ત્રાવ વગેરે વ્યાધિઓને મટાડે છે અર્થાત્ તે તે વ્યાધિઓમા દુધ પથ્ય છે અને બાળક વૃદ્ધ કૃશ વગેરેને માટે દુધ સર્વોત્તમ છે ઘીના શાસ્ત્રીય ગુણો–રસાયન સ્વાદિષ્ટ નેત્રને હિતકારક અગ્નિવર્ધક શીતવીર્ય ઝેર અલક્ષ્મી પાપ પિત્ત વાયુ ને હરનાર થોડું અભિષ્યન્દિગુણવાળુ વર્ણ પ્રભા દિપ્તિ સુકોમળતા અને બુદ્ધિને વધારે છે મગજશક્તિ તથા આયુષ્ય બળ અને ગુરૂ ગુણવાળુ છે ઉદાવર્ત તાવ ગાંડપણ શૂળ આફરો વ્રણને મટાડે છે સ્નિગ્ધ કફકર રક્તદોષ ક્ષય રતાંધળાને હણે છે

ઘી દુધના શાસ્ત્રીય ગુણો ઉપરથી તેનુ મહત્વ સમજી તેનો ઉપયોગ દરેકે કરવો ઇતિશમ્

આમળા ખાટા છે તેમજ પિત્ત પણ ખાટુ છે એટલે કે તે બે વચ્ચે અમ્લત્વ સમાન છે તો આમળાથી પિત્ત વધવુ જોઇએ છતા પણ આમળાની શીતળતાના પ્રભાવથી પિત્ત વધતુ નથી પણ ઉલટુ ઘટે છે સામાન્યથી વૃદ્ધિ થાય છે એવા અવિચળ અને સર્વવ્યાપી સૂત્રને પણ બાધક બાધ દ્રષ્ટાન્તો છે એ પણ શ્રી ચક્રપાણિદત્ત સ્પષ્ટ કરી નાખ્યુ છે જેમકે ઘી અને બુદ્ધિમા કંઈ સામાન્ય નથી છતાય ઘી પ્રભાવથીજ બુદ્ધિને વધારે છે તેવીજ રીતે અગ્નિ અને ઘીમા સમાનતા નથી છતાય ઘી અગ્નિને વધારે છે આ આવા બાધક નિયમો સૂત્રને ખોટુ ન પાડે એટલા માટે જ આચાર્યે સામાન્ય વૃદ્ધિ કારણમ્ એમ લખ્યુ અને સામાન્યમેવ વૃદ્ધિકારણમ્ એમ ન લખ્યુ એટલે સામાન્યજ વૃદ્ધિ કરે છે અને અસામાન્ય કદી પણ વૃદ્ધિ નજ કરે એવુ નહિ

આ રીતે સામાન્યના કર્મની સવિસ્તર ચર્ચા કર્યા પછી હવે સામાન્યના લક્ષણનો વિચાર કરવાનો

**સામાન્યમેકત્વકરમ્** એ સામાન્યનુ લક્ષણ છે કોઈ પણ બે વસ્તુઓ વચ્ચે એકતા છે એવી બુદ્ધિ જેનાથી ઉત્પન્ન થાય છે તે સામાન્ય દાખલા તરીકે જુદા જુદા માણસો સમાન છે એવી બુદ્ધિ ઉત્પન્ન કરનાર જે મનુષ્યત્વ દરેક માણસમાં રહેલ છે તે સામાન્ય છે ઉપરનો દાખલો દ્રવ્ય સામાન્યનો છે એવીજ રીતે બીજો દાખલો કર્મ સામાન્યનો જુદા જુદા વૈદ્યોમા વૈદ્યત્વ એ સામાન્ય છે તેઓ ઉમ્મર જાતિ દેશ શરીર વિગેરે દ્રષ્ટિએ ભલે ભિન્ન ભિન્ન હોય પણ વૈદ્ય તરીકે—કર્મ કરનાર તરીકે તો બધા એકજ છે ત્રીજો દાખલો ગુણ સામાન્યનો જેમકે બધા વિરેચનો—તે નેપાળો નસોતર કે ઈંદ્રવારુણી એમ ભિન્ન ભિન્ન દ્રવ્યો હોય છતાય વિરેચનપણુ એ બધામા સામાન્ય છે આ રીતે દ્રવ્ય સામાન્ય કર્મ સામાન્ય અને ગુણ સામાન્ય એમ ત્રણે પ્રકારનાં સામાન્યનો રોગી શરીરમા દોષોમા દૂષ્યોમા અને ઔષધમા સંપૂર્ણ વિચાર રીતે આગળ ચાલતુ જોઈએ સામાન્ય પછી ત્રીજો પદાર્થ વિશેષ છે સામાન્ય અને વિશેષ એ બે પરસ્પર વિરોધી પદાર્થો છે અને એ બેનો વિરોધ જ સઘળા ભાવોની પરીક્ષામા ઉપયોગી છે કયાં પદાર્થમા કોની સાથે સામાન્યપણુ છે અને કોનાથી કેટલો વિરોધ અથવા વિશેષ છે તે જોવાથી જ તે પદાર્થના ગુણ—ધર્મ સમજાય છે આયુર્વેદની દ્રષ્ટિએ વિશેષ એ બહુ ઉપયોગી પદાર્થ છે અને નવે પ્રકારના દ્રવ્યોમા અને તેના પેટાવિભાગરૂપ સ્વેદજ જરાયુજ અંડજ ઉદ્ભિજ પાર્થિવ એમ સર્વ પ્રકારના દ્રવ્યોમા કોનામા કેટલુ સામાન્ય અને કેટલુ વિશેષ છે તેનો વૈદ્ય વિચાર કરવાનો છે

મહર્ષિ કણાદ વિગેરે વૈશેષિક દર્શનકારોએ વિશેષના જુદા જુદા ભેદો પાડીને સવિસ્તર વર્ણન કર્યુ છે પણ આયુર્વેદની દ્રષ્ટિએ જેટલુ ઉપયોગી છે તેટલુજ ચરક સંહિતામા લઈને સ્પષ્ટીકરણ કરેલ છે અને તેમ કરવામાંજ હાલમા મળતી સંહિતાના એ સૂત્રો રચનાર વા વાપરનારની પ્રતિભા દેખાઈ આવે છે વિશેષને લગતા ૧ હ્રાસહેતુર્વિશેષશ્ચ ૨ વિશેષસ્તુ પૃથક્ત્વકૃત્ ૩ વિશેષસ્તુ વિપર્યય

એ ત્રણ સૂત્રો છે પ્રથમ સૂત્રમા વિશેષ હ્રાસનો હેતુ એટલે કે કારણ છે તેમ કહ્યુ હ્રાસ એટલે ઓછુ થવુ અને વિશેષનું લક્ષણ શ્રી ચક્રપાણિદત્ત જણાવે વિશિષ્યતે એટલે કાઈક અમુક પ્રકારની વિશિષ્ટતા હોવી જે વિશિષ્ટતાને કારણે એક પદાર્થ બીજા પદાર્થથી

જોઈએ પડી શકે ઉપરાંત આયુર્વેદમા વિશેષ એટલે વિરૂદ્ધ વિશેષ સમજવો એમ કહ્યુ છે કારણ કે વિશેષના વિરૂદ્ધ વિશેષ અને અવિરૂધ્ધ વિશેષ એવા બે ભેદ છે અને એટલાજ માટે વૃદ્ધિ સમાન સર્વેષા વિપરીત વિપર્યય એમ લખ્યુ છે કે જેથી વિશેષનો અર્થ વિરૂદ્ધ ગુણવાળુ એવોજ થાય છે હવે આ સામાન્યનો અને વિશેષનો વૈદ્યને શુ ઉપયોગ તે કહે છે પ્રવૃત્તિરુભયસ્ય તુ અહિંયા પ્રવૃત્તિ એટલે સબંધ થવો એમ અર્થ થાય છે સામાન્ય ભાવો શરીર સાથે સબંધ પામે તો શરીરમા તે તે ભાવોની વૃદ્ધિ કરે છે અને વિરૂદ્ધ ભાવો શરીરની ધાતુઓ વિગેરેમા સબંધ પામે ત્યારે હ્રાસ કરે છે આ કારણથી શરીરમા કઈ કઈ વસ્તુ કોને સામાન્ય છે અને કયા કયા ભાવથી વિરૂદ્ધ છે તેનો પણ ચિકિત્સામા વિચાર કરવાનો

વિશેષ પણ આગળ કહ્યુ તેમ બે પ્રકારનુ છે એટલે તે તે દ્રવ્ય જો અવિરૂદ્ધ વિશેષ હોય તો હ્રાસ ન પણ કરે અને વિરૂદ્ધ વિશેષ હોય તો તો હ્રાસ કરેજ આટલુ વિવેચન વિશેષને લગતા ત્રણ સૂત્રોમાથી પ્રથમનુ સૂત્ર હ્રાસહેતુર્વિશેષશ્ચ એ વિશે થયુ હવે બીજા સૂત્રમા વિશેષસ્તુ પૃથક્ત્વકૃત એમ વિશેષનુ લક્ષણ છે પૃથક્ત્વકૃત એટલે એક વસ્તુ બીજી વસ્તુથી ભિન્ન છે એમજ ભાન કરાવે છે તે અને આ જાતનુ વિશેષ હ્રાસના કારણરૂપ છે જેમકે માસ છે તે વાયુથી વિશેષ અથવા વિરૂદ્ધ હોવાને લીધે તેનો હ્રાસ કરે છે આ દાખલામા માસ અને વાયુ વચ્ચે વિરૂદ્ધ ગુણવાળુ વિશેષ છે આજ માસ શોણિતથી વિશેષ ગુણવાળુ છે પણ અવિરૂદ્ધ વિશેષ ગુણવાળુ હોઈને તેનો હ્રાસ તો નથીજ કરતુ હવે વિશેષ વિશેના ત્રીજા સૂત્ર બાબત વિશેષસ્તુ વિપર્યય અહીંયા વિપર્યય એટલે ઉલટુ અને તુલ્યાર્થતા થી ઉલટુ એટલે અતુલ્યાર્થતા એટલે કે વિપરીત જાતનોજ ગુણ હોવો

આગળ જેમ સામાન્ય સામાન્ય દ્રવ્ય સામાન્ય ગુણ સામાન્ય અને કર્મ સામાન્ય છે તેમ અહીંયા પણ વિશેષસ્તુ પૃથક્ત્વકૃત એ પદથી દ્રવ્ય વિશેષ બતાવે છે હ્રાસહેતુર્વિશેષશ્ચ એ પદથી ગુણ વિશેષ બતાવ્યુ છે અને વિશેષસ્તુ વિપર્યય એ પદથી કર્મના વિશેષનો નિર્દેશ છે

સામાન્ય અને વિશેષ એ બે પદાર્થોનુ નિરૂપણ કરીને શ્લોક ૪૭ મા દ્રવ્ય નામના ત્રીજા પદાર્થના સેન્દ્રિય ચેતન દ્રવ્ય નિરિન્દ્રિયમચેતનમ્ એ શ્લોકથી મુખ્ય બે ભેદ ઈન્દ્રિયવાળા અને ઈન્દ્રિયોવગરના દ્રવ્યો એમ પાડ્યા એથી આગળના શ્લોકમા બીજી દૃષ્ટિએ નવ પ્રકારના દ્રવ્યો ગણાવ્યા છે જુઓ ખાદિન્યાત્મા વાળો શ્લોક ગુણ અને કર્મ એ બે પદાર્થોનુ નિદર્શન શ્લોક ૪૮ મા ટુકાણમા કર્યુ છે

અહિંયા બધાજ ગુણો ટુકાણમા ગણાવીને આગળ જતા આ ત્રિવિધ ગુણોનો તેમજ કર્મોનો વિસ્તાર કહેલ છે અહીંયા અનુક્રમે સમવાય દ્રવ્ય ગુણ કર્મ અને કારણના લક્ષણો આપ્યા છે તે આ પ્રમાણે

(૧) સમવાયોઽપૃથગ્ભાવો ભૂમ્યાદીનાં ગુણૈર્મત સ નિત્ય એ સમવાયનુ લક્ષણ

(૨) યત્રાશ્રિता કર્મગુણા કારણ સમવાયિ યત્ તદ્ દ્રવ્યમ્ આ દ્રવ્યનુ લક્ષણ

(૩) સમવાયિ તુ નિશ્ચેષ્ટ કારણ ગુણ એ ગુણનુ લક્ષણ છે

(૪) શ્લો ૫૧ મા સંયોગે ચ વિભાગે ચ કારણ દ્રવ્યમાશ્રિતમ્ । કર્તવ્યસ્ય ક્રિયાકર્મ કર્મનાન્ય પેક્ષત ॥ એ રીતે કર્મના લક્ષણો આપ્યા છે અને આયુર્વેદોપયોગી કારણો શ્લો ૫૩ મા કાલબુદ્ધીન્દ્રિયાર્થાના યોગો મિથ્યા ન ચાતિ ચ એમ ગણીને આપેલ છે

આ રીતે છ પદાર્થોના નિર્દેશ આ અને કેવી રીતે આપેલ છે તે જોયું હવે તેની વિસ્તારથી ચર્ચા કરીશું અને તેમા આ લેખના મૂળ વિષય તરીકે દ્રવ્ય નામના પદાર્થનું પ્રથમ નિરૂપણ કરીશું

આત્મિયાત્મા મન કાળ દિશા આ મુખ્ય નવ દ્રવ્યો છે અને દ્રવ્ય તે છ પદાર્થો માનું એક છે અને પદાર્થ એટલે સૃષ્ટિમા રહેલા મૂર્ત અને અમૂર્ત એવા મુખ્ય પદાર્થો કે જેને લઇને સૃષ્ટિની બધી ક્રિયાઓ એટલે વ્યવહાર ચાલે છે આમ જેના પદાર્થ એ કોઈ લોઢું તાબુ ગંધ રેડીયમ કે એવો કોઈ element માત્ર જ નથી electricity (વીજળી) sound (શબ્દ) light (તેજ) કે motion (ગતિ) રૂપી કોઈ પણ શક્તિનું (energy) સ્વરૂપ માત્ર નથી પણ એ બધાને પોતામા સમાવી લેવા ઉપરાત વધુ ક્ષેત્રવાળુ છે એટલે આયુર્વેદ ઉક્ત પદાર્થની વ્યાખ્યા ભાગી તુટી કરવી હોય તો પણ આવા ચાર પાચ કે વધુ શબ્દોનું એકીકરણ કરીને થવી જોઇએ અને એના સપૂર્ણ અર્થનું વહન કરનાર શબ્દ ન હોય ત્યાં સુધી પદાર્થને પદાર્થજ રહેવા દેવો જોઈએ

દ્રવ્ય નામના એ જ પદાર્થમા આકાશ વાયુ અગ્નિ જળ પૃથ્વી આત્મા મન કાળ અને દિશા એમ નવ વિભાગ છે અહીંયા પણ વાયુ એટલે wind (પવન) air (હવા) gas કે force અથવા કેટલાક આધુનિક આયુર્વેદીઓ માને છે તેમ Nervous system (નાડીઓ) નહિ પણ આયુર્વેદમા યથોક્ત સ્પર્શગુણબહુલ અને રૂક્ષાદિ ગુણયુક્ત તથા તેના કહેલ કર્મો કરનારો એમ જે વિવક્ષિત અર્થ છે તે જ લેવો જોઈએ એવીજ રીતે અગ્નિ એટલે માત્ર નજરે દેખાય છે તે Flame (જ્વાળા) light (પ્રકાશ) કે Heat (ઉષ્ણતા) જ નહિ પણ સમસ્ત વિશ્વમા રહેલુ અગ્નિતત્વ એ અગ્નિ અને કોઇ મુખ્ય દ્રવ્યોમા અને જળના ભંડારરૂપ સમુદ્રમા પણ રહેલ છે તે

અને એટલે પાણી જ નહિ પણ સમસ્ત ભૂતોમા રહેલ જલીય અંશ એવી રીતે સમજવાનું આજે પાણી એ વિજ્ઞાનની દ્રષ્ટિએ બે તત્વો Hydrogen અને Oxygen નું બનેલું છે અને આચાર્યો પાણી જેને જળને એકજ તત્વ માનતા હતા તે ભૂલ અથવા અપૂર્ણતા હતી અથવા તો તે સમયના જ્ઞાનની અવધિ પ્રમાણે સાચુ હતું એમ કહેનારે આ વસ્તુ વિચારવા જેવી છે એવીજ રીતે પૃથ્વી એટલે જે નજરે દેખાય છે તે માટી નહિ પણ જેમા આગળના ચાર મહાભૂતો આકાશ વાયુ અગ્નિ અને જળના ગુણો શબ્દ સ્પર્શ રસ રૂપ અને ઉપરાંત પૃથ્વીનો પોતાનો ગુણ ગંધ રહેલ છે તેવો પદાર્થ

આકાશાદિ ચાર તેમજ પાચમુ પૃથ્વી એ પાચે મહાભૂતો તર્કવાદીઓની દષ્ટિએ બન્ને પ્રકારના છે એક સ્થૂલરૂપે અને બીજુ સૂક્ષ્મરૂપે દાખલા તરીકે ઇંટ પત્થર ઠીકરાં માટી વિગેરે પૃથ્વીના સ્થૂલરૂપો છે આ બધા સ્થૂલરૂપો અનિત્ય છે એટલે કે નાશ થનારા છે પણ તે બધામા સૂક્ષ્મપણે જે પૃથ્વીતત્વ રહેલ છે તે નિત્ય અને અવિનાશી છે આજ રીતે આકાશ વાયુ અગ્નિ અને જલના નિત્યાનિત્ય સ્વરૂપો સમજવા

હવે છઠ્ઠું દ્રવ્ય તે આત્મા આજે આપણી જે દ્રષ્ટિ થઈ ગઈ છે તે દ્રષ્ટિએ આત્માને દ્રવ્ય કહેવાને આપણે કઇ કોટિમા મુકીએ? છતાય આચાર્યોએ આત્માની દ્રવ્યમા જ ગણત્રી કરી છે કારણ કે જેની અંદર કર્મ અને ગુણો આશ્રય કરીને રહેલા હોય અને જે સમવાયી કારણ હોય તેને દ્રવ્ય કહેવુ એવુ લક્ષણ તેમણે બાધી રાખ્યુ છે આ રીતે જોતાં

આત્માના પ્રયત્નાદિ કર્મો છે ઇચ્છા દ્વેષ વિગેરે ગુણો છે આત્માજ સર્વ કર્મોનો કર્તા ભોક્તા વિગેરે છે આ જોતા દ્રવ્યની વ્યાખ્યા કેટલી હદ સુધી વિસ્તૃત છે એનો સ્હેજ ખ્યાલ આવી શકે છે

આમજ મન કાલ અને દિશા પણ ગુણ અને કર્મવાળા હોવાથી દ્રવ્યો છે

આ રીતે મુખ્ય પદાર્થ દ્રવ્યનો વિષય પુરો કરીને બીજા પદાર્થ ગુણનો વિચાર કરીએ ગુણો ઉપર કહેલા કોઈ એકાદ દ્રવ્યને આશ્રય કરીને રહેલા હોય છે અને તે કેવી રીતે તે જોવાનુ છે ગુણ પણ પદાર્થ હોવાને કારણે તેમને ઓળખવાનુ લક્ષણ બતાવવુ જોઈએ માટે સમવાયી તુ નિશ્ચેષ્ટ કારણ ગુણ એટલે કે ગુણ સમવાયી છે નિશ્ચેષ્ટ છે અને કારણરૂપ છે

ગુણોના ત્રણ વિભાગ ગણાવ્યા છે (૧) વૈશેષિક ગુણો (૨) સામાન્ય ગુણો અને (૩) આત્માના ગુણો આમા શબ્દ સ્પર્શ રસ રૂપ અને ગંધને વૈશેષિક ગુણો કહ્યા છે કારણ તે પાચે આકાશ વાયુ અગ્નિ જલ અને પૃથ્વીના ખાસ ગુણો છે

વૈશેષિક ગુણો મહાભૂતોમા ઉત્તરોત્તર વધતા જાય છે આકાશમા માત્ર શબ્દ ગુણ જ છે એજ આકાશમાથી ઉત્પન્ન થયેલ વાયુમા આકાશનો ગુણ શબ્દ તથા વાયુનો ગુણ સ્પર્શ રહેલ છે વાયુમાથી જ ઉત્પન્ન થયેલ હોવાને કારણે અગ્નિમા વાયુના શબ્દ અને સ્પર્શ એ બે ગુણો હોવા ઉપરાત ત્રીજો સ્વગુણ રૂપ છે જલમા આ ત્રણ ઉપરાત સ્વગુણ રસ છે અને પૃથ્વી જલનું પરિણામ હોઈ તેમા જલમા રહેલા શબ્દ સ્પર્શ રૂપ રસ અને ગંધ એ પાચમો પોતાનો ગુણ એમ પાચે ગુણ પૃથ્વીમા રહેલ છે અને જેટલા ચીજોને નજરે જોઈ શકીએ છીએ તેમા આ પાચે મહાભૂતો હોવાથી પાચેના વૈશેષિક ગુણો તેમજ એ પાચના સમવાયથી ઉત્પન્ન થનારા સામાન્ય ગુણો ગુરુ લઘુ વિ પણ રહેલા હોય છે

આ રીતે જોતા પૃથ્વીતત્ત્વ વધુ હોય તેવા દ્રવ્યોમા ગુરુતા ખરતા કાઠિન્ય મન્દતા સ્થિરતા વૈશદ્ય સાન્દ્રતા સ્થૂલતા એ ગુણો વિશેષ છે પૃથ્વી મહાભૂતથી આકાશ વિપરીત ગુણવાળુ હોવાથી તેમા ગુરુત્વથી વિપરીત લઘુત્વ કાઠિન્યને બદલે મૃદુતા સ્થૂલતાને બદલે સૂક્ષ્મતા અને ખરતાને બદલે શ્લક્ષ્ણતા હોય છે

એજ રીતે જલ અને અગ્નિની વિરુદ્ધતા છે જ્યારે વાયુમા આકાશના લઘુત્વ, સૂક્ષ્મતા વિગેરે ગુણો ઉપરાત શીતતા રૂક્ષતા ખરત્વ વૈશદ્ય વિગેરે સ્વગુણો છે

હવે બીજા પ્રકારના ગુણો તે ગુરુ, લઘુ શીત ઉષ્ણ સ્નિગ્ધ રૂક્ષ મંદ તીક્ષ્ણ સ્થિર સર મૃદુ કઠીન વિશદ પિચ્છિલ શ્લક્ષ્ણ ખર સ્થૂલ સુક્ષ્મ સાન્દ્ર દ્રવ આ વીશ ગુણોને સામાન્ય ગુણો કહે છે કારણ કે તે પૃથ્વી વિગેરે દ્રવ્યોમા સાધારણ રીતે આશ્રય કરીને રહેલા હોય છે

ત્રીજો પદાર્થ તે કર્મ છે અને કર્મ પણ પદાર્થ હોવાને કારણે તેની ઓળખાણ માટે લક્ષણ બતાવવુ જોઈએ તેથી શ્લોક ૫૧ મા–

संयोगे च विभागे च कारणं द्रव्यमाश्रितं ।

कर्त्तव्यस्य क्रिया कर्म कर्मनान्यदपेक्षते ॥

સંયોગો થવામા તેમજ વિભાગો થવામા દ્રવ્યને આશ્રય કરીને રહેતુ કર્તવ્યની ક્રિયારૂપ અને બીજા કોઈની અપેક્ષા ન રાખે તેને કર્મ કહેવુ એમ કર્મનું લક્ષણ બતાવ્યુ છે

હવે સમવાય નામના પદાર્થની વાત સમવાયનું લક્ષણ શ્લોક ૪૯ અધ્યાય—૧ સૂત્ર સ્થાનમાં --

समवायोऽपृथग्भावो भूम्यादीनां गुणैर्मतः ।
स नित्यो यत्र हि द्रव्यं न तत्रानियतो गुणः ॥

ભૂમિ (પૃથ્વી) વિગેરે મહાભૂતોના ગુણોનો દ્રવ્યમા અપૃથગ્ભાવ હોવો તેનુ નામ સમવાય. આ સમવાય નિત્ય છે જેમ દ્રવ્યમા નિયત ગુણો હોય છે

અહીંયા અપૃથગ્ભાવ એટલે સાથે જ રહેવાપણુ એવો અર્થ છે આ સમવાય અને તેનું લક્ષણ વધુ વિવેચન માગે છે એટલે શ્રીમત્ ચક્રપાણિ દત્તનાજ શબ્દો વધુ ઉપયોગી થઇ પડશે અવયવ અને અવયવિનો જે અપૃથગ્ભાવ તે સમવાય દાખલા તરીકે હાથ પગ નાક આંખ કાન એ બધા અવયવો છે અને એ બધાના ભેગા થવાથી અવયવી એટલે કે અવયવોવાળુ શરીર થયુ છે શરીર એટલે માત્ર હાથ પગ માથુ ધડ વિગેરે એક બે ચાર અવયવો નહિ પણ એ બધા જ અવયવો તે શરીર આ રીતે અવયવો અને અવયવીનો હમેશા સાથે રહેવાનો સબંધ તેનું નામ સમવાય અવયવી સિવાય અવયવ રહી શકતુ જ નથી તેનો બીજો દાખલો ગુણ અને ગુણીનો ગુણ એટલે આગળ કહેલા ગુરૂ લઘુ તેમજ વશેષિક અને આત્માના એમ બધા ગુણો અને ગુણી એટલે આમાના ગમે તેટલા થોડા કે વધુ ગુણો જમા રહેલા હોય તેવુ કોઈ પણ દ્રવ્ય જેમકે હરડે

હરડે અહીંના ગુણી એટલે કે ગુણ જેને આશ્રય કરીને રહેલ છે તેવુ દ્રવ્ય છે અનુલોમત્વ કષાયરસ વિગેરે ગુણો વૈદ્યની દૃષ્ટિએ છે—ઉપરાંત અમુક પ્રકારનો રંગ આકાર વજન વિગેરે ગુણો પણ તેમા છે આ બધા ગુણોનો સરવાળો તેનું નામ હરડે એટલે કે આ બધા ગુણોથી જુદી એવી કોઇ વસ્તુ હરડે નથી આ જાતનો જે ગુણ અને ગુણીનો સબંધ છે તેનું નામ સમવાય

આ સમવાય વિગેરેનો વિચાર કરતા એમ ફલિત થાય છે કે સૂક્ષ્મ જ્ઞાન દૃષ્ટિથી મહર્ષિઓએ આ પદાર્થોનું જ્ઞાન સંપાદન કરેલ તેનો સંપૂર્ણ ઉપયોગ વ્યવહારમા કરતા આજ વિચારશ્રેણીથી કોઈપણ દ્રવ્યોના ગુણ કર્મ વિગેરેના નિર્ણય કરીને તેનો ઉપયોગ કરતા છતાય એમ જરાપણ માની લેવાનુ કારણ નથી કે તેમનુ સમગ્ર જ્ઞાન આ રીતે અનુમાનો પરજ નિર્ભર હતુ અને પ્રત્યક્ષ અનુભવને વિસારે મુકાતો પણ એથી ઉલટુ બધા પ્રમાણોમા પ્રત્યક્ષને પ્રધાન ગણવામા આવતુ ઉચિત એ પ્રત્યક્ષ સામાન્ય બુદ્ધિને સ્થૂલ દૃષ્ટિએ થતુ તે નજ હતુ મહાબુદ્ધિશાળી અને રાગદ્વેષથી પર રહીને તટસ્થ દૃષ્ટિથી જોનારા જેને આપ્તો કહે છે તેમના પ્રત્યક્ષ અનુભવથી મેળવેલા પ્રમાણનો સ્વીકાર થતો

અને આ રીતે જે જે સૂત્રો રચાતા તે બધામા સાધક બાધક નિયમોનો સંપૂર્ણ વિચાર કરીને પછીજ રચાતા અને એથીજ સૂત્રો ત્રિકાલાબાધિત રહેતા અને હજુય રહેશે આજે પણ કોઈ પણ તટસ્થ અભ્યાસી આયુર્વેદની દૃષ્ટિથી જ આયુર્વેદને જુએ આયુર્વેદનાજ માપવા કાટલાથી માપે તો આજે પણ એ સૂત્રો સંપૂર્ણ અને યથાર્થ લાગે એથી વિપરીત દૃષ્ટિથી એટલે કે વધુ શાસ્ત્રની કોઈપણ પદ્ધતિને અબાધિત ધોરણ (standard) તરીકે લઈને જો આયુર્વેદનો વિચાર કરવામા આવે તો તે પરીક્ષક પોતેજ અનેક પ્રકારની ભ્રમણાઓમા ફસાઇ જાય એ સ્વાભાવિક છે

પરમાત્મા સૌ કોઈને એવી સૂક્ષ્મ અને વિશદ બુદ્ધિ અર્પે એવી અંતિમ પ્રાર્થના છે

# સમાલોચના

**આરોગ્ય ડાયરી** ૧૯૯૫ તે વૈદ્યરાજ પંડિત હરિપ્રસાદ શ્રી ભટ્ટ આયુર્વેદાચાર્ય, ભિષગાચાર્ય ધન્વન્તરી M A M S વડોદરાના રાજકીય સંસ્કૃત મહાવિદ્યાલયના આયુર્વેદના આચાર્ય વડોદરા મૂ ૧ ૦-૮-૦

વૈદ્યરાજ હરિપ્રસાદભાઇ દિલ્હીની તિબ્બી કોલેજના સ્નાતક છે તે ઉપરાંત છે હમણાજ થોડા વખત તે મહામહોપાધ્યાય ગણનાથસેન પાસે પણ જઇ આવ્યા છે વડોદરા રાજકીય પાઠશાળામા તે ઘણા વર્ષોથી આયુર્વેદ ભણાવવાનું કામ કરે છે

આરોગ્ય ડાયરી—એ એક સ્તુત્ય પ્રયાસ છે ગુજરાતમા મારી ધારણા પ્રમાણે હજી સુધી કોઈએ આ જાતનો પ્રયાસ કર્યો નથી

અંગ્રેજીમા તો ડાયરીઓ અનેક મોટી સમૃદ્ધ સંસ્થાઓ તરફથી તૈયાર થાય છે અને તે ડૉક્ટરોને મફત પહોંચાડવામા આવે છે એ સમય મુડીદારી સંસ્થાઓના પ્રકાશન સાથે આ ડાયરીને સરખાવવી એ કોઇપણ રીતે ઇષ્ટ નથી કર્તાનો આ પ્રથમ પ્રયાસ આદરણીય છે કારણ કે આ જમાનામા ડાયરી પણ એક અગત્યનું સાધન છે કર્તા કહે છે તેમ આ ડાયરી પ્રકાશનનું પ્રયોજન ફક્ત એટલુંજ છે કે આરોગ્ય ટકાવવા સૂચનાઓ મળી રહે ' કર્તાને જે ઠીક લાગ્યું તે જનતા જનાર્દનને ધર્યું છે લેખક પોતે યોગ્ય સુધારા માટે સૂચનો માગે છે એટલે એ શબ્દ લખવા અનુચિત નહિ ગણાય

પૃ ૨ આરોગ્યતા ' નહિ પણ આરોગ્ય શબ્દ જોઇએ

પૃ ૩ ' આપ્ત પુરૂષો—વૃદ્ધ પુરૂષો -અહિં એકલા આપ્ત પુરૂષો શબ્દ જ રાખવો ઇષ્ટ છે આપ્તની વ્યાખ્યા આપ્યા સિવાય આપ્તનો અર્થ પૃથગ્જનો નહિ સમજી શકે

પૃ ૮ આંખ તદુરસ્ત અને સારી રાખવા માટે ધ્યાનમા રાખવા યોગ્ય સૂચનાઓ—આમાં નીચેના થોડા મુદ્દા ઉમેરવા યોગ્ય છે (૧) આંખના દર્દીએ મૈથુનનો ત્યાગ કરવો જોઇએ (૨) ઘી દુધનો ઉપયોગ માપ પ્રમાણમા લેવો જોઈએ (૩) ઉઘાડા પગે ગરમીમા ચાલવુ ન જોઇએ (૪) પાદાભ્યંગ હિતાવહ છે (૫) ત્રિફલાનું સેવન નિત્ય હિતાવહ છે (૬) દિવસમા ત્રણ વખત મ્હોમા પાણીનો કોગળો ભરીને ઠંડા પાણીની છાલકો આંખ ઉપર છાંટવી (૭) આમળાના પાણીથી આંખ ધોવી અને એ પાણીની છાલકો મારવી

પૃ ૯ બધકોશ દૂર કરવા કેટલીએક સૂચનાઓમા ૫ મી ક્રમ- પેટને સારી પેઠે ચોળવુ એ વાત સાચી છે ?

ઋતુચર્યામા હસો ક પાન ૮૧ અહિં હસો કનો અર્થ સમજાવવો જોઇએ
નવ ઉદ્દગ્રદેશ ની જરૂર જણાતી નથી સામા પૌને તેની જરૂર શી ?

પૃ ૩૫ મૂત્રનો રંગ સાધારણ રીતે પીળાસ પડતો સૂકા ઘાસ જેવો આ અંગ્રેજી શબ્દ hay અથવા strawનો ખોટો અનુવાદ છે ડાગરની પરાળ જેવા રંગ એમ જોઈએ

પૃ ૩૭૮ ત્રણ એષણાની જોડણી પ્રાણૈષણા ધનૈષણા એમ નહિ પરંતુ પ્રાણેષણા, ધનેષણા પરલોકૈષણા આમ જોઇએ

પૃ ૩૮૭ આરોગ્યના નિયમો નહિ પરંતુ આરોગ્ય નિયમો જોઇએ

પૃ ૪૯ ( નોંધ memorandum ની પછીનો ભાગ ) ધાતીય ક્ષાર હું ધારું છું mineral salts માટે વપરાયનો શબ્દ છે પરંતુ 'ખનિજ ક્ષારો' એ શબ્દ ઠીક લાગે છે

પૃ ૬૧ ઉપર ગરમચીજોમા ખજુર અંજીર વગેરે ગણેલુ છે પણ ચરકના મતાનુસારતો ખજુર [ मधुर बृंहण वृष्य खर्जूरं गुरु शीतलम् । क्षयेऽभिघाते दाहे च वातपित्ते च तद्धितम् ॥ ] શીતલ છે અને અંજીર પણ ( तर्पण बृंहण फल्गु गुरु विष्टम्भि शीतलम् ) શીતલ છે તેમ પૃ ૬૨ ઉપર વાયડી ચીજોમા બદામ પીસ્તા ચારોળી આખુ અખરોટ ગણ્યા યા છે તે પણ ઠીક નથી ચરક કહે છે

वातामाभिषुकाक्षोट मकूलकनिकोचकाः

गुरूष्णस्निग्धमधुराः सोष्माणा बलप्रदा ॥ सू २७-१५२

બદામ અખરોટ પિસ્તા વગેરે વાયરી ચીજો નથી પરંતુ ગુરુ ઉષ્ણ સ્નિગ્ધ મધુર છે કોઇ રા વાયડા હોઇ ગરમ ચીજમા ન આવી શકે

મને લાગે છે કે ગરમ ચીજો અને વાયડી ચીજોનું લખાણ કાઢી નાખવુ અથવા તો તે બરાબર લખાવુ જોઇએ

૬ ૬૩ અહિતતમ પદાર્થની યાદીમા જવ છે તે ખોટુ છે ચરકમા સૂ અ ૨૫ મા અહિત ખાદ્ય પદાર્થની યાદીમા યવકા આપ્યુ છે પરંતુ જવથી તે ભિન્ન દ્રવ્ય છે જવ તો સ્થયકૃત્ અને ન્ય તેમ શ્લેષ્મપિત્તહરને નાશ કરનાર તરીકે ચરકે વખાણેના છે ( સૂ. ૨૭ ૧૮ ) હિતતમ અને અહિતતમ પદાર્થોની યાદી ચરક જોઇને બનાવવા લેખકને વિનતી છે

પૃ ૬૩ ઉપર વિટામિ સતુ કોષ્ટક છે ઈ વિટામિનની યાદીમા વનસ્પતિ તૈલો ( Vegetable oils ) ઉમેરી લેવુ જોઈએ

૮૮ પાનોમા ખૂબજ ઉપયોગી માહિતી ગ્રથિત થઈ છે લેખકને આ પ્રકાશનથી જો ઉત્સાહ મળશે તો ધીરધીરે એ ઘણું ઉમેરી લઈ કાયગીને આથી પણ સારી બનાવશે એવી મને તો આશા છે

બાપાલાલ વૈદ્ય

# સિદ્ધભેષજ મણિમાલા

[ અનુસંધાન આશ્વિન ૯૪ ના અ પૃ ૮૯૫ થી ચાલુ ]

અથ પુષ્પવર્ગ

दाहोदन्याखचिरफोट विसर्पगरलादिषु ।

मृद्राति मधुर वर्ण्यं कमल कमल न कि ॥ १३७ ॥

કમળનું ફુલ દાહ તૃષા લોહીવિકાર વિસ્ફોટ ગતમા વિષ વગેરેનો નાશ કરનાર છે તે મધુર અને વર્ણ્ય છે

लघुशिशिरगुणाड्य शुक्रकर्त्री कटुकरसा रुचिरा त्रिदोषहर्त्री ।

पृथुतररुधिरातिसारहन्त्री बन्महसा शतपत्रिका सविनी ॥ १३८ ॥

સેવતી ગુલાબના ફુલ લઘુ શીત શુક્ર છે કટુરસયુક્ત છે રુચિપ્રદ છે ત્રિદોષને હણનાર છે અતિ ઉગ્ર રક્તાતિસારને હણનાર છે અને હૃદ્ય—મલ્ય છે

तरुणी शिशिरा हृद्या शुक्रला सारिणी मनाक् ।

त्रिदोषशमनी वर्ण्या दाहपित्तास्रनाशिनी ॥ १३९ ॥

ગુલાબની કળીઓ શિશિર હૃદ્ય શુક્રલ અને સહેજ સારક છે ત્રિદોષને શમાવનાર છે વર્ણ સારો કરનાર છે દાહ અને રક્ત પિત્તનો નાશ કરનાર છે

जातीयुग मस्तकनत्रवक्त्ररदार्तिकुष्ठास्रविषेषु शस्तम् ।

यूथीयुग चापि तथैव किंतु व्रण विशेषाद्विकरीकरोति ॥१४०॥

સફેદ અને પીળા ફુલની જાઈ जातीयुग सितपीततद्भेदात् । चमेली– सोन चमेली इति प्रसिद्धम् (टि) ના ફુલો માથાની આંખોની મ્હોની અને દાંતની વેદનામા કુષ્ઠમા અને રક્ત વિકારોમા પ્રશસ્ત છે

બન્ને જાતની જૂઈ [ जुहीनसो–जुही ' इति भाषाकार आकारयते (टि) ] ના ફુલ પણ ઉપ ના જેવા જ ગુણવાળા છે પરંતુ જૂઈ ખાસ કરીને વ્રણરોપણ તરિકે લબ્ધપ્રતિષ્ઠ છે

कफानिलासृग्विषजत्तु कृच्छ्रपित्तापहो गन्धफली पिनष्टि ।

दन्त्यो विषश्चित्रकृमि यथाशोऽनुष्ण कषायो हरिकेसरोऽपि ॥ १४१ ॥

ચંપાના ફુલની કળીઓ કફ વાત રક્ત વિષ કૃમિ મૂત્રકૃચ્છ્ર પિત્તના રોગો વગેરે રોગોનો નાશ કરનાર છે

બોલસરી દાંતને હિતકર છે વિષ અર્શ કોઢ કૃમિની વેદના વગેરેને હણનાર છે શીત છે અને સ્વાદમા કષાય છે

कषायलवणस्वादु* नीपो रूक्षो हिमो गुरु ।

बलासरक्तप्रपत्तघ्नो विष्टम्भक सर ॥ १४२ ॥

---

* નીપ અને કદંબ સાધારણ રીતે એક બીજાના પર્યાયો મનાય છે પરંતુ કદંબ અને નીપ બન્ને ભિન્ન ભિન્ન વૃક્ષો છે અસલમા કદંબની જ નીપ એક જાત છે

કદમ કષાય અને લવણ રસયુક્ત છે મધુર છે રૂક્ષ છે હિમ છે અને ગુરૂ છે કફ કરનાર છે ધારણ વધારનાર છે વિષ્ટંભી છે અને સર છે

केतकस्तिक्तकटुक लघुमारुतकफापह ।
तिक्तोष्णामोदबहुला नेत्र्या काञ्चनकेतकी ॥ १४३ ॥

કેવડો તિક્ત કટુ લઘુ હોવાથી કફને હણનાર છે
સોનેરી કેતકી તિક્ત ઉષ્ણ અત્યન્ત સુગંધિ અને નેત્રને હિતકર છે

रक्तपित्तशिरोबाधाविषघ्न प्रतिविष्णुक ।
माल्यादिकस्तु सग्राही कफवातपित्तहृत् ॥ १४४ ॥

મુચુકુંદ રક્તપિત્તઘ્ન છે માથાની વેદનાને મટાડનાર છે વિષને હણનાર છે
બપોરીઓ સગ્રાહી કફ કરનાર અને વાતપિત્તને હરનાર છે

हया सग्राहिणी केश्या कफमारुतजिज्जपा ।
सुलभा पवनश्लेष्मकुष्ठमूत्रशूलनुत् ॥ १४५ ॥

જાસસ હય સગ્રાહી કેશ્ય અને ક વાતઘ્ન છે
તુલસી વાત કફ કુષ્ટ મૂત્રકૃચ્છ્ર અને આતરડાના શૂળને હણનાર છે

विषशूकप्रभृतिविषघ्नमिकुष्ठश्लेष्मवातजिन्मरुव ।
महकुष्ठरक्तकण्डूविषत्रिपापहो दमन ॥ १४६ ॥

મરવો—વિષ શૂક વગેરેના વિષ કૃમિ કુષ્ઠ કફ વાત વગેરેને જીતનાર છે
નાગદમનો—મહા કુષ્ટ રક્ત ખુજલી વિષ વગેરેને હણનાર છે

सेवन्ती तरुणी सहस्र मिहिर व्याघ्री बलाधातुकी
धीका दण्डसुवर्णशाल्मलिजपाकुब्जकामवनूलजा ।
स्वस्वप्रत्ययगैर्विशिष्य सुमन क दा अम दा गुणै
किं तु चिरचिसौमनस्यमहिता सौम्या सितामज्जत ॥ १४७ ॥

સેવતી ગુલાબ ગુલાબની સહસ્ર ગાન્દ हजारा इति प्रसिद्धम् (टि) હજારી ગોટા આકડો ભોરિંગણી બલા ધાવડી (दधीका तुलीयाधार (टि) दण्ड गुलदाभार इति (टि) ગરમાળો શીમળો નસ્સ અરીજના ફુલ આમો બાવળ—આ બધાના ફુલોના ગુલકંદ થાય છે ફુલ અને સાકર ને હાથ વડે ભેગા ચોળીને બરણીમા ભરી તાપમા મૂકવામા આવે છે

प्रसून क दविपये पुष्पेभ्य त्रिगुणा सिता ।
वप सूर्यातप सिद्धो त्रुटिलेप इतिस्थिति ॥ १४८ ॥

ગુલકંદના વિષયમા એવો નિયમ છે કે જેટલા ફુલ હોય તેનાથી ત્રણ ઘણી સાકર (ઝીણી વાટેલી) લઇ હાથથી તેને ખૂબ ચોળવા પછી એક વરસ સુધી તાપમા ભરી લેવુ એલચીના બીજ અંદર નાખવા એ ... સુધી હમેશા સૂર્યના તાપમા બરણી મૂકવી આ રીતિએ ગુલકંદ સરસ બને છે

[ નિઘંટુસારમાં તત્તરૂક્ષગુણ ક ટો નૂન ગ્રટો ગુણાદિક ' અર્થાત્ ગુનકુ રુક્ષગુણ વાળો છે અને નવો ગુણમાં અધિક છે સમાજમાં ગુલક જેમ જુનો તેમ સારો એવી માન્યતા પ્રચલિત છે શ્રીકૃષ્ણરામ શર્મા (આ ગ્રંથના લેખક) કૃત હોલીમહોત્સવ'માં જયપુર તરફની દેશી ભાષામાં લખેલો નીચેનો શ્લોક જુઓ

મિશ્રી લેગ વશલોચન સહી તામેં મહી ડારિકે '
ભગાકો ધત દે ગુલાબદુલ ઔ એલા મિલા દીજિયે
પીછે પાત્ર નિષ પચીસ દિન લો નીકે જમા કીજિયે
લીજે યે ગુનકંદ દેર ઝગરો ખીજે કલાક તે ॥'

[માદક ગુલકંદ (સુમનકંદ) ની આ બનાવટ છે આ ગુલકંદ ખાઈને પછી બરફી (કલાકંદ) ઉપર હાથ ચલાવવાનું કવિ કહે છે ભાગ છે એટલે ક્ષુધાવર્ધક હોઈ બરફી જેવા ગુરુ મિષ્ટાન્ન ખાવાનું કહે છે એ યોગ્ય છે ભા ગ ]

गुलाबादिप्रसूनोत्थ स्नेह कोऽप्यत्तर स्मृत ।
सौरभप्रीणितप्राणो यज्जातस्तद्गुणागुण ॥ १४९ ॥

ગુલાબ મોગરો, મેંદી વગેરે સુગંધી ફુલોનું અત્તર અત્યંત સુગંધી હોય છે જે દ્રવ્યમાંથી અત્તર કાઢ્યામાં આવ્યું હોય તે દ્રવ્યના ગુણો જેવાજ ગુણો અત્તરના સમજી લેવા

અથ ફલવર્ગ

शिशिरमधुरागुर्वी नव्या सरा बहुबहणी
ज्वरमरुदसृक्पित्तश्वासक्षयार्तितृष क्षिपत् ।
दवथु मदर भ्रमू र्छामूत्राग्दाहा च मात्तनी
प्रविगसदमृविपक्वोष्णामा मताऽम्लरसाधिका ॥ १४९ ॥

મુનક્કા શીત મધુર ગુરુ નવ્ય સર અતિબહણ[1] જ્વરઘ્ન[2] વાતરક્તઘ્ન પિત્તઘ્ન ક્ષયઘ્ન શ્વાસઘ્ન અને તૃષાને શાંત કરનાર છે દાહ મદાત્યય મૂર્છા, મૂત્રના રોગો ઉપર મુનક્કા ગુણદાયી છે દારુણ રક્તપિત્ત દાહ (ખોટી ગરમી) આમાજીર્ણ વગેરેમાં દ્રાક્ષ હિતકર છે મુનક્કામાં અમ્લરસ અધિક છે ( એટલે તે સન્નિવા, ગાઉટ વગેરે રોગોમાં ન આપવી )

वमिमदवभ्रान्तिश्रान्तिवरालमरुत्तृषा-
रुचिसृतिमदाम् र्छापित्तापह मधुर लघु ।

---

1 ક્ષયમાં દરદી એક સરખી રીતે ક્ષીણ થતો જાય છે તે વેળા શક્તિ અને વજન વધારવા માટે મુનક્કા જેવું બીજું ઉત્તમ ઔષધ એક પણ નથી રોજ રાત્રે સુતી વખત ખવાય તેટલી મુનક્કા ખાવી તે ઉપર પીવાની ઈચ્છા હોય તેટલું પાણી પીવું શક્તિ આવી વજન વધશે એવો અનુભવ છે

2 તાવ આવી ગયા પછીની અશક્તિ દૂર કરવા મુનક્કા જલદી શક્તિ આપે છે અને ઝીણો તાવ આવતો હોય તો તેને પણ મટાડે છે

(શ્રી આપ્પા શાસ્ત્રી સાઠેકૃત ઘરગુતી ઔષધે આવૃત્તિ ૨ જી પૃ ૧૪૪-૧૪૫)

प्रकटयति कफडस्यौदासीन्य हिम बल्गुजन्त

परिणततर वाऊ हीन ततो वरदाडिमम् ॥ १५० ॥

**કાબુલી દાડમ** ( સાગ મોટા લાલચોળ બીજવાળા અતિશય મીઠા એવા જે દાડિમ આવે છે તે )–ઉનટી મદ ગરમી અફ્રુર થાક તાવ વાત અને રક્તના રોગો તરસ અરુચિ અતિસાર મૂર્ચ્છા અને પિત્તના રોગો વગેરેના નાશ કરનાર છે સ્વાદમા મધુર છે લઘુ છે મધુર હોવા છતા કફને ઉત્પન્ન કરનાર નથી અર્થાત્ કફમા પણ આપી શકાય શીતગુણયુક્ત છે બળ અને વીર્યને વધારનાર છે નાનું દાડિમ આથી ઉતરતા ગુણવાળુ છે

वहति तुवर वाल बद्धास्थ्यपि त्रिमलादय

परिणतमसृक शोफऊष्मातिपित्तलमारितम् ।

मधुरमरुपित्त स्निग्ध विपक्वतम हिम

तृपि सदवथौ पथ्य त्वाम्र रस स्मरद सर ॥ १५१ ॥

કેરીના મવા કે ગોટલી બંધાયેલી હોય એવી કાચી કેરી તુરી હોય છે અને તે ખાવાથી ત્રણેય દોષોને કોપાવે છે પાકી કેરી ( અર્ધી કાચી અર્ધી પાકી એવી કેરી ) રક્તદોષ શોથ કફ અને પિત્તને ઉત્પન્ન કરનાર છે સારી રીતે પાકેલી કેરી મધુર વાતઘ્ન પિત્તઘ્ન સ્નિગ્ધ અને ઠંડી છે પાકી કેરીનો મધુર રસ તરસમા દાહમા પથ્ય છે કેરીનો રસ કામોદ્દીપક અને સર છે

अपित्त खर्बूज विरेचयति रतो गुरु हिम

मर माथि स्वादु श्रमजिदतिमार त्वरयति ।

समान तर्बूज तदपरिणत स्यादितरथा

कषाय सग्राहि प्रथितपवन जाम्बवफलम् ॥ १५२ ॥

ખડબુજુ પિત્ત કરનાર નથી પાચન રેચન કરનાર છે ગુરુ છે હિમ છે વાતઘ્ન છે મધુર છે શ્રમને જિતનાર છે અતિસાર લાવનાર છે તડબૂચ પણ આવા જ ગુણોવાળુ છે હા તે પણ જો કાચુ હોય તો આથી વિપરીત ગુણોવાળુ છે

જાબુ કષાય છે ગ્રાહિ છે વાયુ કરનાર છે ( મોટે જમ્યા પછી ખાવા જોઈએ )

[ खर्बूज दशाङ्गुल । बहीन फल प्रायो ग्रीष्मे प्रचरति આવો પરિચય ટિપ્પણકારે આપ્યો છે तर्बुज –अनर्बुद नाम्ना प्रसिद्धम् । क्वचिच्च मतीरा स्यात खर्बुजात्महत्तर जलबहुलम् । वल्लिजम् तिदेववाण्यामुच्यते । ટિપ્પણી ]

दशाङ्गुलस्य प्रतनूनि कृत्वा खण्डानि सम्येन त्रिमिश्रितानि ।

पित्तप्रतापक्षपणक्षमाणि काय लिहन्तो धनिनोऽपि धन्या ॥ १५३ ॥

**સક્કરટેટી** છોતાને તેના નાના નાના ટુકડા કરી તેમા સાકર મેળવી ખાવાથી પિત્તની ગરમી શાંત થાય છે ધનવાનો પણ આ સક્કરટેટીનુ પાન અત્યન્ત હર્ષથી ચાટે છે

Regd No B 1319

વડોદરા રાજ્યની લાયબ્રેરીઓ માટે મંજુર થએલુ

વૈદક સિદ્ધાન્તોને તુલનાત્મક દૃષ્ટિથી તથા
અનુભવની દૃષ્ટિથી, ચર્ચનારૂ વૈદક માસિક

# આયુર્વેદ વિજ્ઞાન

પુસ્તક- ૨૭

तच्चैव युक्तं भेषज्यं यदारोग्याय कल्पते।
स चैव भिषजां श्रेष्ठो रोगेभ्यो यः प्रमोचयेत् ॥

એપ્રિલ

અંક ૪

૧૯૩૯



તંત્રી અને પ્રકાશક-
દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી
ઝંડુ ફાર્માસ્યુટીકલ વર્ક્સ લી૦ તરફથી
ઠે૦ સયાની રોડ મુંબાઇ-૧૪

શુદ્ધ આયુર્વેદીય દવાઓની માફક શુદ્ધ આયુર્વેદ
મળવું શાસ્ત્રીય જ્ઞાન પણ તમને ઝંડુ ફાર્મસી
તરફથી પ્રગટ થતા આ માસિક દ્વારાજ મળશે

લવાજમ રૂ ૨-૦-૦ લાયબ્રેરીઓ માટે ૧-૮-૦

# અનુક્રમણિકા



## — વિનતિ —

આ માસિ ની આ અનુક્રમણિ ા જોઈને વાચ ને ખાત્રી થ ે કે આ માસિ આપણા વૈ શાસ્ત્રના જ્ઞાનરક્ષા માટે કેવુ ામ રી ર્યુ છે આ માસિ નુ આ ૨ મુ વર્ષ ચાલે છે શરૂઆતથી જ આ માસિ મા આવા ને આવા ે ો આવ ે વડોદરા ગ ે ગ ની લાગણીઓ માટે આ માસિ મંજુર યુ છે અમને આશા છે કે દેશની વિદ્યાના પ્રચારમા જ શનો ઉ મ સમાએલો છે ેમ સમજી ર વાચ આ માસિ ના ગ્રાહકો વધારવાની ર ોતાના ગામની લાગણીઓ ા ા આ માસિ નુ વાચન વધાર તેવી કોશિશ ે

દુર્ગાશંકર કે શાસ્ત્રી
તંત્રી


મુદ્રણસ્થાન આદિ ય મુદ્રણાલય રાયખડ રોડ–અમદાવાદ
મુદ્રક મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી બી એ તા ૬–૭ ૩૯

આપણો સમાજ દિન પ્રતિદિન આળસુ થતો જતો હોવાથી વમન-વિરેચન વગેરે ક્રિયાઓ પણ ધીરે ધીરે લુપ્ત થવા માંડી છે તે ક્રિયાઓને સહન કરવા જેટલી તાકાત સમાજ ધરાવતો નથી જેના પરિણામે લંઘનના ઉપાય તરીકે ઉપવાસ ની ઉપયોગિતા પણ ઠીક પ્રમાણસર ગણાઈ છે

ખાનપાનને ખાતર જીવી નથી પણ જીવીને ખાતર ખાનપાન છે તે ઉપદેશો બરોબર સમજવામાં આવે અને પેટનો એક ચતુર્થાંશ ભાગ[1] ખાલી રહેવા દેવામાં આવે તો ઉપવાસની જરૂર રહે નહિ

આવો મિતાહાર લેનારા— વગરનાગ કેટલા પ્રયોજન વગર માત્ર સ્વાદ લોલુપતાને ખાતર લેવાતો ખોરાક આરોગ્યના નાશનું કારણ બને છે વધારે પડતો તીખો તમતમતો મસાલેદાર ખોરાક હોજરીમાં પાચન થતો નથી જેટલા પ્રમાણમાં ખોરાકની જરૂર હોય છે તેટલા જ ખોરાકના સારાંશ તે ગ્રહણ કરે છે અવશેષ પેટમાં ભરાઈ રહે છે અને આંતરડામાં વિકાર કરીને કેટલાક વિષમય પદાર્થો ( Toxins ) પેદા કરે છે આ વિકારી પદાર્થોનો અલ્પાંશ પણ લોહી સાથે મળીને શરીરને બગાડે છે ખાટા ઓડકારો પેટનું ગુડ ગુડ લીવરના દર્દ માથાનો દુખાવો વગેરે રોગો થાય છે ક્રમશઃ મદમૂત્રના અને વાયુ પણ જણાવા માંડે છે તેટલા માટે કહ્યું છે કે—

अनात्मवन्तः पशुवद् भुञ्जते येऽप्रमाणतः ।
रोगानीकस्य ते मूलम् जीर्ण प्राप्नुवन्ति हि ॥

જે નિરોધ શક્તિ પશુની માફક અપરિમિત આહાર લે છે તે સમસ્ત રોગના મૂળ અજીર્ણને પામે છે

પૂર્ણિમા એકાદશી પર્વ તિથિઓએ ઉપવાસ કરવાથી આંતરડાંને રોગ નિવૃત્તિ મળે છે આથી પેટમાં દોષોના થર જામતા નથી અને દોષ જમા હોય તો ધીરે ધીરે નીકળી જાય છે દાળ ભાત રોટલી કે શાક મૂકીને પેટ ભરી ખાઈને એકાદશી કે પૂર્ણિમા ઉજવવાનો અર્થ ઉપવાસ નથી આપણી વિધવાઓની જેમ નિર્જળા ઉપવાસ ભલે ન કરો પણ સવારે થોડુંક ગરમ પાણી અને સાંજરે ફળાદિથી ચલાવી લેવું જોઈએ આવા ઉપવાસ ન થાય તો તેનો મતલબ કાંઈ નથી જેઓ ડિસ્પેપ્સીયા ( મંદાગ્નિ ) ના દર્દીઓ છે તેઓના માટે ઉપવાસ રોગ લાભ આપનાર થાય છે[2]

મેદોવૃદ્ધિ— જાડા થવું એ એક મહાપાપ છે હાલતા ચાલતા ઉઠતા બેસતા એમ દરેક ક્રિયામાં જાડા માણસને આરામ નથી ઘડીકમાં હારી જાય ચરકે આઠ પ્રકારના પુરુષો નિંદનીય ગણ્યા છે દા. ત. અતિદીર્ઘ અતિહ્રસ્વ, અતિલોમયુક્ત નિર્લોમ વગરના બહુ ગોરા બહુ કાળા અતિ જાડા કે અતિ દુબળા બહુ જાડા સ્ત્રી બહુ દુબળા ઠીક બહુ પ્રયત્નના પરિણામે દુબળો જાડો થઈ શકે પણ બહુ જાડાને દુબળો-પાતળો કેમ બનાવવો એ એ સમસ્યા કોયડો છે મેદોવૃદ્ધિ ( જડાઈ) થવાના લક્ષણો જણાવવા માંડે કે

---

१ कुक्षेर्भागद्वय भोज्यै स्तृतीयं वारि पूरयेत् ।
वायोः संचारणार्थाय चतुर्थमवशेषयेत् ॥

२ ज्वराऽरुचिविबन्धार्त्ता लंघनाद्धि क्षमा हित ।

સાપેન છે ભૌતિક અશ ( Physical aspect )મા તો આ મા ર બહુ જ સ્પષ્ટ છે જ્યોતિષ અને ગણિતમા તો આથી યે અધિ તર મા ર હોવા સભવ છે પણ આ વિશિષ્ટ વિદ્યાઓના અધ્યયનનો દરબોગ અહીં અનાવશ્ય છે સસારની ઉત્પત્તિનુ આથી પર સ્વયઅપર ભૌતિક કા ણ ( Ultimate Phy ical Factor ) પ્રકૃતિ છે અને તેનું વર્ણન સુત્રુતમા નીચે મુ જબ છે—

સવભૂતાના કારણ, अकारण, सत्त्वरजस्तमोलक्षण, अखिलस्य जगत सभवहेतु । अव्यक्त नाम ।

અર્થાત્ તે પ્રાણિમાત્રન મ ળ છે ર ા તેનુ મ ળ નથી ( મારણ કે તે વિશ્વનો અતિમ ભાવ છે ) સત્વ રજ અને તમ આ ત્રણે ગુણોથી તે યુક્ત છે અખિલ વિશ્વની ઉત્પત્તિ તેનાથી જ થા ા છે પ તુ તે અ ામ્ત છે

આ અપરભાવ પ્રકૃતિ અનાદિ છે મારા કે અવ્યક્ત પ્રકૃતિનો આરભ બુદ્ધિગ્રાહ્ય નથી તેમ તેનો નાશ પણ થઈ શકતો નથી માટે અન ત છે અ ાન્તના આ અર્થ ઉપ ાત તે અસીમિત ( limitless ) છે એવુ પણ તેમા તાત્પર્ય છે તે અલિંગ છે એટલે આકાર રહિત છે અને ઇંદ્રિયગ્રાહ્ય નથી તે નિત્ય છે મ ળ કે તેનો ના ર થઈ શકતો નથી તેનાથી પર કશ નથી માટે તે અપર છ તે સવ સ્થળમા વ્યાપ્ત છે માટે સર્વ ાત છે

ઉપર આપણે કહી ગયા કે પ્રકૃતિ ત્રિગુણાત્મિકા છે તેના સત્વ રજ અને તમ એ ત્રણે ગુણો જ્યારે* સામ્યાવસ્થામા રહે એટલે સમ ાન રહીને કોઈ બીજાનો એવી રીતે અભિભાવ કરે કે કોઈનો પણ પ્રાદુર્ભાવ ન થઈ શકે તો પ્રકૃતિ અવ્યક્તાવસ્થામા રહે છે અર્થાત્ આવિર્ભૂત જગતનો અભાવ રહે છે પર તુ જ્યારે આ ગુણોમા સંક્ષોભ× થાય છે અને ન્યુનાધિક ભાવ આવે છે આ ગુણોના ભિન્ન ન્યૂનાધિક સંયોગથી સામ્ય ભાવ નષ્ટ થાય છે અને વૈષમ્ય ઉત્પન્ન થાય છે ત્યારે સસાર સર્જાય છે આને પ્રકૃતિની વ્યક્ત અને સક્રિય અવસ્થા કહે છે †

પ્રકૃતિની સામ્યાવસ્થામા કોઈ ગુણને કાઈપણ કરવાનુ હોતુ નથી કા ણ કે તેઓ સવથા અભિભૂત અને નિષ્ક્રિય પડયા રહે છે પરન્તુ વિષમાવસ્થામા તેઓ પોતપોતાની શક્તિ પ્રકટ કરે છે આ વિષમાવસ્થામા પણ કોઈ ગુણ સ્વત ત્ર રૂપમા રહી શકતો નથી વસ્તુમા એકત્ર થા છતા સત્વગુણ પ્રકાશક ( Essence or Intelligencestuff ) રજ ક્રિયા ( Energy ) દ્વારા અને તમ સ્થિતિ ( Inertia ) દ્વારા વ્યક્ત થાય છે ( कार्योत्पादनाभिमान दशायादिवेऽपिस्थ प्रकाशगुण सत्त्वस्यैव क्रियागुण रजस एव स्थितिगुण

---

* सत्त्वरजस्तमसा साम्यावस्था प्रकृति ( प्रवचन सूत्र ६१ अ १ ) साम्यावस्था अन्यूनातिरिक्तावस्था अन्यूनाधिकभावो असहतावस्था अकार्यावस्था इति निष्कर्ष ॥— विज्ञानभिक्षु—प्रवचनभाष्य ॥

× सहता भाग्यसयोग न्यूनाधिकभावेन अन्योन्य सयोग विशेष ॥ ( सा प्रवचन—सू ६६ अ १ )

† व्यक्त सक्रिय परिस्पन्दवत समुदय समवाय । सच गुणाना गुणप्रधान भावमन्तरेण न सभवति । न गुणप्रधानभावा वैषम्य विना । न च वैषम्य उप मर्दोपमर्दक भावाद् ऋते ॥ वाचस्पति ॥

२

# સમાલોચના

**જંતુશાસ્ત્રપ્રવેશિકા**.—લેખક ડૉ. બાલકૃષ્ણ અમરજી પાઠક. પ્રકાશક ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી, અમદાવાદ. ૧૯૨૮. કિંમત એક રૂપિયો.

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી સામાજિક સુધારાના એક આવશ્ય અંગ તરીકે સામાન્ય લોકોમાં વિજ્ઞાનિક વિચારોના પ્રચારના ઉદ્દેશથી જુદા જુદા વૈજ્ઞાનિક વિષયોની પ્રવેશિકાઓ જેવાં પુસ્તકો આજ સુધીમાં પ્રકાશિત થયાં છે તેમાં આ જંતુશાસ્ત્ર પ્રવેશિકાનું સ્થાન ઘણું ઉંચું છે. આ પુસ્તકના લેખક માત્ર ડૉકટર છે અને આ વિષયના જ્ઞાતા તો છે પણ વિશેષમાં તેઓને આયુર્વેદિક સાહિત્યનો સારો પરિચય છે અને ગુજરાતી ભાષા ઉપર જોઈતું પ્રભુત્વ છે એટલે આ પુસ્તક શાસ્ત્રીય નિરૂપણ છતાં સુવાચ્ય છે. લેખક પ્રસ્તાવનામાં કહે છે તેમ આ પુસ્તક પાઠ્યપુસ્તક ન હોવા છતાં નવા આયુર્વેદ વિદ્યાલયોના વિદ્યાર્થીઓ માટે પ્રવેશિકા તરીકે જરૂર ઉપયોગી છે. બાળ પૃથગ્જનો માટે પણ આરોગ્ય શાસ્ત્રના અંગ તરીકે જંતુશાસ્ત્ર વિષે આ પુસ્તકમાં આપી છે તેટલી માહીતી હિતકર ગણાય. આ પુસ્તકના બાહ્ય પૂંઠા ઉપર તેના વિષયનું ખાસ સૂચક વિવિધરંગી રોગોત્પાદક જંતુઓના મૂળ દર્શાવતું ચિત્ર છે જેમાં મચ્છર, માખી, ઉંદર, ચાંચડ વગેરેને જોઈને તરત મેલેરીઆ, પ્લેગ વગેરે યાદ આવે છે.

આ પ્રવેશિકામાં જે ટુંકો પ્રવેશક છે તેમાં લેખકે આયુર્વેદિક ગ્રંથોમાં આ વિષયને લગતા જે ઉલ્લેખો મળી આવે છે તેમાંથી કેટલાકની નોંધ નીચે પ્રમાણે કરી છે:—

ચરકસંહિતામાં આખા દેશમાં ફેલાઈને એનો નાશ કરતા રોગોનો એક અધ્યાય છે. એ પરથી જણાય છે કે એ જમાનામાં પણ એટલે કે ઈસ્વીસનની શરૂઆત પહેલાં પણ આ દેશમાં વ્યાપી રોગો ફાટી નીકળતા અને જુદી જુદી પ્રકૃતિનાં નાનાં મોટાં—સઘળાં તેમજ દુર્બળ ડાહ્યાં કે ગાંડાં મનુષ્યોનો ઘાણ કાઢી નાખી દેશને ઉજ્જડ બનાવતા. એક જ નહિ પણ વધારે રોગો આવા હુમલા કરતા. કેટલાએક તો અમુક ઋતુને અંતરે અને એના એ જ સ્વરૂપમાં ફાટી નીકળતા; ત્યારે કેટલાએક અવારનવાર આવતા અને જતા. એ ફાટી નીકળવાના હોય ત્યારે દેશમાં હવા, પાણી, જમીન અને ઋતુઓમાં ફેરફારો થતા. પવનની ગતિ બદલાતી, એના ભયંકર તોફાનો થતાં, ધરતીકંપ થતો, જમીન સુકાઈ જતી, દુકાળ જેવી પરિસ્થિતિ થઈ જતી, પાણીનો રંગ, સ્પર્શ અને ગંધ બદલાતો. ઋતુઓ અનિયમિત કે વિપરીત ગુણવાળી બની જતી; શિયાળામાં ઉનાળો અને ઉનાળામાં શિયાળો, અકાળે વર્ષાનાં દર્શન પણ થતાં. મચ્છર, ઉંદર, માખીઓ, શિયાળ અને ગીધ વગેરેની સંખ્યા વધી જતી.

આ બનાવો તો આજે પણ બને છે, પરંતુ મનુષ્યજાતિ ગભરાયા સિવાય એમનો સામનો કરે છે. પ્રાચીન લેખકોએ આ બધા પ્રકૃતિના બનાવોનું કારણ અધર્મ ગણ્યો છે. એનું કારણ અત્યારે કુદરત મનાય છે પણ તે પણ ગૂઢ છે.

એમને (આયુર્વેદના આચાર્યોને) જરા વધારે અનુભવ થયો અને તેઓ જોઈ શક્યા કે કેટલાક રોગો સમ્સર્ગથી લાગુ પડતા અને એવા સંક્રામક કે ચેપી રોગોની નોંધ પણ તેમણે મૂકી છે. જુઓ:—

(જુઓ આ પુસ્તક પૃ ૨૫૫-૫૬) મતલબકે આયુર્વેદાચાર્યો અદ્યતન વૈદ્યકની સરતુત વિષયમાં સાઠ વર્ષ પાછળ હતા કોઈક દાખલામાં એંશી વર્ષ પાછળ પણ કહી શકાય

આગળ ચાલતા તેઓ લખે છે કે જલત્રાસ કે હડકવાના ચિહ્નોનું વર્ણન તેમણે દીધું છે અને એજ પ્રમાણે ઝેરી ઉંદરના ડંખ થી આવતા તાવ પણ વર્ણવાયો છે આ બન્નેના કારણો તથા ઉપાય અત્યારે આપણે વધારે સારી રીતે જાણીએ છીએ એજ પ્રમાણે આક્ષેપ કે ધનુર ( Tetanus ) તથા પગના અંગુઠા પાસે ઉત્પન્ન થતા એ નામ પડવાનો સભવ વિસર્પ ( Erysepelas ) પ્રતિશ્યાય-સળેખમ વગેરે પણ સૂચક નોંધો મળે છે ઉપદંશ ( soft sore )નું વર્ણન આપતા સભોગજન્ય ચેપી રોગોનો ઇસારો મળે છે '

અત્યારે જ તુજન્ય મનાતા રોગોમાથી કેટલાની પ્રાચીન આયુર્વેદાચાર્યોને ખબર હતી એની સપૂર્ણ નોંધ આપવાના લેખકનો ઉદ્દેશ નથી એ પુસ્તકની પ્રસ્તાવનામા એવો વિસ્તાર ઉચિત પણ ન ગણાય એટલે નમુના તરીકે ઉપર થોડા રોગો ગણાવ્યા છે અને પછી આ પુસ્તકના વિષયને નિકટ સબધ વાળો પ્રશ્ન પ્રાચીન હિંદુઓ જતુઓ સબધી કઈ જાણતા કે કેમ તેની થોડી ચર્ચા કરી છે

ડૉ પાઠક કહે છે કે કેટલાક વ્યાધિઓનો ખુલાસો જેટલેથી થતો નહિ એટલે એમણે જતુઓ તરફ ખાસ ધ્યાન કે નિમિત્ત કારણ તરીકે દૃષ્ટિ દોડાવી આવા જતુઓને તેમણે કૃમિ એવુ કુલ નામ આપ્યુ એમની વીસ મુખ્ય જાતિઓ છે ચરક સહિતામા પુરીષજ શ્લેષ્મજ મલજ તથા શોણિતજ એવા ચાર સમૂહ વાચક નામો ( group names ) આપ્યા છે આમાના પહેલા બે વર્ગના કૃમિઓને આપણે આતરડાના કૃમિયા તરીકે ઓળખીએ છીએ અને તેઓ આધુનિક જતુશાસ્ત્રના પ્રકારની પરાગ છે તેઓ નજરે દેખાય છે અને તેમનો આમ રગ સ્થાન રોગ વગેરે પ્રાચીનોએ પણ બરાબર વર્ણવ્યુ છે પરતુ શોણિતજ કૃમિઓને તો તેમણે પણ અદૃશ્ય ગણ્યા છે તેમને રક્તવાહિનીમા ફરતા પગ વિનાના ગોળ અને તામ્ર રગના કહ્યા છે તેમ જ તેઓ કુષ્ઠ વિસર્પ વિ ધિ તથા ચામડી પરની જુદાજુદા પ્રકારની પિટિકાઓ વગેરે ઉપદ્રવો માટે જવાબદાર છે એમ કહ્યુ છે એટલે કે શોણિતજ કૃમિઓ અથવા લોહીમા માલુમ પડતા કેટલાએક ગોળ જતુઓ વિષે તેમણે સફળ અનુમાન દોરેલુ અદૃશ્ય કૃમિઓ હોવાનો સભવ તો છેક અથર્વવેદના વખતથી સ્વીકારાયેલો'

મતલબકે અદૃશ્ય જતુઓ હોવાની તથા કુષ્ઠ જેવા રોગો તેથી થતા હોવાની આયુર્વેદાચાર્યોની અટકળ હોવા છતા આ જમાનામા રોગના કારણ તરીકે એ જતુઓ ઉપર જે ભાર મુકવામા આવ્યો છે તે આયુર્વેદાચાર્યોએ મુક્યો નહોતો અને એનો પુરાવો જોવો હોય તો કુષ્ઠરોગ કૃમિથી થતો હોવાનુ વર્ણન કર્યા છતા કુષ્ઠાદિરોગના વર્ણનના અધ્યાયોમા તે તે રોગના કારણ તરીકે કૃમિને ગણ્યા નથી એ હકીકત તરફ ડૉ પાઠકે પ્રસ્તાવનામાં ધ્યાન ખેચ્યુ જ છે

---

જુઓ આયુર્વેદવિજ્ઞાન પુ-૧૧ પૃ-૩૩૭ મા ઉનાગ તથા તેનુ નિરૂપણ

( લ નો આ વિ )

તે તે જ તુના શરીરનુ વર્ણન તેનો જીવન વ્યાપાર સંક્રમણ તેનું વિષ વગેરે ક્રમમા વર્ણવ્યા પછી તે તે જ તુઓથી અમુકથી લાગુ પડતા રોગો લાગુ પડે છે તેનુ તથા તેના ઉપચારનુ વર્ણન કર્યું છે પણ ગ્રન્થકારોનો ઉદ્દેશ ચિકિત્સા ગ્રન્થ લખવાનો નથી એટલે ઘૂમોનીઆ ક્ષય વગેરે રોગોના લક્ષણો કે તેના ઉપાયો લખવાની જરૂર નહિ એ સમજાય એવું છે અહીં રોગોનું જે વર્ણન કરેલું છે તે જ તુ સાથે તેના સબંધ પૂરતુ છે અને ઉપાયનુ વર્ણન પણ તે તે જ તુઓના નાશ કરનાર ઉપચારનુ સમજવુ

વળી આ પુસ્તક વિદ્વાનો માટે નથી પણ પૃથગ્ જનો માટે છે એ લક્ષમા રાખી તે ધ્યાનમા રાખીને જેમ ભાષા સાદી રાખી છે અને અતિ પારિભાષિક વસ્તુ દૂર રાખી છે તેમ જન્તુજન્ય રોગોમા તે તે રોગના અટકાવ માટેની સૂચનાઓ ખાસ આપી છે [illegible] જુઓ પૃ ૧૦૫ પૃ ૧૨૦ પૃ ૧૬૧ વગેરે

જ તુશાસ્ત્ર પ્રવેશિકામા ત્રણ ખંડ છે પ્રથમ ખંડના પહેલા પ્રકરણમા વિષય નિરૂપણ કરતા દૃશ્ય જગત્ જડ અને ચૈતન્ય એ પદાર્થોનુ બનેલુ છે ત્યાથી આગળ સૂક્ષ્મ દર્શકયંત્રની શોધ પછી અદૃશ્ય સૂક્ષ્મ જ તુરૂપ નવી સૃષ્ટિની શોધ થઈ છે તેનું ક્રમમા વર્ણન કર્યું છે બીજા પ્રકરણમા જ તુઓનુ સામાન્ય વર્ણન ત્રીજામા જ તુઓનો અભ્યાસ કરવાની જુદી જુદી પદ્ધતિઓ ચોથામા ચેપ તથા ઝેરી જ તુઓનુ શરીર પર આક્રમણ અને મનુષ્ય શરીરનો જ તુઓ સામે બચાવ એટલા વિષયો છે પછી બીજા ખંડમા ૧૫ પ્રકરણોમા પરુ ઉત્પન્ન કરનાર જ તુઓ ઘૂમોનીઆના જ તુઓ પરમીઆના જન્તુઓ સેરીબ્રોસ્પાઈનલ ફીવર અથવા આત્રકના જ તુઓ ક્ષય રોગના જ તુઓ રક્તપિત્ત અથવા કોઢના જ તુઓ ડીપ્થેરીઆ—રોહિણીના જ તુઓ ટીટેનસ—ધનુર્વાના જ તુઓ રોગને ઝેરી બનાવનાર જ તુઓ ટાઈફોઈડના જ તુઓ તથા તેમના સગા સબંધીઓ કેટલાએક જનાવરોના રોગોના જ તુઓ શરદી સળેખમ [illegible] જ તુઓ તથા ડગળિયાના જ તુઓ મોરીસીગના જ તુઓ તથા તેમના સગા સબંધીઓ અને ત્રીજા ખંડમા મેલેરીઆ જ તુઓ મરડાના પ્રાણી વર્ગી જન્તુઓ કાળજ્વર—મહાજ્વર અને તેને મળતા બીજા રોગોના જ તુઓ સ્પાઈરીલા અથવા સ્લીપીંગ સીકનેસના જ તુઓ એ ચાર પ્રકરણો છે

આ રીતે પ્રકરણોના નામો ઉતારવાનું કારણ એટલુ જ છે કે વાચનારને આ પુસ્તકમા શુ છે તેનો સ્પષ્ટ ખ્યાલ આવે અને તેનો સદુપયોગ થાય છેવટ અનુક્રમણિકા છે એ કહેવાની જરૂર નથી પણ આવા વિષયના પુસ્તકોમા જે અત્યન્ત આવશ્યક તે ચિત્રો આપવામા પૂરતુ ખર્ચ કરવા માટે ગુ વ સોસાયટીના સંચાલકોને અને તે ચિત્રોને કુશળતાથી તૈયાર કરી છાપવા માટે કુમાર કાર્યાલયને લેખક જે ધન્યવાદ આપે છે તેમા અમે સાથ આપીએ છીએ

રોગના મૂળ તરીકે આ જ તુઓનુ સ્થાન શુ અને રોગના નિદાન ચિકિત્સામા જ તુશાસ્ત્રની દૃષ્ટિએ વિચાર કેટલો આવશ્યક છે અને એ પ્રશ્ન ખાસ કરીને આપણી આ[illegible] પર્યુતાર આદિ ઓરે આજે મા[illegible] ગિયિન તથા અશાસ્ત્રીય રીતે ચર્ચવામા આવે છે એ જોતાં આ પુસ્તકના પ્રસ્તાવનામાંથી નીચેના ઉતારા તરફ ધ્યાન ખેંચવુ યોગ્ય છે —

જે લોકો જ તુઓ તથા જ તુજન્ય રોગોને એક પ્રકારનું ધતીંગ ગણે છે તથા

એ અતિ પ્રાચીન કાળમાં દાચ ઋગ્વેદના જૂનામાં જૂના મંત્રોના રચના કાળે આર્યોમાં વૈદ્યક જ્ઞાન નહિ જેવું જ હશે

વેદોનો સમય—

આ બાબા ઇતિહાસ સંબંધી છેલ્લી શોધખોળોથી એમ જણાય છે કે એ અતિ જૂના કાળમા આર્યો લડવામાં કુશળ હતા તેઓની ભાષા અનાર્યોની ભાષા કરતા ઘણી આગળ વધેલી હતી પણ ઘણી બાબતોમાં ... શહેરો બાંધવા વગેરેમાં અનાર્યોની સંસ્કૃતિ ચડીઆતી હતી

હમણાં મળી આવેલા દાસના શહેરોના ઉલ્લેખોને તેમજ મોહેંજોડેરોના ખંડેરની હકીકતનો પુરાવો ઉપરના વિધાનને સિદ્ધ કરે છે

અહીં જે વસ્તુત છે તે વૈદ્યક બાબતમાં પણ અનાર્યો આર્યો કરતા વધારે કુશળ હશે અને ધીમે ધીમે આર્યોને દાનાઓના મદના વખતે અનાર્યોનો આશ્રય લેવો પડતો હશે

આર્યો અને અનાર્યોનો સંબંધ વખત જતા ગાઢ થતા ધીમે ધીમે અનેક અનાર્ય વસ્તુઓનો આર્યોએ સ્વીકાર કર્યો છે દા ત ધાર્મિક બાબતમાં લિંગપૂજાનો દાખલો ઘણો સૂચક છે[1]

હું વૈદ્યકને લિંગપૂજા જેવો દાખલો ગણું છું અલબત્ત બીજા પુરાવિદોએ આ બાબત નોંધી નથી

આ દેશનો જૂનામાં જૂનો વૈદ્ય આર્યેતર જાતિનો સિંધુ સંસ્કૃતિવાળી પ્રજા કે વેદમા જેને દાસ કહ્યા છે તે જાતિનો પણ આર્યેતર હતો એમ માનીએ તો અશ્વિદેવો સંબંધી ઉપર કહેલી દંતકથાનો ઉકેલ આપણને મળી આવે છે અશ્વિદેવોને બીજા દેવો કરતા હલકા ગણવાનો પહેલો ઉલ્લેખ તૈત્તિરીયસંહિતા (૬–૪–૯–૩) મૈ સં (૪–૬૨) શતપથ બ્રાહ્મણ (૪–૧–૫–૧૪) વગેરે બ્રાહ્મણકાલીન સાહિત્યમા મળે છે અને તેમાં વૈદ્યકધંધા (ભેષજ) સાથ સંબંધ હોવાને લીધે મનુષ્યના સમાગમમા આ દેવોને વધારે આવવું પડે છે માટે તેઓ ઉતરતા–યજ્ઞના ભાગ માટે લાયક નહિ એમ કહ્યું છે

હવે આ કથાનો ઐતિહાસિક દૃષ્ટિએ વિચાર કરીએ તો સંબંધી કલ્પનાઓ માણસો પોતા ઉપરથી કરે છે યથાદેહે તથાદેવ ... કેટલી ધાર્મિક માન્યતાઓના મૂળમાં આ ... વગર છૂટકો નથી કારણ કે એ સિવાય બીજો બુદ્ધિમાં ઉતરે એવો ખુલાસો દેખાતો નથી અને એ દૃષ્ટિથી વિચાર કરવામાં આવે તો આર્યોમાંથી જેઓ વૈદ્ય ધંધા કરવા ઇચ્છતા હતા તેઓને એ ધંધાના રહસ્યો શીખવા આર્યેતરલોકોના પરિચયમા આવવું પડતું હશે અને જેની પાસે શીખવા જવું પડે તેમાના કોઈની માંદગીમા તેની સારવાર પણ શીખનારે કરવી જ પડે ... અથર્વવેદ પછીના બ્રાહ્મણકાળમાં જ્યારે અનાર્યો તરફની તિરસ્કારવૃત્તિ કેળવાવા લાગી ત્યારે અશ્વિદેવોને યજ્ઞમા ભાગ ન આપવાની દંતકથા અમલમા આવી હશે એમ જણાય છે

(અપૂર્ણ)

---

૧ જુઓ મારો શૈવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ ૧૯૩૬ પૃ ૩૫

श्लक्ष्णाण्यणूनि शुभ्राणि वर्तुलानि स्वल्पत ।
इमैवैरत्र नीतानि साञ्चूदानानि नामत ॥

સાબુ દાણા લીસા નાના નાના દાણા ૧ સફે અને ગોળ હોય છે અગ્રેજો આ દેશમા તે આણેલા છે

( इति धान्यवर्ग )

## अथ सिद्धान्नसग्रह

मिष्ट नटीनामधरोष्ठवत्पर प्रवृद्धपीनस्तनवत्सुवर्तुलम् ।
स्नेहप्रगाढ सुहृदा चरित्र ह्युत्पल लोचनगामि लड्डुकम् ॥ १७९ ॥

સુદર સ્ત્રીના અધરોષ્ઠ જેવા પરમ મિષ્ટ Cતન મમન અને ગોળ સ્તન જેવા ગોળમોળ મિત્રોના મચ્ચરિત્ર પમ સ્નેહગાઢ અથવા ઘીથી તમતમ—આવા લોચનને લોભાવે એવા લાડુ ઠીક શોભે છે

मृदितविरलसर्पि शुद्धगोधूमचूर्णं
सलिलनिचितबद्ध गोमयाग्नौ विपक्वम् ।
तितउशुचि घृतेन प्लावित शर्करान्च
त्रुटिसुरभि सुहृद्भि भुज्यता चूर्णमाद्यम् ॥ १८० ॥

હાથે દળેલા ઉત્તમ ઘઉંના લોટને પાણી વડે ખૂબ ઝીણુદીને બાધી તેના નાના મોટા રોટલા અથવા બાટી કરી લઈ છાણાના ઉપર પકાવી બાટી તૈયાર થએ ભાગી નાખી ઝીણી ચાળણી ( तितउ )થી ચાળી લઇ તેમા અગમગ નસ નસ થાય એટલુ ઘી નાખી સાકર એલચી જેવી ચીજો નાખી બનાવવું ચરમું મિત્રો સાથે બેસી ખાવા યોગ્ય છે

अयु यत्रैरावर्ते मृदुता दधाना
मुक्ता बहु वितरति स्मरदानदक्षा ।
स्निग्धाशया गुरुगुणप्रथिता मनोज्ञा
फीणी नवोढस्त्नेव सुख ददाति ॥ १८१ ॥

સુતરફેણી અતિ ઉજ્જ્વલ અવયવાવાળી મૃદુતાયુક્ત હોય છે તે ખાવાથી બળ આપે છે કામોદ્દીપક છે સુતરફેણી સ્નિગ્ધ ગુરુ મનોજ્ઞ અને આનંદપ્રદ છે અતુલ્ય ઉજ્જ્વલ અવયવો અને મૃદુતા ગમ્ય નવોઢા સ્ત્રી કૈનિકનામા ચતુર હોઇ સપ્રયોગમા આનંદ વિલાસ અનુભાવે છે અને પોતાના પ્રેમ અને ગુણસપતથી મનોજ્ઞ બની અવર્ણનીય આનંદ આપે છે તેવી જ રીતે નવોઢાની જેમ સુતરફેણી પણ ખાવાથી (સ્ત્રીપક્ષમા ભોગવવાથી) સુખ આપે છે

जल्वलितवलयानि प्रोन्मिषत्सद्भयानि
भवपवनभयानि प्राज्ञसर्व स्मयानि ।
मधुररसमयानि श्लाघनीयानि यानि
स्फुरदरचिजयानि प्रेमतो वर्णयानि ॥ १८२ ॥

भुक्ताऽपि याच्छा बहुलीकरोति
का त्याऽभिसौरभ्य दधती जनानाम् ।
समुद्रिमपद्मघरसा नवीना
वासौंदिका कोन मुदं न दस्य ॥ १८७ ॥

ખાધા પછી પણ જેને ફરીથી ખાવાની ઇચ્છા થાય છે સોનાની કાંતિથી જે મનુષ્યમાત્રની આંખોને મગ્ન કરે છે ગંધ અને રસથી જે યુક્ત છે એવી બાસુદી નવોઢા સ્ત્રીની જેમ કોને આનંદ નથી આપતી?

दुग्धस्यमावं य विधाय पिण्डं शनैः सितात तुल्किाविमर्दितम् ।
पश्चाद्धिरथालि बुधेन द्रावित नाम्ना कलाकन्द मितं प्रचक्ष्महे ॥ १८८ ॥

દૂધનો માવો તૈયાર કરી માવાને ખાંડની ચાસણીમાં નાખી પછી થાળીમાં ઢાળી દઈ અને એલચી વગેરે નાખવું આવી રીતે બરફીની બનાવટ કરેલામાં આવી છે

धाराभिरुत्तमनृनस्य कृताभिषेका
गोधूमजा शरदखाण्डत च दत्ता ।
सिद्धा क्षीदलगुडप्रतिपूरितेव
श्रीपोलिका जगति कस्य मुदं न धत्त ॥ १८९ ॥

ઘઉંની દાળ અને ગાળના બનાવેલ માવા ભરીને બનાવેલી શરદ ઋતુના ચંદ્ર જેવી ગોળ વેઢમી ઉત્તમ ઘીમાં બોળીને ખાવાથી કોને આનંદ નથી આવતો? અર્થાત્ ઘીમાં બોળેલી વેઢમી ખાવાની મઝા આવે છે

स्थालीपुटस्य जठरे पिहितां दलाभ्यां
वातामसज्जसितयोर्विनिवेश्य पोलीम् ।
अङ्गारकैरुपरि सनिचितैः विपक्वा
मित्रैः समं रहसि भुङ्क्ष्व सुधासपत्नीम् ॥ १९० ॥

બદામની મીંજ અને સાકર બંનેની બાટી બનાવી ઉપર નીચે કાગળ મૂકી અથવા બે થાળી વચ્ચે તેને મૂકી પછી આગ ઉપર ડભ્મો કે થાળી મૂકી ધીરેથી પકાવી લઈ તૈયાર થએલ બદામની બાટી એકાંત સ્થાનમાં બેસીને (કોઈની નજર ન પડે એટલા કારણથી) મિત્રો સાથે બેસીને ચાખીને ખાવા યોગ્ય છે

पयोभिरार्द्रं सकलप्रियाणां दा यो मृता तरतलिता प्रियाभि ।
पट्टपर्णभादृचमत्कृता स्युरता भक्तशालपो रुचयं न केषाम् ॥ १९१ ॥

ચણાની દાળના લોટ (तक्रत्रिवृ=ાા)મા ‒ મીઠું મરચું વગેરે મસાલો મેળવીને દૂધથી બાંધી પૂરી બનાવી લઈ તે પૂરીને ઘીમાં તળી લઈ ખાવાથી કોને રુચિ ઉત્પન્ન થતી નથી? (ચણાના પાપડની આ બનાવટ છે)

यरून च फणाकनानि विशोपतानि
निर्व्याजमाग्यतलिलानि तगोदरीभि ।
योगैर्मगीतउरणरवपुटितानि
स्थुर्मर्मराणि रानराणि तथा सराणि ॥ १९७ ॥

ખાખજા॥ ભાની નાચથી ાનાી ડીમા તળીને ઉપર તો ા લાગે તેટનુ મરી અને મીઠુ ખારી કે ાામાા આવે તો તે ગ્વાદિ ૮ લાગે છે સાગક છે અને કડૂક કડૂક અવાજ સાથે ચાવીને ખવાય છે

अथ स्था यामनणुकणिका गुदगोधूमजाता
सिद्धा किञ्चित्पटुनिपयसि यत्नपयत्नशिक्या ।
सर्पि स्निग्धास्तदनु नितरामाज्कीमुपमिक्ता
स्थूलीसना शमितपजना यौरव न त्यजति ॥ १९८ ॥

સાગ ઘઉંને લાપસી માટે મોટા મોટા ઘરીમા ભગડાી તેને સ્ટેજ ઘીમા ભેળ નાખી પછી ખાંડ ગીનાવાી આ લાાગી ઉપર ઘી લેવુ આ લાાગી જુરેગની ાગ ગાથે લેવાથી નાડુને હણે છે પરંતુ પોતાનુ ભારેપાડુ તે છોડતી નથી

दायादवा च मिथो विभक्त ग येन नव्येन घृतेन सिक्तम् ।
प्रक्त सिताभिगुणशाति भक्त निरय देवाय मयापि मुक्तम् ॥ १९० ॥

કમા નો ભાત ગાાનું ના ૮ ગો રેગી ઉપર સાકર ભભરાાી પ્રથમ દેવી નૈવેદ્ય ધરીને ાછી મ પણ ાધો ભાગે આવે તેમ આાીને ખાાા

विशाप या गिर्न्चैनकथ्या गुगौधपूण कञ्चिामचूण
सशाप[१] ाम्या घतरामगाम्या प्रन्तयूपा नरमुद्गमूप ॥ २०० ॥

મગના યૂર અત્યંત ાથ્ય ખાદ્ય છે એમ બધા વદ્યો કહે છે મગનો યૂર અનેક ગુણોથી ભરપૂર છે ાર આાાના આમોળીયા (આમચૂર) ખગરા તરીકે અને જીરુ ધાણા આદુ મરચુ વગેરે મસાનો નાખીને ઘી હિંગનો વઘાર મૂકીને મગનો યૂર ખાવો

ग घविहलमवा घृताल्लुता पूणच द्रवरि वेवरतुला ।
तुष्टिपुष्टिनलवीयवर्धिनी फुल्लिका मनुमिदे निवयताम् ॥ २०१ ॥

ઘઉંના લોગના પૂર્ણિમાના ાન્ર જેવા ગોળ ફુનકા ઘીમા બોળીને શ્રીકૃષ્ણને નવેદ્ય ધરાવીને ખાવાથી તુષ્ટિ પુષ્ટિ બળ અને વીર્ય વધે છે

आम्रादिरथवि ाजनजारि शालनप्रमोदपूर्ण घरतप्रसर्पिपवि ।
निक्षिय नि का य पिन तु सौपध नमाजनानामपि लाभ या जना ॥२०२॥

---

૧ શાનન એટને મગાસો ગારમ॰ ાુ છે કે —

कुठरशिग्रुसुरसकुसुमामरभूस्तृणम् ।
फणिमाजकनाशीर प्रभृति प्राहि शाकनम् ॥

પાણી કેરીના ગોટલાને પાણીમા ચોળી નાખી તેમા તમામ મસાલા નાખી ઘી હિંગનો વઘાર મૂકી તેમા ઉપલુ પાણી ઝમ ની ગાળી સ્હેજ સુંઠ નાખીને પીવાથી ખૂબ જ સ્વાદિષ્ટ પીણુ બને છે દેવોને પણ ખાવાની ઇચ્છા થાય એવુ આ પીણુ છે (પચમહાલ તરફ કેરીના વખતમા આવુ પીણુ બનાવીને ખાય છે, ત્યા તેને 'ગોટના' નામથી ઓળખે છે)

घूर्णन किंचिद् घृतसौरभेण सुजातगोधूमभवा प्रणीता ।

अष्टा हस त्या प्रियया हस त्यां मण्डा कृताका मम सर्ति सात्म्या ॥२०३॥

[ ટીપ્પણીમાર मण्डा માટે अगारमण्डका 'मडक्या, अगाकडा इति । सिद्धसारे चोक्तम् । अत्युष्णा मण्डका पथ्या इति । પરતુ ગાથી ે શ ા ા માગે છે તે માગથી સમજી શકાતુ નથી ] માગ ઘઉંના લોટમા સરસ ઘી મીઠુ નાખ ઈ તો હમણાં પતલી થકી ધગધગતી સગડી ઉપર ેકી લઈ ઘી ચોપડી તે ખાવા એ સૌને સાત્મ્ય છે

कथिता कथिता प्रचुर रुचिग कफमारुतसशमने चतुरा ।

अपि पित्तमुदीरयति प्रसरा लघुरम्लसरा शिखिमान्द्यहरा ॥ २०४ ॥

કઢી અત્યત રુચિકર ખાદ્યપદાર્થ છે તે કફ અને વાયુનું શમન કરવામા લબ્ધ પ્રતિષ્ઠ છે અધિક પિત્તને ઉશ્કેરનાર છે પરતુ પચવામા અત્યત હલકી છે સર છે અને જઠરાગ્નિની મદતાને હરનાર છે

अभिनवघृतपात्री सिञ्चन स्निग्ध गात्री

रजसि सितसिताया लोढिता म दम दम् ।

अगणितगुणगुर्वी पावकव्यापदुर्वी

प्रबलयति बलास सेविका सेवकानाम् ॥ २०५ ॥

(ગરમાગરમ) સેવ ઉપર તાજુ ઘી રેડી, પછી તેમા ધોળી ખાંડ ધીમે ધીમે ભેળવીને ખાવાથી અગણિત ગુણોથી ભરેલી છે અગ્નિમાંદ્ય કરનાર છે કફનું જોર વધારનાર છે

समाज्यसिद्ध समितासमुद्भव खण्डेन युक्तो द्विगुणेन गुल्मुर ।

अत्यर्थमन्दीकृतकोष्ठपावको वृद्धोपयोगी गुरुरव पावक ॥ २०६ ॥

ઘઉંના લોટમા તેટલુ જ ઘી નાખી ધીમે તાપે લોટ શેકવો લોટ બરાબર શેકાઈ રહે એટલે બમણી ખાંડ નાખવી આવો શીરો જઠરાગ્નિની મદતા કરનાર છે (ઘીને લીધે) અર્થાત્ ભારે છે શીરો વૃદ્ધજનોપયોગી ખાદ્ય છે

राज्यक्तजात रुचिर समीर बलासनिद्रयञ्जन सार्वभौमम् ।

अनल्पमिष्टान्नरतस्य जिह्वातलस्य नारम्यमपि यनक्ति ॥ २०७ ॥

રાયતુ રુચિકર છે વાયુ કફને છતનાર છે દરેક જાતના ભોજન સાથે તે ખાઇ શકાય છે વારવાર મિષ્ટાન ઉડાવવાથી આવી ગયેલી જીભની જડતાને ભગાડનાર અને ભોગા પાણી છોડનાર છે

विटमारमानामलिता न लाजा धाना तु रम्या गुरुताप्रधाना ।

पृथुप्रभावा पृथुका प्रथ त न जातुचित्ते प्रथुराय देया ॥ २०८ ॥

# આ માસિકના ગ્રાહકો અને લેખકોને સૂચના

(૧) ગ્રાહકોને જણાવવાનું કે જાનુઆરી અ થી આયુર્વેદ વિજ્ઞાનનું ૨ મુ વર્ષ શ
રૂ થાય છે નવા થનાર ગ્રાહકો જો લવાજમના પૈસા મ ઓ થી મો કલે તો તેમને ગ
ઓ કે પહેલે તરત મળશે

(૨) વર્ષની અધવચથી ગ્રાહક થનારને પણ વર્ષની શરૂઆતથી જ ગ્રાહ પ્રથમથી
ગણી લઈને જાનુઆરી માસથી જ બધા અંકો મોકલી આપવામાં આવે છે

(૩) જે કોના સરનામા અધુરા હોય કે ભૂલ ભરેલા હોય તેમણે પૂરૂ ભૂલ વગરનું સર
નામુ તરત મોકલી આપવુ જેથી અ ગેરવલ્લે ન જાય આ બાબતમા ગ્રાહ ની સુગ
હોવાથી અંક પાછો આવશે તો ફરીથી તે અંકનું પોસ્ટેજ ગ્રાહકને શિર ગણાશે માટે
સરનામુ પૂરૂ તથા બદલ્યુ હોય તો બદલેલુ સરનામુ તરત મોકલી આપવુ

(૪) ગ્રાહક થવા સબંધે કે અંક મેળવવા સબંધે સઘળો પત્રવ્યવહાર **વ્યવસ્થાપક "આયુર્વેદ વિજ્ઞાન" આદિત્ય મુદ્રણાલય, રાયખડ અમદાવાદ,** એ સરનામે કરવો

(૫) આ માસિકના લેખકોએ પોતાના લેખો કે માસિકમા આવતા લેખો સબંધે
સઘળો પત્રવ્યવહાર **તંત્રીને સરનામે** કરવો

(૬) જાહેર લાયબ્રેરીઓ માટે વાર્ષિક લવાજમ માત્ર રૂ ૧-૮- રાખવામા આવ્યુ છે

(૭) આ માસિકમા છપાતા લેખો માટે તે તે લેખના લેખકો જવાબદાર છે

(૮) આ માસિકના લેખોને અને ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કસ ની રીતિ નીતિ
(policy) ને કોઈ સબંધ નથી

---

## !! ખાસ લાભ !!

આયુર્વેદ વિજ્ઞાનની ૧૯૮૦-૮૧-૮૨-૮૩-૮૪-૮૫-૮૬-૮૭-૮૮-૮૯-૯૦-૯૧-૯૨-૯૩-
૯૪ એમ ૫ વર્ષની જુદી જુદી વર્ગ બાંધેલી ફાઈલ દરેક રૂ ૧-૮-૦ થી મળશે

લખો

પાછલા વર્ષની ફાઈલો માટે ઝંડુ ફાર્મસીને, મુંબઈ ૧૪
ચાલુ વર્ષના અંકો માટે વ્યવસ્થાપક—આયુર્વેદ વિજ્ઞાન
ઠે આદિત્ય મુદ્રણાલય, રાયખડ—અમદાવાદ

Regd No B 1319

વડોદરા રાજ્યની લાયબ્રેરીઓ માટે મંજુર થએલુ

વૈદક સિદ્ધાન્તોને તુલનાત્મક દષ્ટિથી તથા
અનુભવની દષ્ટિથી, ચર્ચનાર વૈદક માસિક

# આયુર્વેદ વિજ્ઞાન

પુસ્ત- ૨૭ तन्नैव युक्तं भैषज्यं यदारोग्याय कल्पते। મે
અં- ૫ स चैव भिषजां श्रेष्ठो रोगेभ्यो यः प्रमोचयेत्॥ ૧૯૩૯

તંત્રી અને પ્રકાશક
દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી
ઝંડુ ફાર્માસ્યુટીકલ વર્કસ લી૦ તરફથી
ઠે મયાની રોડ મુંબાઈ-૧૪




શુદ્ધ આયુર્વેદીય દવાઓની માફક શુદ્ધ આયુર્વેદ
સંબંધી શાસ્ત્રીય જ્ઞાન પણ તમને ઝંડુ ફાર્મસી
તરફથી પ્રગટ થતા આ માસિક દ્વારાજ મળશે

લવાજમ રૂ ૨-૦-૦ લાયબ્રેરીઓ માટે ૧-૮-૦

# અનુક્રમણિકા



## — વિનતિ —

આ માસિ ની મા અનક્રમણિ ા જોઈને વાચ ને ખાની થો કે આ માસિ આપણા વૈદક શાસ્ત્રના જ્ઞાનપ્રચાર માટે કેવુ ામ કરી ર હુ છે આ માસિકનુ આ ર મુ વર્ષ ચાલે છે શરૂઆતથી જ આ માસિ મા આવા ને આવા જ લેખો આવ્ યા છે વૈદ્યો ના જ્ઞાનની લાયબ્રેરીમાં માટે આ માસિ મજુર થયુ છે અમને આશા છે કે દેશના વિદ્વાનો પ્ર સારમા જ દેશનો ઉદ્ધાર સમાયેલો છે એમ સમજી ર લાખ આ માસિ ના ગ્રાહકો વધારવાની કે છેવટ તાતા ા ગામના લા ગ્રીઓ દ્વારા પણ આ માસિકનુ વાચન વધારવાની કોશિશ કરશે

ગાગા ક શાસ્ત્રી
તંત્રી


મુદ્રણસ્થાન આદિ ય મુ ણાલય રાયખડ રો —અમદાવાદ
મુદ્રક મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી બી એ. તા ૧૨ ૮ ૩૪

પરંતુ આ લેખ લખવાનો હેતુ જૂદો છે આ સબ્સીડાઈઝ્ડ વૈદ્યો દરેક જિલ્લામાં નિમવામાં આવ્યા છે અને દૂર દૂરના ગામડામાં તેમને મૂકવામાં આવ્યા છે અત્યાર સુધી ગામડાં તરફ કોઈ જેવું નહતું તેની જગોએ હવે ગામડાં સરકારનું ખૂબ લક્ષ્ય ખેંચી રહ્યા છે એ હર્ષની વાત છે ગામના લોકો વૈદ્યને રહેવાનું મકાન તથા દવાખાનાનું મકાન મફત આપે છે વૈદ્ય જે ગામમાં રહે છે તેની આજુ બાજુના ચારેક ગામો તેમને સોંપવામાં આવે છે ભથ્થાના રૂપીઆ ૧૨ આ ૮ માસિકથી આપવામાં આવે છે દર ૮ કે ૧૫ દિવસે તે ગામડામાં તેમને વિઝિટ માટે જવાની હોય છે ગરીબ દરદીને મફત દવા આપવાની હોય છે જ્યારે જેની માસિક રૂ. ... જેટલી આવક હોય તેના માણસો પાસેથી દવાનો એક આનો લેવાનો વૈદ્યને હક્ક આપવામાં આવ્યો છે (શહેરોમાં બે આના નખેલા છે પરંતુ ગામડાની ગરીબી જોતાં ૨ આના ખરેખર કઠણ પડે ... ૧ આનો લેવો તો બોજ વૈદ્યને સૂચના અથવા ભલામણ ... યોગ્ય છે) આ પૈસા વૈદ્યની માલીકીના ગણાશે વિઝિટ ઉપર ગામમાં ... ગામમાં વૈદ્યને દરદી જોવાની જગ તો વિઝિટના દર પણ સરકારે નક્કી કરી આપ્યા છે દિવસે ગામમાં રૂ ૧ અને રાત્રે રૂ. ૨ બહારગામ આથી ડબલ વાર્ષિક રૂ ૧૬ દવા માટે ઉચક અપાશે અને દવાઓ વૈદ્ય કાં તો બજારમાંથી ખરીદે કે પોતે હાથે બનાવે આની છુટ મૂકવામાં આવી છે સિવિલ સર્જનની પરવાનગી લેવાની જરૂર છે આમ એકંદર જોતાં વૈદ્યને આર્થિક દૃષ્ટિએ ગામડામાં રહેવું પાલવે એમ છે વૈદ્ય પોતાની માયકુશળતા સિદ્ધ કરશે એટલે તેની પ્રતિષ્ઠા વધશે પ્રતિષ્ઠા સાથે ધનપ્રાપ્તિને પણ સંબંધ તો છે જ એટલે મને લાગે છે કે વૈદ્યને પોતાની આજીવિકાની નિશ્ચિંતતા સરકારે કરી આપી છે

સરકારનો મુખ્ય ઉદ્દેશ આ યોજના પાછળ છે ગામડાના લોકોને સસ્તી કીંમતે મારી વૈદકીય મદદ મળી શકે તેમના આરોગ્ય સુધરે આરોગ્યના જ્ઞાનનો ફેલાવો થાય રોગો થયા પછી દવાઓ કરાવવા કરતાં જે કારણોથી રોગો થાય છે તે કારણોનો જ ઉચ્છેદ થાય આ બધું સાધવા વૈદ્યોએ યત્નશીલ રહેવું જોઈએ રોગનિવારણ કરતાં સ્વાસ્થ્યાનુવૃત્તિ તરફ જ વિશેષ લક્ષ્ય વૈદ્ય રાખવું જોઈએ એવો આ ઉદ્દેશ છે

સ્વસ્થવૃત્ત એ આયુર્વેદ-સાહિત્યનું એક ઉત્તમ અંગ છે અને એનો પ્રચાર કરવા માટે વૈદ્યોએ હજી સુધી વિશાળ પાયા ઉપર કાંઈ જ પ્રયત્ન આદર્યો નથી સરકારે નીમેલા આવા વૈદ્યો જો ધારે તો સ્વાસ્થ્ય સરક્ષણ વિષયમાં ઘણું કામ કરી શકે એમ છે એ કાર્યથી એઓ પોતાને તેમજ આયુર્વેદને દીપાવશે

આજ સુધી તો સ્વાસ્થ્ય સરક્ષણનું કામ પાશ્ચાત્ય વૈદકે જ કર્યું છે હવે વૈદ્યોની નીમણૂક ગામડામાં કરવામાં આવી છે સરકારની યોજનાને સફળ બનાવવા ડૉક્ટરો અને વૈદ્ય હકીમોએ ખૂબજ ઉત્સાહથી કામ કરવું પડશે વૈદ્યોમાં જો વીર્ય (ઉત્સાહ) હશે તો જ તે આ કામ કરી શકશે જેટલા વધુ વૈદ્યો આ યોજનામાં નિમાય એ જ ઇષ્ટ છે ડૉક્ટર વૈદ્યોના કાર્યનો થોડા વર્ષોમાં સરવાળો થશે અને જો વૈદ્યોની ઉણપ જણાશે તો આયુર્વેદને એટલી હાનિ પહોંચશે

આપણાં ગામડાં એટલે જ તાના ઘર ... સુખસગવડ નથી એવા સ્થાનો ... ગાઉન્ડ ટેમ્સવાળા કદીસે યોગ્ય જ કહ્યું છે કે હિંદના ગામડાં ઉકરડા ઉપર બંધાયેલા છે

सचेतन च शस्त्रेण न कथंचन दारयेत् ।

અચેતન ગર્ભને કોઈ રીતે મારવો નહિ એવો સુશ્રુતનો સ્પષ્ટ સિદ્ધાંત છે. ત્રિમાના બાધિત અને સર્વથા ... જીવતું હોય ત્યાં સુધી એને જીવતું કાઢવાનો જ પ્રયત્ન કરવો પણ ગર્ભ મરી ગયો હોય તો મૃતક ગર્ભપાત કરાવવો

आपन्ने विकारेतु श्रेयो गर्भस्य पातनं ।

માતાની રક્ષા કરવા માટે મૃતગર્ભને કાપીને ... કાઢવા એવો સુશ્રુતનો મત છે

यच्चदग हि गर्भस्य तस्य गच्छति तद्विपद

सम्यगिनिर्हरेच्छिन्ना रक्षन्नारी च यत्नतः ।

સુશ્રુત ચિ અ ૫

સુશ્રુતના ઉપરના સિદ્ધાંતમાં આધુનિક દૃષ્ટિએ જે સુધારો માગે છે તે એટલો જ છે કે ગર્ભ જીવતો હોવા છતાં કોઈવાર એવી સ્થિતિ થઈ પડે છે કે માતાને બચાવવી હોય તો ગર્ભને કાપીને કાઢવો પડે આવે વખતે ખુશીથી જીવતા ગર્ભ ઉપર પણ શસ્ત્રકર્મ કરવું અને દારમાણો હિ जननीमात्मानं च घातयेत । એ વચન જૂના વખતમાં યથાર્થ હશે પણ હાલમાં તો જ સુરક્ષિત શસ્ત્ર ... પદ્ધતિને પરિણામે માતા બચવાનો ઘણા ટકા સંભવ છે માટે સુશ્રુતમાં મૃતેચ છે તેને બદલે મૃતેजीवति वा એવો પાઠ સુધારો કરવો

મૂઢગર્ભ વિષયક જુદા જુદા પ્રકરણો વાંચવાથી સુશ્રુતમાં કેટલું બધું છે એનો ઠીક ખ્યાલ આવશે અને હાલના આધુનિક વૈદ્ય જો પ્રસૂતિ સંબંધી કાંઈ પણ કામ કરવા ઇચ્છતો હોય તો એને સુશ્રુતમાંથી નહિ પણ આના કોઈ ... થવાથી આ વિષય શીખવો જોઈએ અને શક્ય હોય ત્યાં પ્રત્યક્ષ અનુભવ મેળવવો જોઈએ એ ચોક્કસ છે ગ્રંથકર્તાએ પ્રસ્તાવનામાં ટાંકેલું સુશ્રુતનું નીચેનું વચન આયુર્વેદાભ્યાસીઓને પરિચિત જ છે —

सु बहुश्रुतोपि अकृतयोग्य कर्मसु अयोग्यो भवति ।

ગ્રંથકર્તાએ પરિશિષ્ટમાં ડૉ ... શ્રી ... ના યોનિવ્યાપત્ તંત્ર પ્રસૂતિતંત્ર અને કૌમારભૃત્યતંત્ર એ નિબંધ આખો છાપ્યો છે જેથી આયુર્વેદના આ વિષયના વચનો એક સાથે જોવા ઇચ્છનારને સરળતા થશે

છેવટ પાઠ્યપુસ્તક તરીકે આ ગ્રંથ સારો છે અને એનું હિંદી ભાષાંતર તૈયાર કરાવી આયુર્વેદીય શાળા પાઠશાળાઓમાં દાખલ કરવામાં આવે એ ઇચ્છવા યોગ્ય છે એટલું જ ભાર દઈને કહેવાનું રહે છે

———o———

# મદ્રાસ પ્રાન્તમા આયુર્વેદિક આન્દોલન અને આસવારિષ્ટ પ્રતિબધ

( લેખક પ શિવશર્મા સભાપતિ નિ ભા વૈદ્ય સમેલન )

મદ્યનિષધના એક અગ તરીકે આયુર્વેદિક આસવા અને અરિષ્ટો ઉપર જેમ મુબઈ ઇલાકામા પ્રતિબધ મુકાયેલો છે તેમ મદ્રાસમા પણ પ્રતિબધ મુકવામા આવ્યો છે આ પ્રતિબધ સામે આ પ્રાન્તના ખાસ કરીને અમદાવાદના વૈદ્યોએ ઘણી હિલચાલ કરી છે પણ હજી સુધી એનુ કાઈ ફળ આવ્યુ નથી બીજી તરફથી મદ્રાસમા ડા લક્ષ્મીપતિની આગેવાની નીચે વદ્યોએ ઘણી હિલચાલ કરી છે ડા લક્ષ્મીપતિએ પોતાના વિરાધની ઉગ્રતા દર્શાવતા મુબઈમા ભરાયેલા હલા નિ ભા વૈદ્ય સમેલનમા પોતે સત્યાગ્રહ કરવા તૈયાર છે એમ કહેલુ એટલુ જ નહિ પણ એમની ઇચ્છાને માન આપીને જો કોઈ પ્રાન્તના વૈદ્યો આ પ્રતિબધમા પોતાના પ્રાન્તીય મડળની આજ્ઞા લઈ ને સત્યાગ્રહ કરવા ન છુટકે તયાર થાય તો આ સમેલન તેના કાયનુ સમથન કરશે એ જાતનો ઠરાવ પણ કર્યો હતો

પણ સત્યાગ્રહ જેવા અતિમશસ્ત્રનો પ્રયોગ કર્યા પ્હેલા બધા પ્રયત્નો કરી જોવા જોઇએ એ ધોરણે મદ્રાસમા ડા લક્ષ્મીપતિના પ્રયત્નો ચાલુ થયા હતા ત્યા વૈદ્ય સમેલનના આ વર્ષના સભાપતિ પ શિવશર્માજી એ વૈદ્ય સમેલનના પ્રમુખોએ પણ કોંગ્રેસના પ્રમુખ પરે દેશમા સર્વત્ર ભ્રમણ કરવી જોઇએ એવા નવા શીરસ્તાના ધોરણને અનુસરીને તથા પોતે મુબઇમા ડા લક્ષ્મીપતિને વચન આપેલુ હોવાથી પોતે મદ્રાસ ગયા અને ડા લક્ષ્મીપતિએ ગોઠવેલી યોજના અનુસાર શ્રી ડા એ લક્ષ્મીપતિ (મદ્રાસ) તથા શ્રી બાબાસાહેબ પરાજપે (પૂના) અને ડા એમ કે મુકરજી (કલકત્તા) એ ત્રણ સાથે ૧૪ મી ફેબ્રુઆરીથી ત્રણ અઠવાડીયા સુધી મદ્રાસ પ્રાન્તમા તેઓએ આ ભ્રમણ યાત્રા કરી હતી જેનુ વૈદ્ય સમેલન પત્રિકામા એમણે પોતે કરેલુ વર્ણન વાચવા જેવુ હોવાથી નીચે ઉતાર્યું છે

ઉપરના ચારમાથી બે ડા લક્ષ્મીપતિની તથા તપસ્વી બાબાસાહેબ પરાજપેની ઉમ્મર તો સાઠ ઉપર છે છતા એ ચારેએ ભારે ઉત્સાહથી મદ્રાસ પ્રાન્તના બાર જીલ્લાના એના અડોની કર્નૂલ દ્રોણાચલમ્ ગુન્ટૂર બિલોરી નદીકન, ગુટો પામિડી અનન્તપુર મદ્રાસ વેલોર મદુરા વાલ્ટેર ઇરોડ આદિ અનેક સ્થાનોમા ભ્રમણ કર્યુ એમા ઓછા લગભગ ૧૨૫ ભાષણો કર્યાં લોકોએ ભારે ઉત્સાહ બતાવ્યો સ્થાનિક મ્યુનિસિપલ બોર્ડો જીલ્લા બોર્ડો વૈદ્યસઘો આયુર્વેદિક સસ્થાઓ ગીર્વાણ વિદ્યાપીઠ વગેરે અનેક પ્રકારની સસ્થાઓએ માનપત્રો આપ્યા અને છેવટ મદ્રાસમા મદ્રાસ સરકારના મુખ્ય પ્રધાન શ્રી રાજગોપાલાચારીઅરને મળી એમની સાથે વાતચીત કરી એમની પાસેથી આસવારિષ્ટના પ્રતિબધને હળવો કરવાની કબુલાત મેળવી એ ભારે કામ કર્યુ છે આ યાત્રાનો હેવાલ પ શિવશર્માના શબ્દોમા જ નીચે આપ્યો છે —

૧ આયુર્વેદ લક્ષ્મીપતિ એમ બી સી એમ મિશ્રાચાર્ય મદ્રાસ યુનિવર્સિટીના ગ્રેજ્યુએટ છે સાધારણ એલોપથિક ડાક્તરો પેઠે તેઓના હૃદયમા ભારતીય ચિકિત્સા

૧૬મી તારીખે બેનાગીમા જે સભા થઇ તેમા હાનમા નથા વરડામા તેમજ બારી બારણાઓમા લોકો ઉભા હતા શુ ટનમા પણ તેજ દિવસે જુદે જુદે સ્થળે બે સભાઓ થઇ

૧૭મી તારીખે મહાનન્દી (ન દીસાલ) મગ્નિની બાજુમા જ મહાન ી ડીસ્ત્રીકટ વૈદ્ય સમેલન ભરાયુ હતુ એ તિથિએ મહાન દીનો મેળો ભ ાય છે અને સમગ્ર ક્ષિણ ભાગના લોકો મહાન દી સ્નાન માટે એ સ્થા ની યાત્રા કરે છે અહીંનુ તળાવ છક તળીઆની શૈલી દેખાય એવા સ્વ છ જગથી ભરેલુ રહે છ લગભગ એક લાખ લોકો સ્નાન કરવા આવે છે આ મેળામા જ મહાન ી સમેલન ભરવામા આવતુ કોઈ ને કોઈ સાભળ્યુ હશે એમ હુ કહી શકતો નથી પા ા બે વાત જરૂર થઈ એ લોકો ઘણા ય હતા અને ઘણાગ ઠરાવો સવ સમતિથી પસાર થયા

ડૉ લક્ષ્મીપતિ આ ધ્ર ભાષામા બોલતા હતા ડા ારાત્વે મોટે ભાગે હિન્દીમા અને હુ તથા ડા મુ રજી મોટેભાગે અગ્રજીમા બોલતા હતા દરેક સભાનો સભાપતિ કાતો એ શહેરનો મ્યુનિસિપલ ચેરમેન અથવા કોઈ પ્રતિષ્ઠિત એમ એલ એ (ધારાસભાનો સભાસદ) હોય

૧૮મી ફેબ્રુઆરીએ ગજુપાલ્લી દ્રોપાચયમ ગુટી પામિડી અનન્તપુર પાળા મરી ગુટી એગ્લો કાયક્રમ ગોઠવ્યો હતો અન તપુરમા બે કોગ્રેસ પક્ષના ધારાસભાના સભ્યો આસ્વારિષ્ટને પ્રશ્ન બરાબર ન ઉકલે તો રાજીનામુ દેવા તૈયાર થયા હતા અહીં એટલુ કહેવુ જોઈએ કે શ્રી ગ ગોપાલાચારી સાથે મારી મુલાકાત થયા પહેલાજ એસેમ્બ્લીના સાર કોગ્રેસ પક્ષ સભાસદોને આ રીતે રાજીનામુ આપવા માટે સમજાવી લેવામા આવ્યા હતા

૧૯મી ફેબ્રુઆરીએ સવારે ગુટી ગુ ટાકલ બેરી ગયા ડા ા તથા બીજે સ્થળે આ ઠરાવો પસાર કરવામા આવ્યા

૨ મી ફેબ્રુઆરીએ ઘણો મોટો કાયક્રમ હતો સવારે એક ઉઠીને બીજા દિવસના ચાર સાડાચાર સુધી એક સરખુ ફરવાનુ હતુ પરંતુ મ ન ાલી પા ાના નિરૂનિ અને કાનકસ્તિ એ સ્થળો ખાસ વર્ણન કરવા જેવા છે

આટલુ બધુ કામ હોવા છતા ત્યાં ચાલતા ચાલતા નિરૂનિના વિશાળ મદિરના દર્શન કરવાના મળી ગયા અહીં બાલાજીનુ મદિર છે જે ઘણુ મોટુ તીર્થ સ્થાન છે અને દૂરદૂરથી યાત્રાળુઓ દર્શન કરવા આવે છે મદિર એક પહાડના શીખર ઉપર છે ત્યાં જવાનો રસ્તો પણ રમણીય છ રાત્રે તેની ટોચ તરફ વીજળીના પ્રકાશમા સુદર દૃશ્ય દેખાય છે

મનહસ્તિ પણ એક મદિરને લીધે પ્રસિદ્ધ છ આ મદિરમા એક ખીસકોલી એક સર્પ અને એક હાથીએ તપશ્ચર્યા કરી હતી અને એ ત્રણેય ભગવાનની પૂજામા સતત હોવ એ ત્યાની મૂર્તિની વિશેષતા છે અહીંના વૈદ્યોનો ઉત્સાહ અદ્ભુત હતો ત્યા રાતે નવ વાગે અમે રહેવાના હતા તો મ લે રાત્ર બારે પહોચ્યા હુ અતિશય થાકી ગયો હતો એટલુ જ નહિ પણ બીજા સાથીઓ ઉપરથી બેશુદ્ધ થઈ જતા હતા કે ડા ડા લક્ષ્મીપતિ જ ચોવીસ કલાક સુધી તાજા રહી શકતા હતા મેં સ્નાનની રજા માગી સાંજે તબિયત ઠીક ન હોતી ભાત માગ્યા અને આમલીનુ પાણી એ ખોરાક સખત ગરમી જમીન ઉપર સુતુ થઈ ગાસમા તથા લોરીમા મુસાફરી અને એ સાથે ચાવીસે કલાક મ આ બધુ મારે

માટે નવુ હતુ ડૉ લક્ષ્મીપતિને મારી સ્થિતિ ઉપર થા પણ આવી પરંતુ તેઓએ કહ્યુ કે મલહસ્તિના વૈદ્યોનો ઉત્સાહ ભગ થશે તેઓ સાજના આ ... થી ભાષણ સાભળવા આવીને રાતના ... સુધી બેઠા હતા ... ત્યાથી ખસવુ ન હતુ મે આશ્ચર્ય સાથે જોયુ કે હૉલમા એક પણ જગા ખાલી નથી અને લોકો ભીંતને અઢેલીને ઉભા છે રાતના બારથી સાડાબાર સુધી સભા ચાલી ડૉ લક્ષ્મીપતિ ભાષણ કરતા હતા મને યાદ છે કે મિ ... ની ખુરશીની પછવાડે તેઓ ઊંઘમા ખુરશીમાથી પડી ન જાય માટે એક માણસને ડૉ લક્ષ્મીપતિએ ઉભો રાખ્યો હતો આખી આ યાત્રાનુ ચિત્ર જ્યારે મારી આખ આગળ આવે છે ત્યારે મને વિચાર આવે છે કે આટલુ બધુ કામ આટલા થોડા વખતમા કરવુ કદાચ ફરી સભવિત નથી પહેલા તો ક્દિ કયુ નથી એની ખાતરી છે

ઓગણીસમી ફેબ્રુઆરીએ માત્ર ત્રિવેલ્લૂર અને મદ્રાસનો કાર્યક્રમ રાખ્યો હતો પણ એ પૂરતો હતો ત્રિવેલ્લૂરની જનતાએ આસવારિષ્ટોની બાબતમા સત્યાગ્રહ ... પડતા અમને સાથ આપવાની પ્રતિજ્ઞા કરી મદ્રાસ પહોચ્યા ત્યારે અધ્યક્ષનુ જે ... વામા આ યુ તે માટે આયુર્વેદ મહાસમ્મેલન તરફથી હુ મદ્રાસના વૈદ્યસમાજને ધ ... આપુ છુ અને ત્યાની જનતાનો ઉપકાર માનુ છુ ... ઉપર પાચસોથી વધારે માણસો હાજર હતા જેમા મદ્રાસ કૉર્પોરેશનના મેયર ગવર્નમેન્ટ સ્કૂલ ઑફ ઈંડિયન મેડીસીનના પ્રિન્સિપાલ તથા અધ્યાપકો તેમજ મ્યુનિસિપલબોર્ડ તથા એસેમ્બ્લીના ઘણા સભ્યો હતા

મદ્રાસમા જે સરઘસ કાઢવામા આવ્યુ તે મદ્રાસના વૈદ્યોનો ત્યાની જનતા ઉપર કેટલો પ્રભાવ છે એ દર્શાવવા કાઢવામા આ યુ હતુ પણ ... વધારે હોય ... સરઘસમા વખતની બરબાદી થાય છે છતા સરઘસનુ પ્રચારકર્તાની દૃષ્ટિથી મહત્ત્વ છે તે હુ સ્વીકારૂ છુ એ સરઘસ તો મદ્રાસના પ્રધાનમડળ ઉપર પ્રભાવ પાડવા માટે હતુ એટલે ઠીક પણ સાધારણ રીતે બની શકે ત્યા સુધી સરઘસનો કાર્યક્રમ ... રાખવો જોઇએ સરઘસ વિક્ટોરીઆ પબ્લિક હૉલમા પહોચીને સમાપ્ત થયુ ત્યા મદ્રાસના મેયર પ્ર ... તરફથી સ્વાગત થયુ અને તેના જવાબમા મારે જે કાઈ પ્રધાનમડળને સભળાવવુ હતુ તે સભળાવી દીધુ

સાજના પાચ વાગે આયુર્વેદપ્રચાર સભા મદ્રાસ તરફથી પ્રીતિભોજન હતુ તેઓ મારી પાસેથી વિશેષ પ્રશ્નોનો ઉત્તર માગતા હતા પણ મે એટલુ જ ... કે મદ્રાસના પ્રાઇમ મિનિસ્ટર શ્રી રાજગોપાલાચારીને મળ્યા પછી જ શુ કરવુ તેનો નિશ્ચય થશે

શ્રી રાજગોપાલાચારીએ ડૉ લક્ષ્મીપતિને બે પત્રો લખ્યા હતા પહેલા પત્રમા લખ્યુ હતુ કે એલોપથિક તથા આયુર્વેદિક દવાઓમા કાઈ તફાવત રાખવામા નહિ આવે એ ય ઉપર સરખી રીતે લાઇસન્સ ... લાગશે અને વૈદ્યોને આસવઅરિષ્ટ દરદીને આપવામા કાઈ વાધો નહિ આવે અને દરદીઓ લાઈસન્સવાળા કેમીસ્ટો પાસેથી ઔષધ લઈ શકશે બીજો પત્ર મારી મુલાકાત વિષે હતો એમા અમને અનુકૂળ વખતે તેઓને બીજુ ઘણુ કામ હોવા છતા મુલાકાત આપવાનુ કબુલ કર્યુ હતુ

સાજના ૭ બજે અમે ... ડૉ લક્ષ્મીપતિનુ સુદર આરોગ્યાશ્રમ જોવા માટે આવડી ગયા હતા અને રાતે ત્યા જ સુતા હતા અમે આ યાત્રામા પૂરી ઊંઘ લીધી હોય એવી એ પહેલી રાત હતી

વીસમીએ સવારના છની ગાડીમા પાછા મદ્રાસ આ યા ૮ બજે ઈંડિયન મેડીકલ સ્કૂલ તરફથી માનપત્ર હતુ ત્યા કે શ્રી નિવાસમૂર્તિ શ્રી એન માધવ મીનન

અને જે ચાર પાચ નશાવાળા ઔષધો છે તેના ઉપર નામની રૂ ૧ જેવી લાઇસેન્સ ફી રાખવામા આવે તો કબુલ છે ?

મેં--આ માટે તો મારે ફરી વૈદ્યોને મત પૂછવો પડે

શ્રી રાજગોપાલાચારી—મે આપની સાથે બધી વાતચિત સ્પષ્ટ કરી છે હાઈ પડ । નવી [illegible] હવે જો તમે આવી રીતે ત્યાન [illegible] તો [illegible] પણ મે જે વાત કરી છે તેમાથી પાછો રહી [illegible] ને વૈદ્યો તરફથી પૂરી વાટાઘાટ કરવાનો તમને અધિકાર ન હોય તો વખત ગગાડવાની જરૂર નથી

મ--જો આપ આસવારિષ્ટોને પ્રતિબધમાથી મુક્ત કરો અને માદક સુરાઓની જે એચાર બનાવટ છે તેના ઉપર જ વાર્ષિક બાર આના કે એક રૂપિયા જેટલો કર નાખો તો વૈદ્યોને મનાવી લેવાનો [illegible] ય ન રૂ

પ્રીમીઅરે કહ્યુ મારે કબુલ છે ' મિ મુકરજીએ પૂછ્યુ કે આ ખબર અમે વર્તમાન પત્રોમા આપી શકીએ ? પ્રીમીઅર મૌન [illegible] મિ મુકરજીએ બીજીવાર પૂછતા તેઓએ કહ્યુ હા મારે જેના જવાબ આપવો એવુ [illegible] ન આપતા દેવો

મ--ત્યાથી નીકળતા પ્રીમીઅરે ધન્યવાદ આપ્યો અને કહ્યુ કે એક વખત એવો હતો કે [illegible] અમારા પક્ષપાતપૂર્ણ [illegible] શા માટે નથી કરતા એમ કહીને અમે લડવા તયાર થતા હતા જ્યારે અત્યારે વગર વાકે પણ અમને દડ નથી દેતા એ માટે ઉપકૃત છીએ એમ કહીએ છીએ

પ્રીમીઅર સાથે વાતચિત થઈ તેના સારાશ મ [illegible] છે જે વાતો આવતી [illegible] તે મુખ્યત્વે મહામડળના અધિકારીની ચર્ચારૂપ હતી શ્રી રાજગોપાલાચારીના મત પ્રમાણે પ્રાતીય સગઠન આ [illegible] પછી [illegible] ભા[illegible] સસ્થા સાથે પ્રાતીય [illegible] ને [illegible] સંબધ રહેતો નથી મદ્રાસ સરકાર ત્યાના વૈદ્યોની વાત સાભળવા તેયાર છે બહારનાની નહિ વચ્ચે એમણે [illegible] પણ કહ્યુ કે કાલે કોઈ બીજુ મડળ ઉભુ થાય તો [illegible] મારે શુ કરવુ ? પણ મ કહ્યુ કે ત્રીસ વર્ષથી તો આ મહામડળ જ વૈદ્યોની મુખ્ય ભારતીય સસ્થા છે અને કોઈ [illegible] એનાથી [illegible] નથી મેં આ વાતચિત દરમીઆન એ પણ જોયુ કે મદ્રાસના પ્રીમીઅરને આયુર્વેદ ઉપર બીલકુલ શ્રદ્ધા નથી એટલુ જ નહિ પણ તેઓ એને સ્વદેશી પણ ગણતા નથી [illegible] ઉપર તેઓને અધ ભક્તિ છે અને જેમ એ નચાવે તેમ નાચે છે

તેજ દિવસે સાંજે ઇન્ડીઅન મેડીકલ પ્રેક્ટીસનર્સ કોન્ફરન્સ વિક્ટોરીઆ ગાર્ડનમા ભરવામા આવી હતી તે પ્હેલા અમને પ્રીતિભોજન આપવામા આવ્યુ હતું કે જ્યા મદ્રાસ એસેમ્બલીના સ્પીકર શ્રી સાબમૂર્તિ અધ્યક્ષ હતા કોન્ફરન્સમા અમે ચારે ભાષણો આપ્યા આ પછી જેટલી સભાઓ થઈ તેમા આસવારિષ્ટનો પ્રશ્ન પડતો મૂકાયો માત્ર આયુર્વેદિક [illegible]નો જ પ્રશ્ન રહ્યો

[ અપૂર્ણ ]

આગમા અગ્નિ વોને એવાને જ વદ્ય મ્હ્યા નથી અશ્વિ અને રુદ્ર પેઠે જ અગ્નિ વરુણ ઈંદ્ર મરુત્ તથા સરસ્વતીને પણ ભિષક્ કહેલ ૮

भिषक्तम त्वा भिषजा शृणोमि । ऋ २-३३-४

આ ભિષક્તમ સર્વ શ્રેષ્ઠ વૈદ્ય તે રુ એમજ

अग्रणीचद्वधिवक्ता प्रथमा दैव्यो भिषक्। यजुर्व ग १६-५

આ મત્રનો પ્રથમ ૫ ભિષક્ તે પણ રુ જ

પછી અગ્નિદ્દેવને નીચેના મન્ત્રમા ભિષક્ કહેલ છે

जातवेदा अग्ने च भिषक् भेषजस्यासि कर्ता । अथर्व म ५-२९-१

વરુણને ઉદ્દેશીને કહેલુ છે કે—

वरुण भिषजा पति । यजुर्व २१-४

वरुणो भिषक् । २१-५८

ઈંદ્રને પણ વદ્ય કહેલ છે—

इन्द्रश्च भिषज यजुर्व २८

મરુતના ઔષધોનો નીચેના મન્ત્રમા ઉલ્લેખ છે—

या वो भेषजा मरुत । ऋ - ३-१३

અને સરસ્વતીને પણ ભિષક્ કહેલ છે—

सरस्वती भिषक् यजुर्व २१-३

અહીં જે મ ા । । । તરીકે ગ ુ ા ે તે ઉપગત ઉગ કહેના દેવોનો વૈદ્યક સાથે સબધ બતાવનાર બી ા પણ મ ના ઉ લેખો માટે જુઓ ગિરી ન્દ્ર મુખો પાધ્યાયનુ હીસ્ટરી ઓફ ઈંડીઅન મેડીસીન ગ્ર ૧ અને ૨ પગ આ ઉ લેખોના વિસ્તારમા બહુ ઊંડા ઉતરવાની જરૂર નથી પણ વૈદિક ઋષિઓનુ આ બાબતમા માનસિક વલણ સમજવા માટે પહેલા વરુણના જ શન કરીએ વરુણ આર્યોના ઘણા જ પ્રાચીન દવ છે ઘણુ ખરી ઈરાનીઓ અને આર્યો સાથે રહેતા તે વખતના પણ આપણુને વરુણ દેવના ઈતર સ્વરૂપ સાથે કાઇ સબધ નથી કેવળ એના ભિષક્રૂપના દર્શન કરવાના છે વરુણ વ પોતે સ્થાપેલા નિયમનો ભગ કરનાર—પાપીને જળોદરની શિક્ષા કરે છે આ વિષયમા ઐતરેય બ્રાહ્મણનુ આખ્યાન જેમા હરિશ્ચન્દ્રને વરુણને તેણે આપેલુ વચન ન પાળવા માટે જળોદર થવાની વાત છે તે ખાસ દાખલો છે વળી આ મા પતા—વરુણનો જળોદર સાથે સબધ એ ઘણો જ ઘણો જુનો છે ઋગ્વેદ (૭-૮૬-૮૯)મા વરુણની જળોદર મગાડવાની શક્તિનો ઉલ્લેખ છે અને વધાર આશ્ચર્ય જનક વાત તો એ છે કે સુમેરીઅન દેવોમાના પ્રાચીનતમ ે ી ઈઆ કે ઓએનીઝ વરુણ પેઠે સમુદ્રના દવ ગણાતા એને પણ વદ્યક સાથે સબધ હતો પણ એના પુત્ર મ રુ િવ પાપીને જળોદરથી એ દુ ખી કરતા એમ કહેવાય છે (જુઓ હીસ્ટરી ઓફ ઇન્ડીઅન મેડીસીન ગ્ર ૧ ૃ ૧૩૧-૧૩૨)

વળી આ સુમેરીઅન સસ્કૃતિ સાથે મોહેંજોડેરોવાળી ઈ સ પૂર્વે ૦૦ની સસ્કૃતિનો નિકટ સ બધ છે એમ તદ્વિદોનો મત છ એ યા ગખવાનુ છે

અને ઉવટ વરુણને ઋગ્વેદ (૫-૭ - )મા રુદ્ર કહેલ છે એ પણ ધ્યાનમા રાખવાની જરૂ છે

# સિદ્ધભેષજ મણિમાલા

[ અનુસંધાન એપ્રિલ અંક ૪ પૃ. ૧૨૮ થી ચાલુ ]

## अथ संधानम्

आम्राणामधपक्कानां कुर्यात्पेशीर्हृतत्वचाम् ।
मनाग्विशोष्य भाण्डान्तः समारोप्य विनिक्षिपेत् ॥२१५॥

आम्रपादो गुडः किं च तत्पादं पाटवं रजः ।
तत्तुर्ये मेथिकामुर्यो भद्र सर्षपतैलतः ॥२१६॥

तथाऽत्र स चतुर्थांशा तलिना पित्तहारिणी ।
राजिस्ततोऽपि तुर्यांशा हिङ्गु शाल्यष्टमांशकम् ॥२१७॥

कटाहपक्वकटुकतैले योग्ये सशामठे ।
गुडं विनैव समारं सर्वमत्रावचारयेत् ॥२१८॥

एकीकृत्य समुत्तार्य गुडं प्रविनिरदनु ।
न्यसेत्पिधाय भाण्डास्यमिति संधानपद्धतिः ॥२१९॥

અર્ધીપાકેલી કેરીને પ્રથમ સારી રીતે ધોઈ નાખી પછી છોલી તેને છીણી ઉપર છીણીને છોલ ગી નાખવો પછી સ્વચ્છ બરણીમાં ભરીને નીચે પ્રમાણે મસાલો અંદર નાખવો કેરીના વજનથી ચોથા ભાગનો ગોળ ગોળથી ચોથા ભાગનું દળેલું મીઠું મીઠાના સરખે ભાગે મેથી અને રાઈ (મેથી અને રાઈ બને થઈ મોઢા જેટલા) લેવા મરચાં તેનમાં રાઈમેથીને શેકી નાખવી મેથીથી ચોથા ભાગની તળેલી રાઈ રાઈથી ચોથા ભાગની હળદર હળદરથી આઠમા ભાગની હિંગ લેવી એમ કઢાઈમાં સરસીયા તેમાં હિંગનો વઘાર મૂકવો અને પછી ગોળ સિવાયની સવ ચીજો—બધું જ કડાઈની અંદર નાખવું બધું એક થાય એટલે ઉતારી લઈ તેમાં ગોળ ભેળવી દેવો પછી બરણીમાં ભરીને ઢાંકણ બરાબર બંધ કરી દેવું આ થઈ અથાણાની રીત (કેરીના છુંદાની આ બનાવટ છે)

सिद्धं स्यादाम्रसंधानमतिका त त्रिमासकम् ।
उच्चकैः रसनाजाड्यमोचनं भक्तरोचनम् ॥२२०॥

मेथीलवणनिशाभिः सम्भृतगर्भेऽपितैलमासुक्के ।
चाताम्रचिशलाटुनि मिश्रति त्रिगोत्रति पराध्यरुचि ॥२२१॥

ત્રણ મહિના પછી અથાણું તૈયાર થયું ગણાય એ કહેવાય અથાણું જીભની જડતાને જલનીથી તોડનાર અને ખાવા ઉપર રુચિ ઉત્પન્ન કરનાર છે

નાની કેરીના ચાર ફાડીયા બનાવી તેમાં મેથી મીઠું હળદર મરચાં ધાણા ગરમ

ભાગનુ શાક પણ ઉત્તમ છે ત મા ૮ ૯ ૬ અને અગ્નિમાન્દ્યને તે હરનાર છે જઠરાગ્નિના વિકારોને દૂર કરનાર છે પચવામ હલકુ છે

કફના રોગોમા રિંગણાનુ શાક સારુ છે વાયુને પણ હરનાર છે પરતુ ઉગ્ર પિત્ત કરનાર હોઈ તે સગ હોના છતા તાવમા ન આપવુ જોઈએ (ઘરડા રિંગણા જ પિત્તકૃત્ છે બહુ ઘરડા નહિ તેમ બહુ ુગા પણ નહિ એવા વચના ગાળાના રિંગણા કફવાતઘ્ન અને પિત્તો ાસીન છે યારે તદ્દન કુમળા રિંગણાના વધા કફવાતઘ્ન અને પિત્તહૃત્ પણ ૭ રીંગાનુ શાક તાવમાં આપી શકાય ખા ગ)

कूष्माण्ड शाक कफकायनुष्ण गोत भिषग्भि गुरु कांतिपीतम् ।
प्रहारि पित्तस्य हुताशकारि चित्त स्थिर भेदि करोति रत ॥२३०॥

ભુરાકોળાનુ શાક મદ કરનાર છે ઠડુ છે ગુરુ અને પિત્તઘ્ન છે જઠરાગ્નિ પ્રદિપ્ત કરનાર છે ઉ મા જેવા રોગોમા ચિત્તની અસ્થિરતા આવી જાય છે એવા રોગોમા આનુ શાક ચિત્તની સ્થિરતા માટે સારુ છે વીર્યનો ભેદ કરનાર છે

किं वर्णितु वातकफा नु तुम्बी शक्यत शीम्बी गुरुरत्र चिम्बी ।
धातु विघातु, दन्तु विहातु एता हि मा या जगताह ना या ॥२३१॥

મીઠી તુ રી અથવા દૂધી પાપડી ને ઘીસોડાને વર્ણવવા શુ શકય છે? વીર્યનુ મારવા માટે દાહને હણવા માટે—આ ૮ શાકો જગતમા માન પામેલા છે બી ૧ નહિ દૂધી ઠડી છતા કફ કરનાર નથી પાપડી પચવામા ભારે છે

अमरदगुरु रक्तद्वेषि पित्तप्रमाथि
ज्वरहरमतिसारि प्रोज्वलं हृप्रमारि
कृमिकवलनकार श्लेष्ममेहप्रहारि
प्रकटित कटुभाव कारवेल्ल ब्रवीमि ॥२३२॥

કારેલાનુ શાક વાતને હણનારુ ૮ ન હ દૂષ્ટરક્તને સુધારનાર પિત્તને હરનારુ તાવનો નાશ કરનારુ અતિસારમા જ રાગ્નિ મદ પડી ગયો હોય તેને પ્રદીપ્ત કરનારુ કૃમિઘ્ન કફને હણનારુ તેમ જ પ્રમેહને હરનારુ છે કારેલાનુ શાક ખાવામા કડવુ લાગે છે

अनुभव हिमभाव पित्तत शत्रुभाव
कुरु पवनकफाभ्या मित्रभाव भजस्व ।
ज्वरमपहर कास किं करोषि प्रकाश
दमय दवथुभीतिं राजकोपातकीत ॥२३३॥

ગલકાનુ શાક ખાઈને ઠડનો અનુભવ કરો પિત્ત સાથે શત્રુભાવ કરો વાત અને કફ સાથે મિત્રતા અનુભવો (અર્થાત્ ગલકુ શીત પિત્તઘ્ન અને વાયુ તથા કફને કરનારુ છે) ગલ ખાઈને તાવને દૂર કરો ખાસી શુ પ્રગટ થાય છે? (ગલકુ કફ કરનાર છે એટલે) દાહના ભયને દૂર કરો

Regd No B 1319

વડોદરા રાજ્યની લાયબ્રેરીઓ માટે મંજુર થએલું

વૈદક સિદ્ધાન્તોને તુલનાત્મક દૃષ્ટિથી તથા
અનુભવની દૃષ્ટિથી, ચર્ચનારૂં વૈદક માસિક

# આયુર્વેદ વિજ્ઞાન

પુસ્તક ૨૦ અંક ૬

तदेव युक्तं भैषज्यं यदारोग्याय कल्पते।
स चैव भिषजां श्रेष्ठो रोगेभ्यो यः प्रमोचयेत्॥

જુન ૧૯૩૯



તંત્રી અને પ્રકાશક
દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી
ઝંડુ ફાર્માસ્યુટીકલ વર્કસ લીo તરફથી
ઠે. ભવાની [illegible] મુંબાઈ-૧૪



શુદ્ધ આયુર્વેદીય દવાઓની માફક શુદ્ધ આયુર્વેદ
[illegible] શાસ્ત્રીય જ્ઞાન પણ તમને ઝંડુ ફાર્મસી
તરફથી પ્રગટ થતા આ માસિક દ્વારાજ મળશે

વાર્ષિક રૂ. ૨-૮-૦ લાયબ્રેરીઓ માટે ૧-/-

# આયુર્વેદ વિજ્ઞાન

नमो ब्रह्मप्रजापत्यश्विवज्ञभिद्धन्वन्तरिसुश्रुत-
भरद्वाजपुनर्वस्वग्निवेशचरकप्रभृतिभ्य

પુસ્તક ૨૨ મુ ] જુન ૧૯૩૯ [ અંક ૬

## ૨૯ મા નિ ભા વૈદ્ય સમ્મેલનના સભાપતિની ચુંટણી

૨૯ મા નિ ભા વૈદ્ય સમ્મેલનનુ અધિવેશન ૧૯૩૯ ના ડીસેમ્બરમા મારવાડની રાજધાની જોધપુરમા ભરાવાનુ છે અને જોધપુરમા એની તયારીઓ શરૂ થઈ ગઈ છે એ પ્રસિદ્ધ થઈ ગયુ છે સ્વાગત સમિતિએ પોતાનુ કામ શરૂ કરી દીધુ છે હવે થોડા વખતમા સભાપતિની પણ ચુંટણી થશે આ વખતે સમ્મેલનના સભાપતિપદ માટે કોણે કોણે ઉમેદવારી નોંધાવી છે એ જાણવામા નથી કોઈના નામ હજી બહાર આવ્યા નથી પણ અહીં જે ચર્ચા કરવાની છે તે કોણ કોણ એ પદ માટે યોગ્ય છે અથવા કોની યોગ્યતાની કદર અત્યાર સુધી નથી થઈ માટે હવે કરવી જોઈએ અથવા સભાપતિ પદ માટે શી યોગ્યતા આવશ્યક વગેરે પ્રશ્નોની નથી પણ એક ભયસ્થાનનુ સહજ સૂચન કરવાનુ છે

નાગપુરના વૈદ્ય સમ્મેલનમા ક્વોટા સીસ્ટમનો ઠરાવ આવ્યો હતો એ ભુલાઈ જાય એટલુ જુનુ થયુ નથી નાગપુરમા એ સ્થગિત રહ્યો અને છેવટ નાગપુરમા એના પુરસ્કર્તા અને મુંબઈના સભાપતિ પં શિવશર્માએ મુંબઈમા એ ઠરાવ પાછો ખેંચી લીધો નાગપુરમા એ ઠરાવ સબંધમા થયેલી ચર્ચામા કોઈ પ્રાન્ત ધારે તો સભ્યોની ઘણી સંખ્યા વધારીને બીજા અનેક પ્રાંતોના મતોના સરવાળાને ટપી જઈ પોતાના ઈષ્ટ વૈદ્યને સભાપતિના સ્થાન ઉપર બેસાડી શકે એ અનિષ્ટ તત્ત્વ ચાલુ મતાધિકારની પદ્ધતિમા હોવાથી ક્વોટા પદ્ધતિ આવશ્યક છે એવી દલીલ આંકડા પુરાવા સાથે જોરથી પં શિવશર્માજી તરફથી જ રજુ કરવામા આવી હતી (જુઓ આયુર્વેદ વિજ્ઞાન પુ-૨૧ અં ૧ પૃ ૨૯૫) અને એ દલીલની સચોટતાએ જ ઘણા સભ્યોના મતને એ પક્ષમા વાળ્યા હતા પણ એ સામે વિરોધ થયો હતો એ વિરોધના ઈતિહાસમા ઉતરવાની ઇચ્છા નથી તેમ તેની જરૂર પણ નથી અત્યાર તો એ ક્વોટા પદ્ધતિને પં શિવશર્માજીએ જ અભરાઈએ ચડાવી દીધી છે એ હકીકત છે અને આવતા સમ્મેલનની ચુંટણીમા ચાલુ મતાધિકારમા જે જોખમ હોવાનો ઉપર નિર્દેશ કરવામાં આવ્યો છે તે સાચુ પડવાના ભયના ભણકારા સંભળાય છે

કાઠિયાવાડના એક શહેરમાં મહામંડળના નવા સભ્યો કરવાની પ્રવૃત્તિ બે ત્રણ મહીનાથી ચાલતી હોવાની વાત સાંભળી છે. આ રીતે જે સભ્યો થાય છે તેનું લવાજમ પણ ગાંઠે ભરાય છે. સભ્ય થનારને નથી ભરવું પડતું એવું પણ સાંભળ્યું છે. આવી રીતે સભ્યોની સંખ્યા પરબારી વધારવાનું વૈદ્ય સંમેલનનું પ્રમુખપદ પ્રાપ્ત કરવા માટે કોઈ પ્રયત્ન કરતું હોય એ એક જ કારણ કલ્પનામાં આવી શકે છે. બીજું કારણ કલ્પનામાં આવતું નથી. કોણ પ્રમુખ થવા માટે પ્રયત્ન કરે છે તે હું જાણતો નથી. જ્યારથી ઉપરની વાત સાંભળી ત્યારથી ગંધે ગંધે મૂળ પકડવાનો પ્રયત્ન કર્યો એ કદાચ જાહેર હિતનું કાર્ય હોય તો પણ મને ગંદુ લાગે છે અને મારા સ્વભાવને પ્રતિકૂળ છે.

મારી ખબર ખોટી કે ભૂલ ભરેલી હોય એમ હું તો ઇચ્છું છું પણ કદાચ સાચી હોય તો એ વૈદ્ય સંમેલનના સભાપતિપદની પ્રતિષ્ઠાને હાનિકર છે અને એથી અનિષ્ટ છે માટે વૈદ્ય સંમેલનની ઉન્નતિ માટે સતત જાગૃત અને ચિંતાતુર રહેનાર અગ્રણીઓનું આ ભયસ્થાન તરફ ધ્યાન ખેંચવા માટે આ પ્રયત્ન છે. વોટ પદ્ધતિ સિવાય આ અનિષ્ટને અટકાવવાનો બીજો કોઈ રસ્તો મને તો સૂઝતો નથી.

---

# મદ્રાસમાં આયુર્વેદની સ્થિતિ ઉપર વિહંગાવલોકન

(લેખક—શ્રી બાપાલાલ ગ. વૈદ્ય)

ચાલુ સાલના એપ્રિલ માસનું એન્ટિસેપ્ટિક તમોએ જોયું? તેનો તંત્રીલેખ (Editorial) "મદ્રાસ હેલ્થ મિનિસ્ટ્રીઝ વાઉ રેકર્ડ" મદ્રાસના આરોગ્ય પ્રધાન મંત્રીની કાર્યવાહી—આ નામનો જોવો. આ લેખમાં મદ્રાસના આરોગ્યખાતાના પ્રધાન ઑન. ડૉ. ટી. રાજને મેડિકલ એન્ડ હેલ્થ ડિપાર્ટમેન્ટ માટે શું શું કર્યું તે ઉપર વિહંગાવલોકન છે તે સરસ છે.

પરંતુ ૧૯૩૯–૪ના વૈદ્યકીય અને જાહેર આરોગ્યખાતાના બજેટની માગણી (બજેટ ડીમાન્ડ ફૉર મેડિકલ એન્ડ પબ્લીક હેલ્થ એડમિનિસ્ટ્રેશન) વખતે મદ્રાસ લેજિસ્લેટિવ એસેમ્બ્લીમાં ઑપોઝીસન પાર્ટી તરફથી પબ્લીક હેલ્થ મિનિસ્ટર મિ. રાજનની ઝાટકણી પણ ઠીક ઠીક કઢવામાં આવી હતી. આખાયે વૈદ્યકીય ખાતા સામે વિરુદ્ધ પક્ષે ઠીક શોર મચાવ્યો હતો. જાતના આક્ષેપોમાં દેશી વૈદક અથવા આયુર્વેદ Indigenous systems of medicine નો પણ સમાવેશ થતો હતો. દેશી વૈદક તરફ ડૉ. રાજને સાવકી માં જેવો વર્તાવ ચલાવ્યો છે એવો સામાપક્ષનો આક્ષેપ હતો. આના જવાબમાં ડૉ. રાજને જે સ્પીચ કરી હતી તેનો અગત્યનો ભાગ એન્ટિસેપ્ટિકના તંત્રીએ ઉતાર્યો છે. આ ઉત્તર મનનીય છે. હું એ ફકરો અંગ્રેજીમાં જ નીચે આપું છું—

I have translated Ayurvedic works and have studied at the feet of professors in Ayurveda. If one should complain of my meting out step-motherly treatment to that system I am afraid

that person does not know what I know about the matter I do not go by labels or systems I consider the ayurvedic system as an Allopathic system and I consider that Unani system also as Allopathic [૧]

ડૉ રાજને કયા આયુર્વેદિક ગ્રથોનો અનુવાદ કે તરજુમો કર્યો છે તે આપણે જાણતા નથી પરતુ આયુર્વેદના ગ્રથોનો અનુવાદ કરનાર અને ગુરુના પગ પાસે બેસીને આયુર્વેદ ભણનાર ડૉ રાજન છે એ જાણ્યા પછીથી આયુર્વેદ માટે તેઓ જે કઈ કહે તે વૈદ્યોએ જરૂર સાભળવુ ઘટે પરતુ આ માટે તેમના ભાષણનો સાર જ આપવો યોગ્ય છે — પાશ્ચાત્ય વૈદ્યકે શલ્યશાલાક્ય શાસ્ત્રમા અદ્ભુત પ્રગતિ સાધી છે એક્સરે રેડિયો થેરાપી સ્ત્રીઓના રોગો પ્રસૂતિતત્ર અને બાળરોગોની ચિકિત્સા—આ બધુ જોતા આયુર્વેદ હજી આ વિષયોનો સ્પર્શ પણ નથી કર્યો એમ કહેવુ પડે છે

મદ્રાસમા આસરે બાર વર્ષથી સ્કુલ ઓફ ઇન્ડિયન મેડિસિન ચાલે છે પરતુ મને કહેતા શોક થાય છે કે આટલા વર્ષોથી જે વિદ્યાલય ચાલે છે તેણે હજી પોતાનો અભ્યાસક્રમ પણ તૈયાર નથી કર્યો! જ્યારે મેં એમની પાસેથી એ સસ્થાનો અભ્યાસક્રમ (Syllabus of Study) માગ્યો ત્યારે મને તેમણે સમય-પત્રક (Time table) આપ્યુ હતુ! જ્યારે મેં ફરીવાર આ વિષે પૂછપરછ કરી ત્યારે 'અભ્યાસક્રમ નથી અમો તો અધ્યાપકો (લેક્ચરરસ) જે નોધો તૈયાર કરી લાવે છે તે ઉપરથી ભણાવીએ છીએ' આવો જવાબ મળ્યો છે હુ આ વાત પ્રસિદ્ધ કરવા ઇચ્છતો ન હતો પરતુ જ્યારે અણછાજતા આક્ષેપો સમય બે સમયે છાપામા અને મચો ઉપરથી થયા કરે છે ત્યારે મારે લાચારીથી આ વાતને પ્રસિદ્ધ કરવી પડે છે રાષ્ટ્રીયતા અને સ્વદેશાભિમાન—એ બને સારી વસ્તુઓ છે પરતુ વ્યાધિનિવારણમા અને માનવ-દુખોમા એ બન્નેને જરાકેય સ્થાન નથી જો આયુર્વેદિક ચિકિત્સા પદ્ધતિ શાસ્ત્રીય શોધખોળોને સતોષી શકે એમ હોય તો હિન્દના એક સતાન તરીકે હુ મારુ મસ્તક તે પદ્ધતિને નમાવવા તત્પર છુ અને એ પદ્ધતિના ઉત્કર્ષ અને વિકાસ માટે જે કઈ કરવા જેવુ હોય તે કરવા હુ તત્પર છુ પરતુ આ પુરાણી પદ્ધતિની આજુબાજુ છેલ્લી કેટલીક સદીઓથી જે અજ્ઞાનના જાળા બાઝ્યા છે એ વાત તરફ હુ આખ મીચામણા કરવા સાફ ના પાડુ છુ જો આપણે ભારતમાતાના ખરા પૂજારી હોઈએ તો ચાલો આપણે સહકાર સાધીએ અને આયુર્વેદને આધુનિક ચિકિત્સા પદ્ધતિઓની સમાન કક્ષામા લાવવા જે ખોડખાપણો છે તેને દૂર કરીએ એ પછી સાવકી માના જેવુ વર્તન હુ ચલાવુ છુ તે કહેવાનો વખત આવશે જે સ્કૂલ પાસે આટલા વર્ષો થયા પોતાનો વ્યવસ્થિત પાઠક્રમ નથી તેમજ પાઠ્ય પુસ્તકો નથી તેને સમાન દરજ્જો માગવાનો શો હક્ક છે? સ્કૂલ ઓફ ઇન્ડિયન મેડિસિનના

---

૧ મે આયુર્વેદના ગ્રથોનો તરજુમો કર્યો છે અને આયુર્વેદના ધુરધરોના પગ પાસે બેસીને મે આયુર્વેદનો અભ્યાસ કર્યો છે આયુર્વેદ તરફ હુ સાવકી—માનુ વર્તન રાખી રહ્યો છુ એમ કહે છે તે ખરી રીતે હુ શુ કહેવા માગુ છુ તેજ સમજતો નથી એવી મને પ્રતીતિ થઈ છે હુ લેબલો અને પદ્ધતિઓને અનુસરતો નથી હુ તો આયુર્વેદ ચિકિત્સા પદ્ધતિને એલોપેથીક પદ્ધતિ જ ગણુ છુ અને યુનાની પદ્ધતિને પણ એલોપથીક જ ગણુ છુ

પ્રિન્સિપાલે મને કહ્યું કે અમો ચિકિત્સાપદ્ધતિનું એકીકરણ સાધવામાં રોકાયેલા રહીએ છીએ એટલે અધ્યાપકો જે નોકરમ કરે છે તે શીખવીએ છીએ અને થોડા વખતમાં એ ઉપરથી પાઠ્યપુસ્તકો તૈયાર થશે. પ્રિન્સિપાલે મને એમ કહ્યું કે જે જાતની રસાયણિક શોધખોળ પદ્ધતિઓને શોધખોળ તરીકે ઓળખવામાં આવે છે તે પદ્ધતિઓ આયુર્વેદિક ચિકિત્સાપદ્ધતિને અનુરૂપ નથી. આવી રીતે સરકારના હાથ બંધાઈ ગયા છે. મદ્રાસ મેડિકલ કૉલેજમાં દેશી દવાની શોધ માટે એક ખાતું હતું અને સરકાર તે માટે છુટે હાથે ઘણા પૈસા ખરચતી હતી. મને કહેતાં દિલગીરી થાય છે કે સ્કૂલ ઑફ ઇંડિયન મેડિસિનના સંચાલકોને એ સંસ્થાની કંઈ પણ ઉપયોગિતા નથી લાગી. તેઓને પોતાના ઔષધો ત્યાં અજમાવવા માટે મોકલવાની કે તે સંસ્થાને તેના કાર્યમાં મદદ કરવાની હજી સુધી ઇજ જરૂર નથી લાગી. આ સંસ્થા આયુર્વેદના પુનરુદ્ધાર અને દેશી ઔષધોના પરીક્ષણ માટે જ સ્થાપવામાં આવેલી છે—આ છતાંય આ સ્થિતિ છે! હવે જો હું એ સંસ્થાને બંધ કરું તો ચોતરફથી તે માટે આયુર્વેદનો નાશ કરવા હું બેઠો છું એવો પ્રચંડ કોલાહલ મચાવી મૂકવામાં આવે. શોધખોળ અથાગ ધૈર્ય અને પરિશ્રમની અપેક્ષા રાખે છે. આવી શોધ-ખોળોના પરિણામો એકદમ નથી બતાવાતાં એમ નહિ પણ અનેક મૂગા કાર્યકર્તાઓને પોતાના જીવનનો અને સર્વસ્વનો ભોગ આપવાનો ત્યાં હોય છે અને મને કહેતાં શોક થાય છે કે આયુર્વેદના પૂજારીઓ તરફથી આવો કંઈ જ પ્રયત્નો આજદિન સુધીમાં થયા નથી કે હાથ ધરવામાં નથી આવ્યા. આયુર્વેદ ચિકિત્સાપદ્ધતિને શાસ્ત્રીય અને કાર્યપદ્ધતિમાં આદરણીય બનાવવી પડશે એમ કહેતાં મને લગારેય સંકોચ થતો નથી. આયુર્વેદ ચિકિત્સાપદ્ધતિમાં નવા પ્રાણ પૂરવાનો છે. ખૂબ જ હૃદયપૂર્વક એના ઉત્થાનના પ્રયત્નો આદરવાના છે અને તેના અધ્યાપકો અને વિદ્યાર્થીઓએ ખૂબ જ પરિશ્રમ અને આત્મભોગો આપવા રહ્યા. હમણાં જ એક પરપ્રાંતીય સદ્ગૃહસ્થ આ સ્કૂલની વિઝિટે આવ્યા હતા અને એ જોયા પછી તેના સાધનો અને એ સાધનોથી શીખવવાના તેના તદ્દન અપૂર્ણ એવા સાધનો જોઈને મારી પાસે આવી હસ્યા હતા! ટાજલી ઉપર થોડી લાલ ભુરી શીશીઓ અહીં તહીં પડી હોય એ તેમની રસાયન-શાળા (Laboratory)! થોડાંક યંત્રો અને સાધનો આ એમની ફિઝિક્સ લેબોરેટરી! કોઈ એમ કહેશે કે આ માટે ફંડ જોઈએ તે સરકારે ક્યાં આપ્યું છે? પરંતુ હું એમ કહેનારને પૂછું છું કે આ માટે જોખમદાર એવા માણસોએ રસાયન શાળા, પ્રયોગશાળા, સાધનો વગેરે માટે સરકાર પાસે આજદિન સુધીમાં એક પાઈ સરખી માગી છે? એક અરજી પણ આ વિષે કરવામાં આવી નથી. આથી જ મારે લાચારીથી આ વાતોને છતી કરવી પડી છે. સરકારને વગોવવાના, ભાંડવાના અને ઉતારી પાડવાના રીતસરના પ્રયત્નો ચાલી રહ્યા છે તેને માટે મારે આ વાત જાહેરમાં મૂકવી પડી છે.

આપણે જાણીએ છીએ કે મદ્રાસની સ્કૂલ ઑફ ઇંડિયન મેડિસિનના પ્રિન્સિપાલ તરીકે કેપ્ટન શ્રીનિવાસ-મૂર્તિ જેવા વિદ્વાન રિટાયર્ડ આઈ. એમ. એસ. છે. આયુર્વેદ શાસ્ત્રીય છે એ પૂરવાર કરવા માટે તેમનો રિપોર્ટ* ભલભલાના મુખમાંથી ધન્ય ધન્યના ઉદ્ગારો

* રિપોર્ટ ઑફ ધી કમિટી ઑન ધી ઇંડિજીનસ સીસ્ટમ્સ ઑફ મેડિસિન ઍપેંડિક્સ ૯૬ બાઇ ધી મદ્રાસ ગવર્નમેન્ટ ૧૯૨૩

આવે છે ઉભય–મત પદ્ધતિઓના સાગ ગાતા છે તેમના જેવા પ્રિન્સિપાલવાળી સસ્થાની આ કડક ટીકા વાચીને હુ તાજુબ થઈ ગયો ! ૧૨–૧૫ વર્ષો થવા આ ... પાઠ્ય પુસ્તકો અને પાઠ્યક્રમ નથી ! તો પછી બીજી સસ્થાઓ જેના પ્રિન્સિપાલ તરીકે કેવળ આયુર્વેદ ન હોય ત્યાની દશા સમજી શકાય એમ છે પાટણ ઉઝામી પીતામ્બર આયુર્વેદ મહાવિદ્યાલયમા પાઠ્યપુસ્તકો ભલે નથી પરતુ પાઠ્યક્રમ તો જરૂર છે જ પાઠ્યપુસ્તકો માટે રીતસરના પ્રયત્નો સસ્થાઓ ... થી જ થવા જોઈએ આટઆટલા વર્ષો સુધી ભેગી કરેલી નોંધો ઉપરથી પાઠ્યપુસ્તકો રચવામા હવે વાધો ન જ આવે આ ... આ પરિસ્થિતિ ! શુ કહેવુ ! પ્રમાદ ... કરેલી ! प्रमादं मृत्युमहं ब्रवीमि એ ... પ્રમાદ એજ મૃત્યુ છે મહાભારતનુ વાક્ય એ મને ... આવે છે

કેપ્ટન શ્રીનિવાસના આધુનિક અ... વિષેના વિચારોથી ... સુપરિચિત ... થોડા ... તેમના રિપોર્ટમાથી ટાકવાની ... થઈ આવે છે —સર જેમ્સ મેકેન્ઝી Sir James mackenzie જેને માટે કેપ્ટન શ્રીનિવાસ મૂર્તિ a recognized prince among the most eminent of our leboratory experts (આપણી શાળાઓમા જે શોધકો નિષ્ણાતો ગણાય છે એવા નિષ્ણાતોના મુકુટમણિ) આવા શબ્દો ટાકે છે તેમનો લાબો ફકરો (પૃ ૫૪–૫૫) ટાકે છે આ ... આખો ટાકતા તો ૫–૬ પાના ભરાય એમ છે આ લબ્ધપ્રતિષ્ઠ વિશ્વવિખ્યાત ડૉ જેમ્સ મેકેન્ઝીના થોડા વાક્યો ... વિષે આ ...—

The impression that the results obtained by a mechanical method are more reliable and more scientific than tho e obtained by the use of the unaided senses is but a belief based on a false analogy It is assumed that because the experimentalist obtains certain records which are capable of demonstration that those are of more value than the information derived by the doctor from questioning his patient or by the u e of his own senses trained by long experience Tho e who reason thus unconsciously compare unequal things "

સ્થૂલ ઇન્દ્રિયો કરી જ્ઞાનબુદ્ધિ પ્રદીપ વડે આતુરોના અન્તર્ગતમા પેસી તેમ જ સૂક્ષ્મમા સૂક્ષ્મ વાત સમજી લઈ ચિકિત્સાથી ... એના ... પ્રયોગશાળાના અન્વેષણોના પરિણામો જ વધુ શાસ્ત્રીય છે એવી જે છાપ સમાજના મોટા ભાગ પર પડેલી છે તે ખોટી છે અને ખોટી સરખામણી ઉપર તે રચાએલી છે પ્રયોગ કરનાર પોતાની શોધખોળ પ્રત્યક્ષ બનાવી શકે છે એટલે એ રીતે વૈદ્ય પોતાના ... રીતે અમુક જાતના સૂચક પ્રશ્નો પૂછીને તેની પાસેથી ... કે માહિતી પ્રાપ્ત કરે–આના ... વધુ ચઢિયાતી છે એમ જે માની લેવામા આવે છે તે યોગ્ય નથી વાસ્તવ અનુભવને અને સ્થૂલ ઇન્દ્રિયજન્ય રોગ–માહિતી પ્રયોગશાળામાથી પ્રાપ્ત થતી માહિતી કરતા ઘણી વાર ... હોય છે જે લોકો આ વાત સમજ્યા વિના પ્રયોગશાળાના પરિણામોની વધુ પડતી કિંમત આકે છે અને ખોટી સરખામણી કરે છે તે બે અસમાન વસ્તુઓ વચ્ચે સરખામણી કરે છે

આને પરિણામે આ વસ્તુસ્થિતિ પ્રત્યક્ષ અનુભવી રહ્યા છીએ પ્રયોગશાળાઓના પરિણામોને જરા પણ ઉતારી પાડ્યા વિના આપણે કહી શકીએ છીએ કે આવા પ્રયોગો અને તેમાથી નિષ્પન્ન થતા કે તારવવામા આવતા પરિમાણ ઘણી વખત પ્રેક્ટીસમા જરા પણ કામ નથી આવતા અને ઉલટા ચિકિત્સકને ભ્રમમા નાખે છે થીયરી (સિદ્ધાન્ત) એક વાત છે જ્યારે તે સિદ્ધાતનો પ્રત્યક્ષ પ્રેક્ટીસમાં ઉપયોગ કરવો એ બીજી વાત છે માનસ શાસ્ત્રમા અને હૃદય ઉપર અત્યારે પુષ્કળ કામ થઈ રહ્યું છે છતાં ય તેની દવાઓ કે ચિકિત્સા હતી ત્યાની ત્યા જ છે પદ્ધતિ ઉપર પણ ઘણો પ્રકાશ પડ્યો છે છતાં પ્રેક્ટીસમાં હજી તે સિદ્ધાંતો ઓછા કાર્યસાધક થયા છે સર મેકેન્ઝી જે પરિણામો માટે enormons mass of chaotic details which darkness and confuses medicine to-day આવુ કહે છે તે પરિણામો ઉપર વધારે પડતી મદાર બાંધી દેશી વૈદકને શાસ્ત્રીય શોધખોળો ને અભાવે ઉતારી પાડવાના જે પ્રયત્નો આજ ચોમેરથી થાય છે તે યોગ્ય નથી—અનુદાર છે

જો ડૉ રાજન આ શાસ્ત્રીય શોધખોળોને અભાવે આયુર્વેદને સમાન દરજ્જો આપવા તૈયાર નથી તો તેમા વાંક શ્રી શ્રીનિવાસ મૂર્તિનો નહિ પરન્તુ તેમની દૃષ્ટિનો છે આટલી વાત ન્યાય ખાતર કહેવી જોઈએ તે બા પછી કેપ્ટન શ્રીનિવાસ મૂર્તિ ૧ વર્ષ થયા પાઠ્યક્રમ પાઠ્યપુસ્તકો તૈયાર કરી શક્યા નથી એ તેમના પ્રમાદ માટે આપણે તેમને જેટલો ઠપકો આપીએ તેટલો ઓછો છે સરકારે મદ્રાસ મેડિકલ કૉલેજમાં આયુર્વેદિક ફુરસદી શોધખોળ માટે જુદુ ખાતુ રાખ્યુ છે તો શુ કામ આપણા ઔષધો જેને આપણને એ રીતે સો ટકા સાચી અને વિશ્વસનીય ન લાગતી હોય છતાય ત્યા ન મોકલવાં જોઈએ ? એથી આયુર્વેદને શુ નુકશાન થવાનુ હતુ ? આપણે આમળાને ખૂબ વખાણીએ છીએ હજી સુધી આ આમળા ઉપર કોઈએ કામ કર્યુ મારી જાણમા નથી શાસ્ત્રના ઉત્પત્તિને શુ કામ કસોટી ઉપર ન ચઢાવવી જોઈએ ? આપણા આટઆટલાં સુન્દર ઔષધો છે તેને પ્રયોગ ભઠ્ઠીમા નાખી શુ કામ અગ્નિ પરીક્ષાથી અશુદ્ધિરહિત પુરવાર ન કરવા જોઈએ ? ડૉ રાજનની આ ક્રિયા વૈદ્યોનો પ્રમાદ સૂચવે છે એમ હું માનુ છુ

ચરક સુશ્રુતની ઘણીએ દવાઓ કાર્યસાધક છે એ વાત હુ સ્વીકારીને એજ કાર્યસાધક દવાઓને પ્રયોગશાળાની અગ્નિ પરીક્ષામાથી પસાર કરાવવા ઈચ્છુ છુ એથી આધુનિક ચિકિત્સકોને સંતાપ થશે આપણી મા યતા પણ વધુ પુષ્ટ બનશે કદાચ આપણા ઋષિઓની માન્યતા સાથે આધુનિક શોધકોના પરિણામો વિરુદ્ધમા આવે તો તેથી શુ ગભરાવ થવાનો છે ? એમેય આધુનિક શોધકોએ ઉચાર્યુ તો છે જ કે આયુર્વેદિક ઔષધોમાંનાં ઘણાખરા નિરર્થક છે ઇન્ડિયન રીસર્ચ ફંડ એસોસીએશન તરફથી આયુર્વેદીય ઔષધીની તપાસ હાથ ધરવામા આવી હતી અને તે તપાસને અંતે નીચેનું સ્ટેટમેન્ટ ૮ ૧૯૩૮ ડિસેમ્બર ૧ ના ટાઈમ્સ ઓફ ઈંડિયામા પ્રસિદ્ધ થયુ હતુ —

Only a very limited number of Indigenous remedies deserve the reputation they have earned as cures and quite a large portion of them are absolutely worthless and have probably crept in through tradition and folklore એમની રીત પ્રમાણે આવા

ઔષધોનું એમણે પરીક્ષણ કરી આ અભિપ્રાય દર્શાવ્યો છે એમના આ પરીક્ષણ સામે આપણે રોષ નહિ પરંતુ પૂરાવા ધરવા જોઇએ એક દાખલો લઉં અતિવિષા જ્વરઘ્ન છે એમ આપણે વૈદ્યો માનીએ છીએ કોઈ કમિશન તરફથી આની તપાસ થઇ હતી અને તે તદ્દન inert છે—કાર્યસાધક નથી એવું જાહેર થયું છે વૈદ્યોએ આવે વખતે અતિવિષા જ્વરઘ્ન છે એની પોતે દરદીઓ ઉપર વિધવિધ રીતે વાપરીને ખાત્રી કરી આપવી જોઇએ બાકી શ્રી ગણનાથસેન કહે છે તે પ્રમાણે —

There seems to be a strange idea in some quarters that the success of the Ayurvedic physician depends much upon the high efficancy of individual indiginous drugs This idea the main spring of action in the so called researches in Indigenous Drugs of which we hear so much in these days is simply erroneous The success of the Ayurvedic physicion is due not to the charm of this or that drug but to his clear grasp of the Doshic derangement આયુર્વેદની ખ્યાતિ અમુક બે ત્રણ રામબાણ ઔષધો ઉપર નથી પરંતુ વૈદ્યોના દોષવૈષમ્યના સમ્યક્‌જ્ઞાન ઉપરજ અવલંબેલી છે

આ ખરૂં પરંતુ દેશી ઔષધોની કસોટીનો આ વિષમ કાળ આવી પહોંચ્યો છે ભલા ભલા શ્રદ્ધાળુઓની શ્રદ્ધા દેશી ઓષધિયા પરથી ઉઠવા લાગી છે પરદેશી ઔષધોની જાહેર ખબરો તેમનો વ્યાપક પ્રચાર સારા સારા ડોક્ટરો તરફથી મળતું સન્માન—આ બધુ એટલા ઝપાટાથી વધતું જાય છે કે એને અટકાવવું એ માનુષી હસ્તની શક્તિ બહારનું કામ છે આ સ્થિતિમાં આપણી ગાજ ની પપુડી નો અવાજ જરૂર બુડી જવાનો પરંતુ આ શ્રદ્ધાને દૃઢમૂલા બનાવવી હોય તો આટલા વર્ષોથી જે દેશી ઔષધો વૈદ્યો વાપરે છે તે ઔષધો આપણી રીતે પણ આપણે અજમાવવા પડશે ને? આપણા માસિકોમાં આવતા પરીક્ષિત પ્રયોગો મોટે ભાગે કપોલકલ્પિત અને અતિશયોક્તિવાળા હોય છે મારા વૈદ્યો કશું લખતા નથી આ વિષમ સ્થિતિમાં નવીન વૈદ્યો મૂકાયેલા છે અને Lead kindly lightની પ્રાર્થના કરે છે અરે આડે રસ્તે ઉતરી ગયો

વૈદ્યો માટે આ સંક્રાંતિનો કાળ છે બધું ખળભળી ઉઠ્યું છે તપની દૃષ્ટિના એવી શ્રદ્ધા પણ ડગમગુ થઈ રહી છે

આપણાં વિદ્યાલયો આપણો પાઠ્યક્રમ આપણી પ્રયોગશાળાઓ રસાયણ શાળાઓ ખુદ વૈદ્યો અને એમની વ્યવસ્થાશક્તિ—આ બધું કસોટી પર ચડી રહ્યું છે સાચું હશે તો તે ટકશે તપ હશે તો તે ઉજ્જ્વલ બનશે અને સાચી શ્રદ્ધા હશે તો તે દૃઢમૂલ થશે

Antiseptic'ના editoral ઉપરથી પત્ર લખવા પ્રેરણા મળી અને લખતા આટલું અનગુ મણ લખાઈ ગયું તે માટે ક્ષમા યાચું? કુશળ હશો

---

# નોંધ

એ ટીસેપ્ટિક ' ઉપરથી લખેલો પત્ર–લેખ તમને મળ્યો છે હમણા પ શિવશર્મા ભરૂચ આવી ગયા ત્યારે મેં એમને એ લેખ વિષે પૂછ્યુ હતુ પ શિવશર્માનો અભિપ્રાય નીચે દર્શાવુ છુ

ડૉ રાજન બહુ જ કટ્ટો આયુર્વેદનો દુશ્મન છે એક સ્થળે ( ઈંદોરમા ) તે મને તેને બેશુ જ માનપત્ર આપવાનુ હતુ એ મિટિંગમા પ શિવશર્માએ ડૉ રાજનની ઠીક ખબર લીધી હતી ડૉ રાજન વારવાર કહેતા ફરે છે કે મ આયુર્વેદના આચાર્યો પાસે બેસીને આયુર્વેદનો અભ્યાસ કર્યો છે પ શિવશર્માએ તે મિટિંગમા એમને ઠીક ટાણો માર્યો હતો કે જે શિષ્ય પોતાના ગુરુનુ નામ લેતા સકોચાય છે તે શિષ્યને માટે શોભાસ્પદ નથી કા તો તેમને ગુરુ જ નથી અને હોય તો તે ગુરુ પોતેજ નાપાક શિષ્ય માટે પોતાનો અભિપ્રાય દર્શાવ્યા વિના ન રહે

કેપ્ટન શ્રીનિવાસમૂર્તિ માટે ડૉ રાજનને વૈર સિવાય કઈજ નથી શ્રીનિવાસમૂર્તિ સૌજન્યમૂર્તિ છે જ્યાર ડૉ રાજન તેને કેમ ઉતારી પાડવો—તેમની અપકીર્તિ કેમ કરવી—એજ તક લેતા ફરે છે એ ટિસેપ્ટિકમા સ્કૂલ જોવા ગયા ત્યારનો પ્રસગ છે તે વિષ સાચી હકીકત એ છે કે શ્રીનિવાસમૂર્તિ ત્યા હતા જ નહિ અને ડૉ રાવ હતા ડૉ રાવ તો ઈડીયટ જેવો જ છે એટલે રાવ પાસેથી આડીઅવળી વાત કઢાવી જાહેરમા શ્રીનિવાસમૂર્તિનુ નામ દીધા સિવાય ( કોલેજનુ રફરસ છે—નામનું નથી તે એ ટીસેપ્ટિકનો લેખ જોવાથી સમજાય છે ) આવી રીતે રજુ કરી છે ખરી વાત તો એ છે કે એક વખત ડૉ ગિલ્ડર આવ્યા હતા ડૉ રાજન અને ડૉ ગિલ્ડર બ ને ઈંડિયન સ્કૂલ ઓફ આયુર્વેદ જોવા જવાના હતા ટાઇમ પુછાવેલો શ્રીનિવાસ મૂર્તિએ ૧૨ ૧૨ બે વાગે આવજો મોડા આવશો તો હું નહિ મળુ કહે વડાવ્યુ હતું આ છતા તે બને મોડા ગયા અને એ મહાનુભાવની ગેરહાજરીમા સ્કૂલ જોઈ ડૉ શ્રીનિવાસ મૂર્તિ પાકા થિઓસોફીસ્ટ છે અને તેમા એમને અજબ શ્રદ્ધા અને ભક્તિ છે થિઓસોફીકલ સોસાયટીમા તે વખતે તે હતા પરતુ એ તો સ્વપ્નમા નજ ગયા આ આખો પ્રસગ જેવી ખોટી રીતે ડૉ રાજને રજુ કર્યો છે કે વાચનારના મન ઉપર શ્રીનિવાસ મૂર્તિ વિષ ખરાબ અભિપ્રાય બધાય કેપ્ટન શ્રીનિવાસ મૂર્તિ સરકારી અમલદાર રહ્યા એટલે પોતાના ઉપરી અધિકારી સામે સ્ટેટમેન્ટ લખી શકતા નથી પરિણામે ડૉ રાજન આ મહાનુભાવને ઉતારી પાડવાના સા સોંજોગો પકડી લે છે અને શ્રીનિવાસ બિચારા મુગે મોએ સહન કરે છે તે થોડા વખતમા પોતાની પ્રિંસિપાલશીપનું રાજીનામુ આપી દેનાર છે

મા । લેખ નીચે આ નોંધ ઉમેરી દેશો જેથી વાચકો ઉપર ખોટી છાપ ન પડે તમને ઠીક લાગે તેમ કરશો

× × ×

હવે પ શિવશર્માજીની ગુજરાતની મુસાફરી વિષે તો જરૂરની જ વાત કરી શકીશ મારણ કે ગુજરાત આખાની મને કશીજ ખબર નથી

પ. શિવશર્માજીનો પ્રોગ્રામ બહુજ ટુંક વખતમાં ઘણી ઉતાવળથી યોજાયો. ગુજરાત પ્રાંતીય વૈદ્યસંમેલન સ્થાયી સમિતિના મંત્રીએ મુંબઈ જઈને અગાઉથી દિવસો, ટ્રેનના ટાઇમ વગેરે નક્કી કર્યું હોત તો ઠીક પડત. પરંતુ આવું કંઈ થયું નહિ. શ્રી વામનરાવ દીનાનાથ પ. શિવશર્માજી સાથે હતા. ગુ. પ્રા. વૈદ્ય મંડળના મંત્રી અને પ્રમુખ સાથે રહ્યા હોત તો ઠીક થાત. ખેર.

પ. શિવશર્માજી પ્રથમ અમદાવાદ ગયા હતા. ત્યાંનો પ્રોગ્રામ બહુ સારો ન થઈ શક્યો એમ શ્રી વામનરાવ મને કહેતા હતા. ભરૂચ તા. ૨૮ મી જુલાઈએ મળસ્કે ચાર વાગે પધાર્યા! અગાઉથી આગમનનો વખત પણ અમોને જણાવ્યો ન હતો. જ્યારે પ. શિવશર્માને મેં આ વિષે કહ્યું ત્યારે તેઓ કહેવા લાગ્યા: મને જલસા પ્રિય નથી, બેંડ વગેરે પ્રિય નથી. ડૉક્ટરના સ્વાગત વખતે ડૉક્ટરો જ હોય તેમ વૈદ્યો સિવાય બીજા મારા સ્વાગતમાં આવે, સરઘસ કાઢે એ મને પ્રિય જ નથી ઈત્યાદિ.

સેવાશ્રમમાં તેમના મુકામની જોગવાઈ કરી રાખી હતી તે પણ ફેરવી પડી, કારણકે મળસ્કે ઉતરીને વામનરાવ તેમને તેમના કોઈ સ્નેહીને ત્યાં લઈ ગયા હતા. નહિતો ડૉ. ચંદુલાલ અને ધારાસભાના સભ્ય શ્રી દિનકરરાવભાઈ તેમનું સ્ટેશન ઉપર સ્વાગત કરવાના હતા, કારણ કે સેવાશ્રમના પરોણા તરીકે તેઓ આવવાના હતા. ખેર.

બપોરે ૧॥ વાગે સેવાશ્રમમાં જિલ્લાના વૈદ્યો સાથે વાર્તાલાપ ગોઠવ્યો હતો. ત્રીસેક વૈદ્યો હાજર હતા. પ. શિવશર્માએ તેમને સંગઠન વિષે સમજણી આપી.

ત્રણ વાગે ઝાડેશ્વર શ્રી હરિભાઈ ગુલાબભાઈ ધર્માદા ઔષધાલય જોવા ગયા હતા. દવાખાનું જોઈને ખૂબ સંતોષ થયો. સ્વ. પૂ. પ. ચોક્ષીજીનું સ્મરણ થયું. એમની વિદ્વત્તાની વાત શિવશર્માના કાન સુધી પહોંચીજ હતી. ઝાડેશ્વરના વૈદ્યરાજ જયંતભાઈએ ઉપહાર આપી ભાવભીની વિદાય આપી હતી.

૪॥ વાગે સેવાશ્રમમાં પાછા આવ્યા. સેવાશ્રમમાં નવું સર્જીકલ હૉસ્પિટલ ખોલવામાં આવ્યું છે તેના F. R. C. S. ડૉક્ટર તેમને મળવા આવ્યા. પૂ. ચંદુભાઈ પણ હાજર હતા.

આ ડૉક્ટર સાથે શિવશર્માજીએ અંગ્રેજીમાં આયુર્વેદની પોતે જે મોટી હૉસ્પીટલ મુલચંદ ખેરાતીરામ ટ્રસ્ટમાંથી ચલાવે છે તેની વિગતવાર વાત કરી અને વાતચીતમાં અંતે એ પણ સંભળાવી દીધું કે આપણા ડાક્ટરોને આયુર્વેદ શું છે તે જાણવાનું કુતૂહલ થાય એ જોવા હું અધીરો છું. કુતૂહલને અંતે થોડું વાંચ્યા સાંભળ્યા પછી જો તેમને તેમાં કંઈ ન લાગે તો તેઓ તેને ફેંકી દેવા સ્વતંત્ર છે. આ વાતચીતના આકર્ષણથી આ F. R. C. S. ડૉક્ટર તથા તેમના એક M. B. B. S. એનેસ્થેટિસ્ટ સાથે ભરૂચના હોલની જાહેર સભામાં અમારી સાથે આવ્યા. ૫॥ વાગે સર શાપુરજી બરજોરજી હૉલમાં જાહેર ભાષણ રાખ્યું હતું. એ સંબંધી પત્રિકાઓ જિલ્લા વૈદ્ય સભાએ છપાવી હતી. પ્રમુખ સ્થાને શ્રી ડૉ. ચંદુલાલ મણિલાલ દેસાઈ હતા. સભામાં ભરૂચ શહેરના કેટલાક નામાંકિત વકીલો અને ગૃહસ્થો હતા.

બરાબર દોઢ કલાક સુધી શિવશર્માએ હિંદીમાં બોલતાં ત્રિદોષ સિદ્ધાન્ત ઠીક ઠીક સમજાવ્યો. આયુર્વેદના ઈતિહાસ ઉપર સિંહાવલોકન કર્યું. સભામાં ઘણા વૈદ્યો અને

ડાકટરો હતા એટલે માગ પ્રયત્નથી જરા વિગતમા પણ ઉતર્યા હતા એકદરે શ્રોતાઓ ઉપર ઘણી સારી છાપ પાડી શકયા

૮ વાગે ભરૂચ સેનેટરી એસોસીએશનના મકાનમા ભરુચ મેડિકલ એસોસીએશન તરફથી પ શિવશર્માને ડાકટરો સમક્ષ આયુર્વેદ ઉપર બોલવા આમત્રણ હતુ એટલે ત્યા ગયા એસોસીએશનમા શિવશર્માજી અગ્રેજીમા બોલ્યા લગભગ દોઢ કલાક છટાદાર અગ્રેજીમા બોલ્યા અને આયુર્વેદનો ત્રિદોષવાદ તેનો ઇતિહાસ તેની ખુબીઓ અસરકારક રીતે સમ જાવ્યુ ડાકટરો પર ઘણી સારી છાપ પાડી મિટિંગને અંતે ડોકટરો તેમને વિદાય વખતે કયી કયી ચોપડીઓ આયુર્વેદ વિષે જાણવુ હોય તો વાચવી જોઈએ એ પૂછતા મે સાભળ્યા હતા

પ શિવશર્માને આથી ખુબજ સતોષ થયો લાગલાગટ ત્રણ કલાક બોલવુ તો પડયુ પરતુ મદ્રાસની વાયુવેગી મુસાફરીમા તેમને દિવસમા ૨ -૨ મિટિંગમા બોલવુ પડતુ અને અમદાવાદમા ઠીક ગણેશ ન બેસે એટલે ભરુચમા પણ એવુ ન થાય એમ ધારી મે પ્રથમથી જ તેમનો પરિચય શહેરના ડોકટરો સાથે થાય તો ઠીક એમ ધારી આ પ્રસંગ ગોઠવ્યો હતો અને મને પણ કહેતા આનદ થાય છે કે પ શિવશર્માજીને અગ્રેજી ભાષા ઉપર ઘણો સરસ કાબુ છે મનોગત ભાવોને પ્રદર્શિત કરવાની કલા છે આયુર્વેદ માટે ખૂબજ અભિમાન છે એટલે હ્રદયથી બોલી પણ શકે છે એમની આકૃતિજ એમના શુદ્ધાંનું કથન કરવા બસ છે વિશાળ ભાલપ્રદેશ તીણુ નાક તેજસ્વી આખો પ જવાહરલાલ જેવો ચહેરો સાદાઈ—આ બધા સાથે અગ્રેજી ભાષા ઉપરનો કાબુ એટલે વ્યક્તિત્વ ઠીક ઠીક ઓપી નીકળે છે

રાત્રે ૧૧ ની ટ્રેનમા તેઓ સુરત માટે વિદાય થયા સુરતમા શુ થયુ તે હુ જાણતો નથી પ શિવશર્માજી ડાકટરો સમક્ષ આયુર્વેદ ઉપર બોલે એવો બંદોબસ્ત સર્વત્ર થઇ શકે તો સારુ વૈદ્યો કરતા ડાકટરોને આયુર્વેદ વિષે સમજાવવાની ઘણી જરૂર છે એમ તેઓ કહેતા પણ હતા

ભરુચ મ્યુનિસિપાલિટી તરફથી પ શિવશર્માજીને માનપત્ર આપવાની ચળવળ ઉપાડેલી હતી પરતુ અગ્રેજ અદરની પાર્ટીઓને લઈને પૂરતા મતોના અભાવે તેમ થઇ શકયુ નહિ એ માટે જિલ્લાના વૈદ્યોને લાગી તો આવ્યુ જ પરતુ જે થયુ તે ઠીક થયુ એવો સતોષ સૌ વૈદ્યરાજોને થયો શિવશર્માજીને પણ ભરુચના પ્રોગામ રુચ્યો તેઓ કામમા માને છ અને નવરા બેસી રહેવાનું તેમને પસદ નથી ગુજરાતનો પ્રોગામ તેમની આ મનોવૃત્તિને ધ્યાનમા લઈ યોજવામાં આવ્યો હોત તો ગુજરાત વિષે તેઓ સારી છાપ લઈને જાત મારી મદ્રાસમા રાત્રે ૨ અને ૩ વાગે તેમણે ૨ થી વૈદ્યો (આ પ્રાન્ત ખાસ કરીને) આગળ ભાષણ કર્યા છે એટલે એ ઉત્સાહના દર્શનો ગાંધીજીના ગુજરાતમા તેમને જોવા ન મળ્યા એટલે ગુજરાતના સ્વદેશીપણાની તેમની ઉપર સારી છાપ ન પડી હોય એ બનવા જોગ છે

પ શિવશર્માજીના આગમન પછી ડાકટરો સમક્ષ તે બોલ્યા પછી મને એમ લાગે છે કે કર્નલ શ્રીનિવાસમૂર્તિ જેવા પ્રતિભા-સપન્ન ઉભય વિદ્યાઓના પારગત ડૉક્ટર આયુર્વેદની સમ્માન-યાત્રા નિખિલ ભારતમાં લે અને આપણા ડૉકટરો જેમને સર જ્યાંત

કહ્યા છે mind-born sons of England કહ્યા છે—તેમની સમક્ષ આયુર્વેદ હાલ પ્રગટ કરે તો હાલ ડૉક્ટરોને મન આયુર્વેદ જાણે પ્રાચીન કાલીન ફૉસીલ હોય એમ છે તે વિચાર બદલાય અને એના અભ્યાસ તરફ આકર્ષાય આપણો ડૉક્ટર વર્ગ તીક્ષ્ણ બુદ્ધિશાળી છે અને તેમના ભેજામાં જો આપણે આયુર્વેદના સિદ્ધાંતો ઉતારી શકીએ---અને જરૂર ઉતારી શકે એમ હું માનું છું---તો હાલ જે અતડાપણું અને વધુતાગ્રથિ જણાય છે તે અદશ્ય થઇ જાય ડૉક્ટરો અને વૈદ્યો વધુ પાસે આવે અને સમાનભાવે ભેગા રહી માનવતાની સેવા કરે

પ શિવશર્મા ડૉક્ટરીવાડાના નથી એટલે ડૉક્ટરો તેમની સાથે મળવા માટે આતુર હોય તો નવાઇ નહિ એટલે જો શ્રીનિવાસ મૂર્તિ જેવા એમનાજ વાડાના વિદ્વાન આવી સરકાર-યાત્રા માથે લે તો આયુર્વેદનો સમ્યક્ પ્રચાર થાય એમ હુ માનું છુ નિખિલ ભારતવર્ષીય આયુર્વેદ મહાસમ્મેલનને આવા વિદ્વાનની સેવાઓ માટે માગણી કરવી જોઈએ ડૉક્ટરો ભારે orthodox પ્રાણિઓ છે એટલે એમના અમેધ્યવાડામાં શિવશર્માજી જેવા વૈદ્યને પેસતા અડચણ નડે છે આટલુ પ્રસંગોપાત્ત

ગૂર્જગતની યાત્રા ( નિ ભા ન ના પ્રમુખની ) વિષે તમો લખશો તો ખગતે ? સાભળ્યુ છે કે તે મહેસાણા પાટણ ભાવનગર રાજકોટ ગોંડલ વગેરે સ્થળોએ જવાના છે નડિયાદ પણ જવાના હતા

બા ગ વૈદ્ય

---

# શ્રી લક્ષ્મીરામ સ્વામીનુ શોકજનક અવસાન

ઇ સ ૧૯ ૮ ના જુલાઈની દશમી તારીખે આયુર્વેદમાર્તંડ પ્રાણાચાર્ય વૈદ્યરત્ન શ્રી લક્ષ્મીરામ સ્વામીજીનુ અવસાન થવાના ખબરથી આખા ભારતવર્ષની વૈદ્ય જનતામા ભારે શોકની લાગણી ફેલાઈ ગઈ અને સ્થળે સ્થળે શોક સભાઓ પણ થઈ ગઈ

શ્રી લક્ષ્મીરામ સ્વામીજીનો જન્મ જયપુર રાજ્યના માગિયાવાસ નામના એક નાનકડા ગામમા બુરજી નામના એક પ્રતિષ્ઠિત ગૌડ બ્રાહ્મણને ઘેર સં ૧૯૨૮ ની શ્રાવણ શુક્લ છઠ્ઠે થયો હતો બાળકપણમાજ તેઓની હુશીઆરી દેખાતી હતી પાચ વર્ષની ઉમ્મરે આ બાળકને એની માતા સાથે જયપુર આવવાનો પ્રસગ આવ્યો જયપુરમા યોગિરાજ શ્રિ વર્દાદૂપથી મહાત્મા ચ ન દાસજી આ બાળકને જોઈ ને ખુશી થઈ ગયા તેઓ બાળક લક્ષ્મીરામજીને તથા એની માતાને પોતાની સાથે પોતાને ઘેર તેડી ગયા અને આઠ દિવસ સુધી વેદાન્ત વાક્યોના ઉપદેશથી સમજાવીને માતાને એકલી ઘેર મોકલી અને બાળકને પોતાની પાસે રાખી લીધો એ પછી સે દૌ સ્વામી ચ ન દાસે બાળક લક્ષ્મીરામ સ્વામીને દાદૂપથની દીક્ષા આપી સાત વરસની ઉમ્મરે આ બાળકે સસ્કૃત શીખવાનુ શરૂ કર્યું સમે વરસે સ્વામી ચ દનદાસજીએ આને પોતાના પટ્ટશિષ્ય તરીકે જાહેર કર્યા અને પોતાના શિષ્ય સ્વામી ગોવર્ધન દાસજીને માથે આ બાળકની દેખરેખ તથા કેળવણીનો ભાર નાખી પોતે સ્વર્ગવાસી થયા વિ સ ૧૯૪૫ મા વ્યાકરણાદિ ભણવા માટે જયપુર રાજ્યીર

સંસ્કૃત વિદ્યાલયમાં પોતે દાખલ થયા અને સોળ વર્ષની ઉમ્મરે પ્રવેશિકા પરીક્ષા પાસ કરી સં ૧૯૮૭ માં કવિરાજ ભટ્ટ શ્રી કૃષ્ણરામજી શર્મા પાસે પોતે આયુર્વેદનો અભ્યાસ શરૂ કર્યો અને બે વર્ષ પછી ઉપાધ્યાય પરીક્ષામાં પહેલે નંબરે ઉત્તીર્ણ થયા આ અરસામાં લક્ષ્મીરામજીને ગૃહસ્થાશ્રમમાં નાખવાનો લોકોએ વિશેષ શ્રમ કર્યો પણ વ્યર્થ ગયો આ પછી બે વરસે ભિષક્ પરીક્ષા પસાર કરી એમાં પ્રથમ આવવાથી ભટ્ટજીએ તેઓના ઘણાં વખાણ કર્યાં આ પછી તેઓએ રાજકીય વિદ્યાલયની ઉંચી શાસ્ત્રી પરીક્ષા પણ પાસ કરી છતાં તેઓની જ્ઞાનપિપાસા શાન્ત ન થઈ એટલે તેઓએ પ્રિન્સિપાલને અરજી કરી અને આ વિદ્યાર્થીની ઉત્કટ ઉત્કંઠા તથા અસાધારણ બુદ્ધિ જોઈને પ્રીન્સિપાલે આચાર્યકક્ષા ઉઘાડી લક્ષ્મીરામજીએ સહેલાઈથી આચાર્ય પરીક્ષા પણ પાસ કરી ગુરૂજી આ વિદ્યાર્થીની તીવ્ર પ્રતિભાને જોઈને ઘણા પ્રસન્ન થઈને તેઓને વારંવાર આચાર્ય કહીને બોલાવવા લાગ્યા આ રીતે જયપુર વિદ્યાલયનું અધ્યયન પૂરૂં કર્યા પછી સ્વામી લક્ષ્મીરામજીએ ગુરૂ દક્ષિણા માટે ગુરૂને ઘણો આગ્રહ કર્યો ત્યારે ગુરૂએ પોતે લખેલા પ્રયોગોને ક્રમબદ્ધ લખી નાખવા આજ્ઞા કરી સ્વામીજીના ગુરૂ શ્રીકૃષ્ણરામ શર્માએ જ બધી નોંધ તો લખી રાખી હશે એમ લાગે છે લક્ષ્મીરામજીએ એને સંકલિત કરી તે ઉપર ટિપ્પણીઓ લખી અને સિદ્ધભેષજ મણિમાલા નામથી એ ગ્રંથ છપાવવા પણ માંડ્યો પરંતુ એ ગ્રંથ પૂરો છપાઈ રહ્યા પહેલા કૃષ્ણરામ ભટ્ટનો દેહાન્ત થઈ ગયો અને સ્વામી લક્ષ્મીરામજી ગુરૂને સ્થાને જયપુર રાજકીય સંસ્કૃત વિદ્યાલયમાં આયુર્વેદના અધ્યાપક નીમાયા પછી તો એમણે આયુર્વેદ ભણાવવાના કામ સાથે ચિકિત્સાનું કામ પણ શરૂ કર્યું

થોડા વખતમાં સ્વામી લક્ષ્મીરામજીની વૈદ્ય તરીકેની ખ્યાતિ ખૂબ ફેલાઈ ગઈ છતાં બંગાળામાં આયુર્વેદના ઉત્તમ વિદ્વાનો છે એવું સાંભળેલું હોવાથી સ્વામીજી થોડો વખત કલકત્તા જઈને એ વખતના પ્રખ્યાત કવિરાજ શ્રી દ્વારકાનાથસેન પાસે વિદ્યાર્થી તરીકે રહ્યા અને એ ગુરૂએ સ્વામીજીની યોગ્યતા જોઈને એમને વૈદ્યરત્નની પદવી આપી

સ્વામી લક્ષ્મીરામજીએ કલકત્તેથી પાછા આવ્યા પછી આયુર્વેદના અધ્યાપનનું તથા ચિકિત્સાનું કામ ચાલુ કર્યું ધીમે ધીમે એમની વિદ્યાની તથા ચિકિત્સા કુશળતાની ખ્યાતિ ખૂબ ફેલાઈ ગઈ ખાસ કરીને રાજસ્થાનમાં જયપુરના મહારાજાના તેઓ રાજવૈદ્ય હતા જ પણ બીકાનેર બુંદી જોધપુર ગ્વાલિયર કિશનગઢ અલવર વગેરે રાજાઓના પણ તેઓ માનીતા ચિકિત્સક હતા સાંભળવા પ્રમાણે પાંચસો રૂપિયા રોજની ફી આપીને પણ રાજાઓ તેઓને વારંવાર બોલાવતા એક રીતે જોતાં તેઓ રાજસ્થાનના રાજાઓના વૈદ્ય હતા રાજાઓ પાસેથી જ તેમને પુષ્કળ પૈસો મળ્યો હતો છતાં ગરીબોની તેઓએ ઉપેક્ષા કરી નથી જેટલા પ્રેમથી તેઓ રાજાઓની દવા કરતા તેટલા પ્રેમથી તેઓ ગરીબોની દવા કરતા અને ગરીબોની સેવા માટે જ એમણે ધર્માર્થ ધન્વન્તરિ ઔષધાલયની સં ૧૯૭૬ માં સ્થાપના કરી હતી હાલમાં આ ઔષધાલયમાં પાંચ વિભાગ છે (૧) ધર્માદા વાખાનું જેમાં સર્વ પ્રકારના રોગીઓની મફત ચિકિત્સા થાય છે (૨) ઔષધ બનાવવાનું ખાતું જેમાં સર્વ પ્રકારના ઔષધો ઉત્તમ શાસ્ત્રીય રીતે તૈયાર થાય છે અને યોગ્ય કિંમતથી વેચાય પણ છે (૩) આતુરાલય જેમાં અત્યંત ગરીબ દરદીઓને મફત રાખવામાં આવે છે અને વિદ્યાર્થીઓને

રોગોનું પ્રત્યક્ષ જ્ઞાન આપવામાં પણ એનો ઉપયોગ થાય છે (૪) પ્રયોગશાળા અને પ્રદર્શિની—પ્રયોગશાળામાં વિદ્યાર્થીઓને મળ મૂત્ર કફ રક્ત વગેરેની પરીક્ષા શીખવવામાં આવે છે અને પ્રદર્શિનીમાં અસ્થિપંજર શારીરચિત્રો મોડલ તેમજ રસ ઉપરસ વનસ્પતિ વગેરેના નમુનાઓ રાખેલા છે જેથી વિદ્યાર્થીઓને પ્રત્યક્ષ જ્ઞાન આપવામાં મદદ થાય છે (૫) પુસ્તકાલય જેમાં આયુર્વેદીય તથા ચિકિત્સા સંબંધી ઘણા ઉપયોગી પુસ્તકોનો સંગ્રહ છે આ ઔષધાલયની વ્યવસ્થા એક ટ્રસ્ટને સોંપેલી છે

સ્વામીજીની બીજી ઈચ્છા દાક્ષમહાલય માટે જેમાં મફત શિક્ષણ અપાય એવું એક મહાવિદ્યાલય સ્થાપવાની હતી વિદ્યાર્થીઓને ભોજન વસ્ત્રાદિ પણ સંસ્થા તરફથી પૂરા પાડવામાં આવે એવી એમની ઈચ્છા હતી સં ૧૯૭૭ માં એમની આ ઈચ્છા પૂરી થઈ તેઓએ સંપ્રદાયના સાધુઓની તથા અગ્રેસરોની સલાહ લઈ નગીના શહેરમાં દાદુ મહાવિદ્યાલયની સ્થાપના કરી આ સંસ્થા પાસે દાનમાં સીત્તેર હજાર રૂપિયા છે જેમાં રૂ દસ હજાર સ્વામીજીના છે આ વિદ્યાલયની કાર્યકારિણી સભાના પોતે સભાપતિ હતા પણ આટલું કર્યાથી સ્વામીજીને સંતોષ નહોતો થયો તેથી છેવટ સં ૧૯૮૮ માં એક ટ્રસ્ટ કરી એક લાખ દશ હજાર રૂપિયાની સરકારી જામીનગીરીઓ અને લગભગ પોણા બે લાખની કિંમતના મકાન બગીચા વગેરે એ ટ્રસ્ટને સોંપી દીધું આ સરકારી જામીનગીરીઓનું વ્યાજ તથા દુકાનો વગેરેનું ભાડું મળી કુલ રૂ સાત હજારની વાર્ષિક આવક છે જેમાંથી સ્વામી મહારાજની ઈચ્છાનુસાર ઔષધાલય આતુરાલય (ઇસ્પીતાલ) અને વિદ્યાલયનું ચાલુ ખર્ચ નિર્ધન વિદ્યાર્થીઓને મદદ દાદૂસંપ્રદાયના તથા આયુર્વેદના ગ્રંથોનું પ્રકાશન વગેરે ધર્મના તથા વિદ્યાના અનેક કાર્યો થાય છે

સ્વામી લક્ષ્મીરામજીએ આયુર્વેદ દ્વારા જ આ બધો પૈસો મેળવ્યો હતો અને આયુર્વેદની ઉન્નતિ એમને પરમ અભીષ્ટ હતી એટલે એમણે ટ્રસ્ટને વીશ હજાર રૂપિયા તો આયુર્વેદ સંબંધી નવીન પુસ્તકો રચનારને પારિતોષિક વગેરે આપવાના તથા અમુદ્રિત પ્રાચીન અર્વાચીન પુસ્તકો છપાવવાના ઉદ્દેશથી જ આપ્યા છે આ ટ્રસ્ટની ગ્રંથમાળાનું પહેલું પુસ્તક શ્રીચક્રપાણિ દત્તવિરચિત ભાનુમતી વ્યાખ્યા સાથે સુશ્રુતનું સૂત્રસ્થાન હમણાં જ બહાર પડ્યું છે [illegible] માંદગીમાં સ્વામીજીએ પહેલી તૈયાર નકલ જોઈ હતી

સ્વામી લક્ષ્મીરામજીની આયુર્વેદ પારંગતતા ભારત-વિખ્યાત હતી સં. ૧૯૭૨માં ભરાયેલા છઠ્ઠા નિ ભા વૈદ્યસંમેલનના તેઓ સભાપતિ ચુંટાયા હતા પ્રમુખ તરીકે એમણે આપેલા ભાષણમાં આયુર્વેદના મૌલિક વિચારોની ગંભીર અને સૂક્ષ્મ ચર્ચા છે અને એની સંસ્કૃત ભાષા પણ પ્રૌઢ રમણીય છે નિ ભા વૈદ્યસંમેલનના સ્વામીજી પહેલેથી એક સ્તંભરૂપ હતા વૈદ્યસંમેલનની ઉન્નતિ માટે સતત પ્રયત્ન કરનારા આયુર્વેદમાર્તંડ યાદવજી ત્રિકમજી આચાર્ય મહામહોપાધ્યાય કવિરાજ ગણનાથસેન આદિ જે થોડા ભારતવિખ્યાત વૈદ્યો છે તેમાંના એક સ્વામી લક્ષ્મીરામજી પણ હતા પોતાની તબિયત સ્વસ્થ હતી ત્યાં સુધી તેઓ લગભગ દરેક વૈદ્યસંમેલનમાં હાજરી આપતા [illegible]ના સુરતના વૈદ્યસંમેલનમાં પણ તેઓ હાજર થયા હતા સ્વામીજીએ મોકળુ અ ભા વૈદ્યસંમેલન જયપુરમાં ભરાયું હતું જે વખતે ભારતભૂષણ મદનમોહન માલવીયજી સભાપતિ ચુંટાયા હતા

સ્વામીજી આ ભા આયુર્વેદ મહામંડળના મગક્ષમ મસ્ય હતા અને વિદ્યાપીઠની પરીક્ષાઓમા પરીક્ષક હતા એ ઉપ ાત હિ દુ વિશ્વવિદ્યાલય (બનારસ) આયુર્વેદિક કૉલેજ ગુરુકુળ (હરદ્વાર) ડી એ વી આયુર્વેદ કૉલેજ (લાહોર) વગેરેના પણ વર્ષો સુધી પરીક્ષક હતા સ્વામીજી પૂરા મહાત્મા હતા એમની સાધુતા સર્વ વ્યાપી હતી તેઓ સૌ ઉપર સમાન ભાવના રાખતા રોગીઓ વિદ્યાલયના કર્મચારીઓ પંડિતો અને પંડિત મ ચો સધર્મીઓ તથા વિધર્મીઓ રા ત્યના અધિકારીઓ સાધુ એ સસ્થાઓના સદસ્યો પડોશીઓ તથા સાધારણ પરિચિતો બધા એમને પોતાના નિકટ સબધી સમજતા

સ્વામીજી સ્વભાવે સાત્ત્વિક હતા અને એજ કારણથી કેટલીક વાર તપી જતા પણ રોગીઓ ઉપર કોઈ વખત ક્રોધ નહોતા કરતા એમની વૈદ્યકમા કુશળતા સાથે ઉ ારતાનો એક દાખલો નીચે આપવામા આવે છે

સ્વામીજીના પ્રથમ શિષ્ય દુર્ગાપ્રસા જી બિસ્માચાર્યના પગમા વ્રણ થયુ હતુ અને એ એવુ વધ્યુ કે પગ કપાવી નાખવો પડશે એવુ નક્કી થયુ એટલે તેમને ઇસ્પિતાલમા લઈ જવામા આવ્યા આ સમાચાર સ્વામીજીના સાભળવામા આવતા તેઓ તરત ઇસ્પિતાલે ગયા અને ત્યા જઈને જોયુ તો પગ કાપવા માટે દાક્તર હથીઆરો તૈયાર કરતા હતા સ્વામીજીએ દાક્તરને કહ્યુ કે તમે આ ઠ દિવસ પગ કાપવાનુ મુલતવી રાખો કાંઈ ફાયદો ન દેખાય તો ખુશીથી પગ કાપશો દાક્તરસાહેબે કબુલ કર્યું પછી તેઓએ માર્ઇક એવી દવા આપી કે તેજ સપ્તાહથી ફાયદો થવા માંડ્યો અને પછી પગ કપાવવા જરૂર જ ન પડી

સ્વામીજી મિતભાષી હતા ટુ કામા જ માગ્યુક્ત ઉત્તર આપતા સંમેલનની બેઠકોમાં એમનો આ ગુણ જોવો હતો તેઓ પોતાની ચિકિત્સાના મહિ વખાણ ન કરતા જે કંઈ કરે છે તે ઈશ્વર કરે છે એમ કહેતા

સ્વામીજી ઈશ્વ ભક્ત હતા તેઓને તીર્થાટનનો પ્રેમ હતો તેઓએ દ્વારકા બદરીનાથ રામેશ્વર વગેરે તીર્થોની યાત્રા કરી હતી

પોતાની સાઠ વર્ષની ઉમ્મર થતાં સ ૧૯૯૦મા સ્વામીજીએ જયપુરની રાજકીય સસ્કૃત કૉલેજના આયુર્વેદ વિભાગના પ્રધાનાધ્યાપક પદનો છત્રીસ વર્ષ એ પદ શોભાવ્યા પછી ત્યાગ કર્યો શેષ જીવન ભગવદ્ભજનમા વ્યતીત કરવાના નિશ્ચયથી એકાતમા રહેતા હતા કૉલેજમાથી નિવૃત્ત થયા તે દિવસે એમને અભિનંદન આપવા માટે એક વિશાળ સભા ભરવામા આવી હતી જેમા સસ્કૃત વિદ્વાનો પ્રસિદ્ધ વૈદ્યો રાજ સામતો નાગરિકો અને વિદ્યાર્થીઓએ મોટી સખ્યામા હાજરી આપી હતી એ પ્રસંગે સસ્કૃત લ વલીો સ્વામીજીના ચરિત્રવાળો વિશેષાંક પણ નીકળ્યો હતો

છેલ્લા થોડા દિવસથી સ્વામીજીની તબીયત સારી નહોતી મુબઈથી વૈદ્યરાજ ત્ર ત્રિ મજી આચાર્ય ખાસ જોવા ગયા હતા

શ્રી લક્ષ્મીરામ સ્વામીના જવાથી પ્રાચીન પ્રણાલિકામા તૈયાર થયેલા ભારતીય વિખ્યાતિવાળા પ્રથમ પંક્તિના શ્રેષ્ઠ વૈદ્યોમાથી એક સમય ચાલ્યો ગયો એનુ સ્થાન પુરાવાનો સભવ નથી એ જાતના નવા વૈદ્યો તો હવે થવાના જ નથી પ્રાચીન ગ્રન્થોના હાર્દ

સ્વામીજીને તનસ્પર્શી જ્ઞાન હતું ભવિષ્યના વૈદ્યો બીજું ઘણું શીખશે એ ઠીક માનું છું પણ ચરક સુશ્રુતનું એવું ગૂઢ જ્ઞાન મેળવી શકશે?

સ્વામીજીનો વિદ્યાવેલો ઉચ્છિન્ન ન થઈ જાય એ દૃષ્ટિ તો છે જ પરમાત્મા શક્ય કરે એવી પ્રાર્થના છે

(વૈદ્યસમેલન પત્રિકા જુલાઈ ૧૯૩૮મા છપાયેલ નોંધ ઉપરથી)

---

# મુંબઈના ૨૮મા નિ ભા વૈદ્ય સમેલનના સભાપતિ ૫ શિવશર્માનુ અભિભાષણ

[ એપ્રિલ અંકના પૃ ૧૨ થી આગળ ]

અનુવાદ કર્તા–વૈદ્ય વાસુદેવ મૂળશંકર દ્વિવેદી

વાત એમ છે કે જો કે શારીરિક વ્યાધિઓ મુખ્યત્વે કરી વૈષમ્ય સાથે જ સબંધ રાખે છે તો પણ વ્યવહારમા કેટલીક એવી ઘટનાઓ ઉપસ્થિત થાય છે કે ત્યા સર્જરીની જરૂર પડે છે માણસમા દોષની સમાનતા ભલે ગમે તેટલી આરોગ્યરૂપ હોય છતા પણ તલવારના ઘાથી કે પડતા ઘર નીચે દબાવાથી તે બચી શકતો નથી

વ્યાધિનુ સર્વાંગ સંપૂર્ણ લક્ષણ સુશ્રુતે નીચે મુજબ કહ્યુ છે--

तद् दुःखसंयोगा व्याधय उच्यन्ते ।

અર્થાત્ માણસને જે દુ:ખ દે તેજ વ્યાધિ ગણાય આગન્તુક શારીરિક માનસિક એમ વ્યાધિના ચાર વિભાગ કરવામા આવ્યા છે

સર્પ વૃશ્ચિક કે શ્વાનનું કરડવુ બાણ વગેરે શલ્યથી પીડાવુ અથવા પડી જવાથી ચોટ લાગવી–આવુ આવુ જે પુરૂષને થાય તે આગન્તુક વ્યાધિથી પીડાય છે એમ ગણવુ

દોષોની વૃદ્ધિ અને હ્રાસ થવાથી કેવા પ્રકારે શારીરિક અને માનસિક વ્યાધિઓ ઉદ્ભવે છે? તે આપણે પ્રથમ કહી ગયા છીએ જન્મ મરણ જરા વગેરે સ્વાભાવિક વ્યાધિઓ છે તે અતિગંભીર અને દાર્શનિક વિષય છે તેનું વિવેચન અત્રે અનાવશ્યક છે

આગન્તુક વ્યાધિ શરીરમા પ્રવેશવાની સાથે જ દોષાનુસાર શરીરમા તેની વ્યાપ્તિ શરૂ થાય છે પ્રાય આગન્તુક વિષ ત્રિદોષ પ્રકોપક ગણાય છે છતા પણ તેમા તેના એ દોષનુ પ્રાધાન્ય તો હોય જ છે આ પ્રમાણે સાધારણ જખમો પણ પોત પોતાના પ્રધાન દોષોના લક્ષણો વ્યક્ત કરે છે અંગ કાપી નાખવુ દાહ ચિકિત્સા–( અગ્નિ ક્ષાર કે વીજળીથી ) બાધવુ વગેરે સ્થાનિક અને તાત્કાલિક ક્રિયાઓ સફળ ન થાય તો ત્રિદોષ ચિકિત્સાનો આશ્રય લેવો પડે છે

અહીં એક નવીન પ્રશ્ન ઉદ્ભવે છે કે રોગની નૈસર્ગિક સંપ્રાપ્તિમા કીટાણુવાદનું સ્થાન ક્યા છે?

કીટાણુવાદ કાંઈ કલ્પના માત્ર નથી સૂક્ષ્મ દર્શક યત્રની નીચે મેનેન્જિયલ ભગન્દર ફરીનાઈનના બિન્દુનું એક ટીપુ નાખીને જોઈએ તો તે સત્વર ભરી ભરેલો માલુમ

પડે કોઈ મનુષ્યના લોહીમાં મેલેરિયાનાં કીટાણુઓ દાખલ કરવામાં આવે તો તેને મેલેરિયા થાય છે જો તેને ક્વીનીન ખવરાવીએ કે ઇ જેકશન દ્વારા આપીએ તો રોગી મેલેરિયાથી મુક્ત થાય છે આ સર્વ પ્રત્યક્ષ પ્રમાણો છે તો પછી આયુર્વેદ કીટાણુ સિદ્ધાંતથી વિમુખ કેમ રહે છે ? અને રોગીને એવા ઔષધો કેમ આપ્યે જાય છે કે જેથી રોગીના કીટાણુઓનો કદીયે ધ્વંસ થાય નહીં ?

આ પ્રશ્નનો ઉત્તર વૈદ્યસમાજ દે છે તે આપ ધ્યાનથી સાંભળજો—

કીટાણુઓના અસ્તિત્વ વિષે આયુર્વેદિક ચિકિત્સકોએ કદી પણ ઈન્કાર કર્યો નથી જો ડૉ રૂડાલ્ફ હનને મરેલ માલ નિર્જીવને માન્ય રાખીયે તો પણ ક્રાઈસ્ટના જન્મથી છસો વર્ષો પૂર્વે ભારતીય ચિકિત્સકો સ્પષ્ટ રીતે કીટાણુઓને કેટલાયે વ્યાધિઓના કારણરૂપ માનતા હતા કીટાણુઓ સૂક્ષ્મ હોવાથી જોઈ શકાતા નથી (सौक्ष्म्यादृदर्शनाः) એવું ચરકનું કથન છે વાગ્ભટ્ટ કહે છે કે તેઓ અપાદ ( without limbs ) અણુ ( Unicellular ) અને અદૃશ્ય ( Invisible) છે

કેટલાક ચેપીરોગો કઈ રીતે ફેલાય છે ? તેનું વર્ણન સુશ્રુત નીચે પ્રમાણે આપે છે જુઓ —

प्रसंगात गात्र संस्पर्शात् निःश्वासात् सहभोजनात् ।

सहशय्यासनाच्चापि वस्त्रमाल्यानुलेपनात् ॥

कुष्ठं ज्वरश्च शोषश्च नेत्राभिष्यंद एव च ।

औपसर्गिकरोगाश्च संक्रामन्ति नरान्नरम् ॥

ભાવાર્થ—સહવાસથી શરીરના બહુ સ્પર્શથી નિશ્વાસથી એક જ પાત્રમાં જમવાથી એક જ શય્યામાં સુવાથી એક જ આસને બેસવાથી ચેપગ્રસ્ત વસ્ત્રો પુષ્પો અને અનુલેપન ( cosmetics ) ના ઉપયોગથી કોઢ ( લોહી અને ચામડીના દરદો ) વિવિધ જ્વરો ક્ષયરોગ નેત્રરોગ અને બીજા કેટલાયે ઔપસર્ગિક ( ફેલાવવાવાળા ) રોગો એક મનુષ્યથી બીજામાં સંક્રમણ કરે છે

આપણે માનવું પડશે કે—પ્રાચીન ગ્રંથોમાં એક એક વ્યાધિના એક એક કીટાણુને અલગ કરવાનું પ્રમાણ મળતું નથી અને આવો પૃથક્ નિર્દેશ મળશે પણ નહીં એમ હું માનું છું કારણ કે આધુનિક પાશ્ચાત્ય પંડિતો કીટાણુઓને જેટલું ઉચ્ચ સ્થાન આપે છે તેટલો આદર પ્રાચ્યપંડિતોએ કીટાણુવાદને આપેલ નથી વ્યાધિકારણ વિજ્ઞાનમાં તેઓએ કીટાણુઓને નહીં માનતા ત્રિદોષસિદ્ધાંતનું અનુસરણ કર્યું એ નિમ્નલિખિત દલીલોથી સ્પષ્ટ થશે

(૧) પ્રત્યેક વ્યાધિનું કારણ કીટાણુઓ હોતા નથી એજ સિદ્ધાંત એમ જણાવે કે જે બીજા સહાય વિના સ્વયંસ સર્વ વ્યાધિઓની વ્યાખ્યા કરીને વૈજ્ઞાનિકોને સંતોષી શકે ત્રિદોષ સિદ્ધાંત બરાબર આને મળતા જ છે

---

* The fact that medicine is becoming so complex implies that it is being pursued on wrong lines for a subject which is based on natural laws becomes better known what is considered progress because it does not make for Simplification—Sir James Mackenzie—in— The Nature of Medicine

૧૯૨૦ ના જાનુઆરીની ૨૪ મીના ટાઈમ્સમા સરજેમ્સ મૅકે શ્રી કહે છે કે —

Our present day classification of disease in the living is based on the morbid anatony of the dead and the idea has sprung up in consequence that ailments can be classified according to gross structual changes such as can be seen in post mortem Vast number of the patients howere have ailments which cannot be classified there is as yet no structural change the signs of disease are distressful sensations when these syptoms are gathered together they are found to show a disturbance of so many different organs rhat the conclusion is forced that there is a common cau e which upsets the balance of the different organs and sumptoms

ભાવાર્થ—જીવ ત દેહના વ્યાધિનુ વર્ગી ણ હાલમા આપણે મૃતદેહના વિકૃત શારીર વિજ્ઞાનના આધાર પર કરીએ છીએ અને મૃતદેહમા નજરે પડતા શારીરિક પરિવર્તન અનુસાર વ્યાધિનું વર્ગીકરણ કરવુ જોઈએ એવો ભ્રમાત્મક વિચાર ફેલાવા પામ્યો છે પરન્તુ અસખ્ય રોગીયોના વ્યાધિઓની આ પ્રમાણે વહેચણી કરી શકાતી નથી કારણ કે ત્યા સુધી તેનામા કાઇ શારીરિક પરિવર્તન થયુ હોતુ નથી રોગી ફક્ત દુ ખનો અનુભવ કરે છે જો ભિન્ન ભિન્ન અવયવોના ભિન્ન ભિ ન લક્ષણો એકત્રિત કરીએ તો આપણે માનવુ પડશે કે—કોઈ સાધારણ સર્વગત સિદ્ધા ત જ રોગનુ કારણ છે કે જે મ ડલો (અવયવો) અને લક્ષણોની સામ્યવસ્થાને વિષમ બનાવી દે છે

(૨) ક્ષય જેવા કેટલાક ભીષણ રોગોના કીટાણુ સ્વસ્થ પુરૂષના શરીરમા પણ મા લુમ પડે છે પાશ્ચાત્ય મતાનુસાર કેટલાયે કીટાણુઓ શારીરિક ક્રિયાઓના સહાયક મનાય છે પર તુ જ્યારે કોઇપણ રોગની ઉ પત્તિ થાય છે ત્યારે આજ સહયોગી કીટાણુઓ શરીરના શત્રુઓ બની જાય છે અને નુકસાન કરે છે આ મત વૈદ્યોને માન્ય નથી પ્રથમ તો જે કીટાણુઓ શરીરમા સ્વસ્થ સ્થિતિમા રહેતા હોય તે સ્વય વ્યાધિનું કારણ બની શકે જ નહીં જો કોઇ અન્ય ક્રિયાદ્વારા તેઓ રોગના સહાયક બની જાય તો તે પહેલી ક્રિયાને જ રોગનું પ્રધાન કારણ માનવુ જોઈએ

(૩) જો કોઈ એક સ્થાનપર કોઇ દારૂણ સંક્રામક રોગ ચાલતો હોય તો તે સ્થળના સઘળા લોકોને તે રોગ લાગુ પડતો નથી એક જ ઘરમા સાથે સાથે એકત્ર રહેનારાં સ્ત્રી

---

ભાવાર્થ—પાશ્ચા ય ચિકિત્સા શાસ્ત્ર પ્રતિદિન વધારે સ કીર્ણ બનતુ જાય છે એથી એવી પ્રતીતિ થાય છે કે તે સમુન્નતિ અને સત્યના મા ર્ગથી ભ્રષ્ટ થઈ રહ્યું છે કારણ કે જે વિષય પ્રાકૃત નિયમોને અનુસરે તે સરલ હોય છે અને જેમ જેમ નિયમો સ્પ ષ્ટ હોય છે તેમ તેમ તેનું અવલોકન પણ સરળ બને છે ચિકિત્સા શાસ્ત્રમા જેને હાલ ઉન્નતિ કહેવામા આવે છે તે ઉન્નતિ નથી કારણ કે સરળતાની દિશામા તેની પ્રગતિ નથી

The Future of Med cine —મા સર જેમ્સ મેકે શ્રી

પુરુષોમાંથી કોઇ એક ચેપી રોગ હૃષ્ટપુષ્ટ અને બળવાન્ વ્યક્તિને લાગુ થઇ તેનું મૃત્યુ નિપજાવે છે અને ચિરકાળથી રોગ ગ્રસ્ત દુર્બલ અને મૃતપ્રાય વ્યક્તિ તેથી મુક્ત રહી જવા પામે છે આનું શું કારણ હોઈ શકે ? તેના પ્રત્યુત્તરમાં પાશ્ચાત્યો કહે છે કે સ્વાભાવિક રોગ પ્રતિબંધક શક્તિ ( Natural immunity Idiosyncracy Anaphylaxis Complements) વિગેરે તેના કારણરૂપે હોય પરન્તુ આ ઉત્તર સ્વયમૂર્ત પ્રશ્નથી વિશેષ પ્રકાશમાન નથી જો કીટાણુઓજ રોગનું પ્રધાન કારણ હોય તો પ્રથમ તો ઘરના સર્વ સ્ત્રીપુરૂષોને તે રોગ થવો જ જોઇએ કારણ કે દૂષિત દેશ અને વાયુમંડળ સર્વને સરખો અસરકારક છે આનું આયુર્વેદિ સમાધાન સ્પષ્ટ છે—પ્રચલિત વ્યાધિમાં જે દોષનું પ્રાધાન્ય હોય તેવા જ દોષ પ્રધાન પુરુષો પર તે આક્રમણ કરશે પછી ભલે તે વ્યક્તિ બલવાન્ હોય કે દુર્બલ હોય

( ૪ ) ચોથી અને સૌથી મહાન્ આપત્તિ કીટાણુને રોગનું પ્રધાન કારણ માનીને ચિકિત્સા કરવામાં છે માનવ શરીરની પેઠે કીટાણુઓ પણ સજીવ છે અને તેના નાશ માટે યોજાયેલ દ્રવ્ય સર્વથા જીવન શક્તિનો હ્રાસ કરવા વાળુ જ હોય છે આ વિષયક અનુભવ સરળ છે જુઓ—મેલેરિયાના દશ દરદી લઈએ તેમાંના પાંચને ક્વીનીન પાવું અને બીજા પાંચને નિમ્બાદિ ચૂર્ણ કે ગુડૂચ્યાદિ ક્વાથનું સેવન કરાવવું ક્વીનીન લેનારા દરદીઓ જરૂર એક બે કે ત્રણ દિવસ વહેલા રોગમુક્ત થયેલા જણાશે પરન્તુ ગુડૂચ્યાદિ વિગેરે ચિકિત્સા પામેલા દરદીઓ અને ક્વીનીન લેનારા દરદીઓની તુલના કરીએ તો ક્વીનીન લેનારા દરદીઓમાં શ્રમ કલમ દુર્બલતા વિગેરે ક્વિનીન-વિષજ ય સિંકોનીઝમનાં લક્ષણો દેખાશે અને આયુર્વેદની ચિકિત્સા પામેલા દરદીઓમાં સ્વાસ્થ્યના સાચાં લક્ષણો માલુમ પડશે ( પ્રસન્ના મેન્દ્રિયમન: સ્વસ્થ ) ક્વિનીન અધિક માત્રામાં યોજવાથી જ સીંકોનીઝમ થાય છે એવું કાંઈ આવશ્યક નથી ઉચિત માત્રામાં કે ઉચિતથી પે ન્યૂનમાત્રામાં ક્વિનીન યોજવાથી કેટલાકને સીંકોનીઝમ જણાય છે જ્યારે ત્રિદોષ સિદ્ધાન્તાશ્રયી ચિકિત્સામાં આવો કોઈ પણ ભય કે વ્યાપત્તિ નડતાં નથી ગળોની માત્રા ભલે ગમે તેટલી હોય પણ એથી દશ ગણી માત્રા કદાચ તેને યોજાય તો કાંઈ વિશેષ હાનિ નહીં થાય દરદી સ્વસ્થ થઈ ગયા બાદ પણ જો તેનો પ્રયોગ ચાલુ રાખે તો પણ કાંઇ નુકસાન થતું નથી આખું વર્ષ ગળોના હિમનું સેવન કરે તો પરિણામે ગળોઈઝમ નહીં થાય પરંતુ આયુષ્યની વૃદ્ધિ થશે ફક્ત ક્વીનીનની બાબતમાં આમ છે એમ નહીં પણ કીટાણુનાશક સઘલ વિષૌષધિનો આવો જ વિઘ્નજનક પ્રભાવ છે

આ સ્થળે ઔષધ-સહિષ્ણુતા ( Drug-Tolerance )નો પ્રશ્ન ઉદ્ભવે છે પરન્તુ એ યાદ રાખવું જરૂરનું છે કે વાસ્તવિક રીતે કોઈપણ વ્યક્તિને એવી સહિષ્ણુતા નથ હોય કે તેનું શરીર વિષમય સહન કરી શકે શારીર અસહિષ્ણુતાના અજ્ઞાનને જ પાશ્ચાત્યો સહિષ્ણુતા સમજે છે । છે કોઇને બાલ્યાવસ્થામાં કાંઈ ચોટ ( અભિઘાત ) લાગે છે થોડો સમય તે કષ્ટ દે છે અને તજ્જન્ય પીડા શાંત થઈ જાય છે માણસ સમજે છે કે તેને બધું મટી ગયું પરંતુ કોઈ વખત વૃદ્ધાવસ્થામાં અથવા તો લાંબા મંદવાડ પછીની અશક્તિમાં તે પીડા પુનઃ દેખાય છે કારણ કે તે પીડિત અંગની સમીપના સ્વસ્થ અંગો મળસ્વભાવજન્ય દુર્બલતાને લીધે તે ક્ષતસ્થાનમાં લોહી પહોંચાડી શકતાં નથી અને

યુવાવસ્થામાં સ્વસ્થ ધાતુ માણસને લીધે પહોંચાડી શકે છે યુવાવસ્થામાં યે ક્ષતિનો ઉપસ્થિત હતી જ પણ તેના અસ્તિત્વના અજ્ઞાનને જ તેનો અભાવ માની લીધો હતો આવી જ કથા વિષની અને માદક દ્રવ્યોની છે જો તેની સાથે વિશેષ બલદાયક અને વિષનાશક આહાર વિહારની યોજના કરવામાં ન આવે તો તેની હાનિ એક જ વ્યક્તિ સુધી મર્યાદિત નહીં રહેતા તેના સમગ્ર વંશજો પર તેનો પ્રભાવ ઉતરી આવે છે વાઈસ્માન (Weisman) પેઢી દર પેઢી ઉંદરોના પૂંછડા કાપતો જ રહ્યો અને કેટલીક પેઢી સુધી પુંછડી કાપ્યા છતા એ તના બચ્ચાઓ તેટલી જ લાંબી પુંછડી વાળા જન્મતા પણ માનસિક દૌર્બલ્ય સંતતિને અવશ્ય વારસામાં મળે છે શારીરિક અંગ કપાઈ જતા સંતતિને વિકૃત અંગ ઉત્પન્ન નથી થતુ પરંતુ માનસિક વ્યાધિઓ પ્રાય સંતતિમાં ઉતરે છે ક્રાફ્ટ એબિંગ (Kraft Ebbing) કહે છે કે કોઈ નિર્બળતા વાળા રોગીને જોતા ત્યારે અવશ્ય તેના કોઈને કોઈ પૂર્વજમા તેવા વ્યાધિની ઉપસ્થિતિને શોધી કાઢતો શરીરના જ્ઞાનતંતુઓ પર વિષ યુક્ત ઔષધોનો વિશેષ પ્રભાવ છે આવી અવસ્થામાં જો કુપિત દોષને શાંત કરવાથી કીટાણુઓ સ્વય સ્વસ્થ શરીરમા રહી નહીં શકે તો પછી વિષપ્રદાન કરીને કીટાણુઓને મારવાની શી જરૂર છે ?

(૫) એનો આપણે જોઈ ગયા કે કીટાણુ સિદ્ધાન્ત સર્વ રોગોની વ્યાખ્યા કરી શકે તેમ નથી કેટલાક એવા રોગો છે કે જે કીટાણુ વિના શરીર પર આક્રમણ કરે છે પરંતુ સાથે સાથે એ પણ જોવા જેવુ છે કે કોઈપણ રોગમા કેવળ કીટાણુનાશક ચિકિત્સાથી જ ચાલતું નથી એક બાજુ કીટાણુનો નાશ કરવા માટે વિષપ્રયોગ ચાલે છે અને બીજી તરફ દોષાનુસાર ઉપકરણ તીવ્ર જ્વરમા બરફની થેલી અને શૂળમા કે પગ ઠંડા થાય ત્યારે ગરમ પાણીની બાટલીનો પ્રયોગ—એ ત્રિદોષ સિદ્ધાન્તના આશ્રયની અનિવાર્યતાના સાક્ષી ઉદાહરણ છે

આ વિષયનો બહુ વિસ્તાર નહીં કરતા એટલું જ કહેવુ પર્યાપ્ત થશે કે પ્રાચીન મહર્ષિઓએ કરેલી કીટાણુ સિદ્ધાન્તની વિસ્મૃતિ કાંઈ અજ્ઞાનને લીધે નહી પરન્તુ પોતાની સ્વેચ્છાથી જ હતી દોષ સિદ્ધાન્તની સર્વાંગ સંપૂર્ણતાથી તેઓ સંતુષ્ટ હતા આ સરળ અને વ્યાપક માર્ગ હતો આ સર્વ વ્યાપકતાની સમીક્ષા કરતા ચરક કહે છે કે—

नानौषधभूतं जगति किंचिद् द्रव्यमुपलभ्यते ।

સંસારમા કોઈપણ દ્રવ્ય એવુ નથી કે જે ઔષધ ન હોય સ્મિત વા શબ્દો, ચંક્રમણ તડકો ચાંદની તરતુ ઔષધ ભોજન વિવિધ મનોવૃત્તિઓ સારા કે ખરાબ સમાચાર આ વિવિધ ક્રિયાઓની ન્યૂનાધિકપણે એક યા બીજા દોષ પર અસર થાય છે અને જે દોષોને પ્રભાવિત કરે તેનો ઔષધ તરીકે ઉપયોગ થઈ શકે છે

પાશ્ચાત્ય ચિકિત્સા વિશેષતાને અનુસરે છે અને આયુર્વેદ સામાન્યતાને અનુસરે છે સામાન્ય (General) ચિકિત્સા પ્રણાલીમા વિશેષ (Specific) ચિકિત્સા પ્રણાલી કરતા નિમ્નલિખિત અધિક લાભ છે—

ભ્રમાત્મક રોગવિનિશ્ચય (Wrong diagnosis) હોય તોપણ કાંઈ નુકસાન થવા સંભવ નથી જો ટાઈફોઈડ જ્વર હોય અને ડૉક્ટર મલેરિયા માનીને ભૂલથી ન ઓળખી શકે અને ક્વીનીન દઈ બેસે તો બિચારા દર્દીને આપત્તિમા આવવુ પડે છે ચોક્કસ

દોષો અને અત સ્રાવોમા આ નણ ભે છે --

૧ પ્રણાલીવિહીન ગ્રથિઓ ( Ductless glands )ની જેમ નિયમિત સખ્યા જ અત સ્રાવ તૈયાર કરે છે જ્યારે શરીરના પ્રત્યે અશમાથી ત્રિદોષની ઉત્પત્તિ થઇ રહી છે

૨ શરીરનો એક પણ ભાગ એવો નથી કે જ્યા એક દોષનો નિવાસ હોય પણ દોષોનુ ( ઓછાવત્તા પ્રમાણમા ) વ્યાપકત્વ પ્રત્યેક સ્થળ પર અવશ્ય હોય છેજ પરતુ પ્રણાલીવિહીન ગ્રથિઓ પોતપોતાના સ્રાવથી પરિપ્લુત હોય છે ( એટલે આ વસ્થએ તેનુ વ્યાપકત્વ પ્રતીત થતુ નથી )

૩ દોષની સખ્યા ત્રણની જ છે જ્યારે અત સ્રાવોની સખ્યા અધિક છે અને શોધ ખોળના પરિણામે જેમ જેમ નવી નવી ગ્રથિઓ મળતી જાય છે તેમ તેમ તેના સ્રાવોની સખ્યા પણ વધતી જાય છે

એ ખાસ જોવા જેવુ છે કે જ્યા પરસ્પર દોષ અને અત સ્રાવનુ પરસ્પર સામ્ય છે ત્યા પાશ્ચાત્ય વૈજ્ઞાનિકોમા પરસ્પર મતભેદ નથી પરતુ ત્રણ દોષોમા અને અત સ્રાવોમા પરસ્પર ભેદ છે ત્યા અત સ્રાવ વિજ્ઞાનવેત્તાઓમા પણ પરસ્પર મતભેદ છે જેમકે-કેટનાક અત સ્રાવવેત્તા એમ નથી માનતા કે આ સ્રાવ કેવળ નિયમિત સખ્યામા જ વિશેષ ગ્રથિ ઓમાથી નિકળે છે ડૉ એરે ફ્રસ્ટ લખે છે કે --

At present howewer it is quite clear that the production of specific chemical agents is not con'ned to these ductless gla nds but identical chemical substances are also produced by organs obviously serving another functional purpose

ભાવાર્થ— હાલમા એ તદન સ્પષ્ટ છે કે વિશિષ્ટ રસાયનિક કર્તાઓની ઉત્પત્તિ પ્રણાલીવિહીન ગ્રથિઓ પર્યન્ત સીમિત નથી પરતુ તત્સદશ રાસાયનિક દ્રવ્ય શરીરના અન્ય અવયવો પણ બનાવે છે અને દેખાવમા કોઇ અન્ય ક્રિયાઓના સપાદનમા તે પ્રવૃત્ત હોય

( यद्दोषविसर्गो नाम शरीरप्रत्यङ्गावयवभूत )

શરીરનો પ્રત્યેક અશ દોષોનુ વિસર્જન કરી રહેલ છે એ સિદ્ધાતનુ પ્રતિપાદન ઉપરોક્ત વાક્યસમુહ નથી કરતો શુ ?

દોષો અને અત સ્રાવોમાં જે બીજો ભેદ છે તે સ્પષ્ટ નથી જો એક ગ્રથિના સ્રાવનુ ન્યૂનાધિકર વિરોધી ગ્રથિના સ્રાવમા ક્ષય વૃદ્ધિ કરી શકે તો તે કોઈપણ સ્વરૂપમા જરૂર તે ગ્રથિમા ( અને પ્રભાવ રૂપમા પણ ) વિદ્યમાન ગણાય જો એમ ન હોય તો તેના હ્રાસવૃદ્ધિથી તેના પર કાઈપણ પ્રભાવ ન પડે પ્રભાવની ઉપસ્થિતિ એ જ તેની ઉપસ્થિતિ છે આ બીજી રીતે ત્રિદોષ સિદ્ધાતનુ અનુસરણ છે તેમા પણ શરીરના પ્રત્યેક સ્થાન પર ત્રણે દોષોની વ્યાપ્તિ એ જ નિયમ છે

ત્રીજો ભેદ સખ્યા ભેદ અને તેનુ તો કાઇ વિશેષ મહત્વ નથી કારણ કે દોષ કોઈ એક એક સ્થાનના એકલા સ્રાવ માત્રજ નથી ત્રણેમાથી પ્રત્યેક દોષ અનત સમગુણ ક્રિયાઓ અને સ્રાવોનો એક પ્રતિનિધિ છે આ પ્રકારે પિત્તવર્દ્ધક ઔષધ ( મકરધ્વજ આદિ ) આહાર ( કેશર પકવદુગ્ધ પિસ્તા વિગેરે ) અને વિહાર ( તડકામા ફરવુ ક્રોધ કરવો વિગેરે ) શરીરમા જે જે સ્રાવોને ઉત્તજીત કરે તેઓ ભિન્ન ભિન્ન સ્થાનના હોય

તો પણ સવ પત્તિક જ થશે આ પ્રમાણે જે દોષગુણ પ્રમાણે અતસારને ત્રણ વર્ગમા વહેચવામા આવે તો કોઈ સખ્યાભેદનો પ્રશ્ન નહી રહેવા પામે

ત્રિદોષ સિદ્ધાતનો પ્રધાન ગુણ એ છે કે—તેમા ચિકિત્સકની ભૂલ માટે પણ વિસ્તૃત અવકાશ રાખવામા આવેલ છે એટલે વૈદ્યની કઇ ભૂલ થઇ જાય તો પણ કઈ વ્યાપદ્રૂપ ઉપસ્થિત થતો નથી આપણે માનવુજ પડશે કે રોગોની આદર્શ સામ્યાવસ્થા એક કલ્પના માત્ર છે જેમ મનુષ્યનુ આદર્શ સ્વાસ્થ્ય પણ એક કલ્પના માત્ર છે તેમ તે આદર્શ સ્વાસ્થ્ય કે સામ્યાવસ્થામા થોડુ ન્યૂનત્વ હોય કે થોડુ આધિક્ય હોય તો પણ તે સ્વાસ્થ્ય અને સામ્યાવસ્થાજ કહેવાય તે પ્રમાણે આદર્શરોગ પ્રતીકાર કે દોષ સમીકરણ પણ કાલ્પનિક છે પરતુ તેની આસપાસ પહોચી જવુ તેજ સફળ ચિકિત્સકનું કર્તવ્ય છે ત્રિદોષ સિદ્ધાન્તાનુસાર ચિકિત્સા ભ્રમ પ્રમાદ માટે અવિક છૂટ દે છે જેવી રીતે એક સર્વોત્તમ ફોટોગ્રાફીક ફિલ્મ જરૂર કરતા થોડો ઓછો કે વધારે વખત ખુલ્લી રાખવાથી ચિત્ર બગડતુ નથી અને લેટિટ્યુડ વિનાની ફિલ્મમા થોડી પણ ભૂલ ચાલી શકતી નથી તેમ આયુર્વેદ ભૂલોની ઉપેક્ષા કરે છે આયુર્વેદ મા ભ્રમ સ્વાતંત્ર્ય અધિક માત્રામા વિદ્યમાન છે

આયુર્વેદ ચિકિત્સા પ્રણાલી જે સિદ્ધાતોનુ અનુસરણ કરે છે તેનું સક્ષિપ્ત વર્ણન હુ એવી આશાથી સમાપ્ત કરુ છુ કે પરિચયના અભાવથી અથવા સ્વાર્થીલોકોના અનુચિત આદોલનથી આયુર્વેદની બાબતમા જનતામા જે ભ્રમાત્મક વિચારો પ્રચલિત થયા હોય તે દૂર થઇ જાય

આથી આપ જાણવુ હશે કે વૈજ્ઞાનિક સમાજમા આયુર્વેદનું સ્થાન શુ છે? પરન્તુ તે આયુર્વેદના ઉપાસક વર્ગની શી દશા છે?

લગભગ એકસો વર્ષ થયા તેઓ કઠિન વિપત્તિઓનો વીરતાથી સામનો કરી રહ્યા છે આજે પણ તેમના હાથથી સત્તા વિલુપ્ત થઇ ગઇ છે અને રાજ્યાશ્રય પણ લેશ માત્ર મળતો નથી છતા તેઓ નિરુત્સાહ થઇ ગયા નથી—અર્થાત્ જીવે છે ચિકિત્સકો પર દયા કે સ્વદેશીનો સ્વીકાર—આ બેમાથી એકે આયુર્વેદનુ રક્ષણ કરી શકતા નથી લક્ષ્ણ કે કોઇનામા ગમે તેટલી દયા હોય કે ગમે તેટલો સ્વદેશ પ્રેમ હોય પણ પોતાના સ્વાસ્થ્યને માટે તો રોગી ત્યાજ પહોચી જાય છે કે જેની યોગ્યતા પર તેની આસ્થા હોય ખાદીને જીવિત રાખવા માટે ભલે કોમ્પીટીશનની જરૂર ન હોય (ખાદીનો પ્રચાર કેવળ સ્વદેશ પ્રેમથી વધી શકે છે) પણ ચિકિત્સાશાસ્ત્ર તો પોતાની યોગ્યતા પરજ જીવતુ રહી શકે છે આયુર્વેદિક રસાયનો જે પ્રાસાદ આજે આપણી સમક્ષ ઉભો છે તે સર્વથા પોતાના બળ અને યોગ્યતા પર જ ઉભો છે નહીં કે કોઈની કૃપાપર

'Some Aspects of Hindu Medical Treatment' નામક સ્વતિમાં પ્રથમા ડોરોથીયા ચપ્લિન (Dorothea chaplin) લખે છે કે—

Hindu kaviraj defying both Allopath and Homoeopath, has been able to keep his banner flying Very few medical practitioners in India have *such a practice* or count their fees by so many thousands of rupees a month as the budding Kaviraj's

The question then arises how can they do it if they cannot give to the patient that which he most desires—a cure?

ભાવાર્થ—હિન્દુ કવિરાજ એલોપથ અને હોમીઓપેથની હરિફાઈમા પોતાનો વિજય ધ્વજ ઉડતો રાખી શકે છે ભારતવર્ષમા બહુ ઓછા ડૉકટરને એવી પ્રેકિટસ હોય છે અને બહુ ઓછાજ ડૉકટરોને એટલા હજારો રૂપીઆ ફી મળે છે જેટલી અગણી કવિરાજોને મળે છે પ્રશ્ન એ ઉદ્દભવે છે કે રોગીને તો એટલે સ્વાસ્થ્ય પ્રાપ્ત કરવાની પ્રબળ ઇચ્છા હોય છે તે જો તે વૈદ્ય પાસેથી ન મળે તો તેઓ આ સર્વ ઉન્નતિ કેવી રીતે સાધી શકે?

Dorothea Champlin ને તો પોતાના પ્રશ્નનો ઉત્તર શોધી લીધો છે કે રોગીને સ્વાસ્થ્ય મળે છે એટલે તે વારવાર કવિરાજ પાસે પહોચી જાય છે પણ એક પ્રશ્ન તે ભૂલી ગઇ લાગે છે કે જો તેઓના રોગ અને સ્વાસ્થ્ય વિષયક સિદ્ધાતો ભ્રમરહિત નથી તો સ્વાસ્થ્ય પ્રદાન કઈ રીતે કરી શકે છે?

ભારતવર્ષમાજ આયુર્વેદિક ચિકિત્સક ઉન્નતિ કરી શકે છે એવુ કાઈ નથી શ્રીયુત એમ એન મિત્રે ઇંગ્લાડમા વીશ વર્ષ આયુર્વેદિક ચિકિત્સા વ્યવસાય કર્યો અને ત્યા તે એટલા બધા લોકપ્રિય થઈ ગયા કે તેની સૂચનાથી યુનમથના બારક્રમ નગરના મિચલ (Mitchel) નામક બ્રીટીશ કેમીસ્ટ આયુર્વેદિક ઔષધિ સ્ટોરમા રાખતો તેનું વચાણ કેવળ ચિકિત્સકો દ્વારા થતુ અને તેથી આશ્ચર્યજનક સફળતા મળતી આ શબ્દો પણ મીસ ચૅપ્લિનના છે

(અપૂર્ણ)

---

# શીર્ષાસન

[લેખક—રા રા હરિલાલ કાળિદાસ વૈદ્ય બેતુનગર જ સી પી]

આજકાલ નવજવાન અને કસરતના શોખીનોમા અને ઘણા સમયથી રોગથી પીડાતા રોગીઓમા શીર્ષાસનનો બહુજ મોહ જોવામાં આવે છે શીર્ષાસનના ગુણ હોય કોણે કરવુ કોણે ન કરવુ તે આ લેખમા બતાવવુ અનુચિત નહિ ગણાય

શીર્ષાસન કરવાની કૃતિ સુવાળુ કપડુ લઇને તેને ગોળ લપેટીને ગોટો કરવો તેને જમીન ઉપર રાખીને તેની ઉપર મસ્તક મુકીને પછી બને હાથોના તળીયાને મસ્તકની પાછળ રાખવા અને શરીરને તેના ઉપર ઉભુ કરી દેવુ તે શીર્ષાસન કહેવાય છે તેમા માથુ નીચે અને પગ ઉપર રહે છે તેને યોગશાસ્ત્રમા વિપરીત કરણી મુદ્રા કહે છે શરૂ આતમાં આ આસન એક બે મીનીટ કરવુ અને પછી વધારતા એક કલાક સુધી કરવુ જે માણસની ત્રિધાતુ સમ હોય અને બલવાન અને યુવાન હોય તે ત્રણ કલાક સુધી શીર્ષાસન કરી શકે એમ શાસ્ત્રકારોનું કહેવુ છે પરતુ પ્રાથમિક અભ્યાસકો માટે આ સમય નથી આરામને માટે એક કલાકનો સમય બસ છે

શીર્ષાસન કરવાથી શરીરમા શુ ક્રિયાઓ થાય છે આ આસનમા પગ તરફના લોહીનો પ્રવાહ મસ્તક તરફ આવે છે તેથી આ આસન કર્યા પછી કરનારે અડધા કલાક સુધી

શવાસન કરવુ જોઈએ જેથી લોહીની ગતિ સમાન થાય આ પ્રકારે રક્ત સચાલનથી રકતના ફરવાની ક્રિયા બનવાન થાય છે મલદોષ નષ્ટ થાય છે અને મનની એકાગ્રતા થાય છે

શીર્ષાસનથી કયા રોગો મટે ત્રણ કલાક સુધી શીર્ષાસન કરતા ૭ મહીનામા વાતપિત અને કફદોષ બધ રોગો જ્વર કામ શ્વાસ ઉદરરોગ કટિવાત અપાનવાત ઉરુસ્તભ વૃષણવૃદ્ધિ નાડી વ્રણ ભગદર કષ્ટ પાકુ કામના પ્રમેહ અત્રવૃદ્ધિ આદિરોગો મટે છે પરતુ આ આસનનો અભ્યાસ કરનારે દુધ અને ઘીનો મારો માવરો ગખવો જોઈએ નહિતર તેનું ખરાબ પરિણામ આવે છે

શીર્ષાસન કોને હાનિકારક જેનુ મસ્તિષ્ક નબળુ અને ગરમ રહેતુ હોય નેત્રસ્રાવ રહેતા હોય જેને ઉરુસ્તભ ક્ષય હૃદયની ગતિ તેજ હોય નવ જ્વર તીક્ષ્ણશ્વાસ રોગ ઉર્ધ્વ રક્તપિત વમન હેડકી ઉમા નિદ્રાનાશ એ રોગો હોય તેને શીર્ષાસન હાનિકારક છે

શીર્ષાસન સવારમા જમ્યા પહેલા કરવુ જોઈએ જમ્યા પછી અને રાત્રે તેનો અભ્યાસ હાનિ કર્તા છે સવારમા બે વખત ન કરવુ જોઈએ આ આસનથી મગજ બહુ તપે છે માટે સાત્વીક આહાર રાખવો જોઈએ જેથી ઉષ્ણતા દૂર રહે આ આસન કર્યા પછી અડધો કલાક શાતિ લેવી જોઈએ તરત હાથ મો ધોવુ ઠડા પાણીથી સ્નાન કરવુ ખુલી હવામા ફરવુ એ બધુ નુકશાન કરતા છે મળ ત્યાગ પહેલાં અને સ્નાન કર્યા પછી શીર્ષાસન ન કરવુ પ્રાણાયામના અભ્યાસ પછી પણ શીર્ષાસન હાનીકારક માલુમ પડે છે

શીર્ષાસનના અભ્યાસથી જો ગરમી વધીને તાવ આવી જાય તો અભ્યાસ બધ કરવો અને ફક્ત ઘી દુધ લેવુ અને બીજુ કઈ ન ખાવુ દવા ન લેવી જોઈએ કારણ કે જ્વરની દવા યકૃત અને હૃદયની ક્રિયાને શિથિલ કરે છે અને રક્ત સંચય દૂર કરવા હરકત કરે છે આ વિરામમા શવાસન કરવુ અથવા આરામ ખુરશીમા પડયા રહેવુ એવા જ્વરના સમયમા ભોજન લેવાથી જ્વર કુપિત થાય છે અને વધારે સકટમા મુકે છે

આ આસન કરવામા માથાને વારવાર ઉચુ ન કરવુ નહિતર મસ્તકની રકતવાહીની ફાટે છે અને તેથી મૃત્યુ થાય છે માટે માથામા રક્તસંચય થયા પછી એવી કોઈ પણ ક્રિયા ન કરવી કે જેથી રક્તવાહીનીને ધક્કો પહોચે

યદિ કોઇ વૃદ્ધ અભ્યાસ શીર્ષાસન કરવા માડે તો એક વરસના અભ્યાસ પછી તેના સફેદ વાળ કાળા થવા માડશે શરીરની નબળાઈ ઓછી થશે શરીર નિરોગી અને તેજદાર થવા માડશે

આપણે શીર્ષાસનના લાભ અને નુકશાન જોયા તો સાધકોએ શીર્ષાસન ઝટ ઝટ કરવા મડી જવુ તેવુ નથી માટે યોગ્ય વિચાર કરીને શીર્ષાસન કરેલ એવા માર્ગદર્શકની અનુમતિ પ્રમાણે અભ્યાસ કરવો અને અભ્યાસ કરતા ઉપર જણાવ્યા પ્રમાણે કઈ નુકશાન માલુમ પડે તો તરત છોડી દેવુ એ શ્રેયસ્કર છે વૈદ્યકીય દષ્ટિએ આરોગ્યને સામે રાખીને સૂચના કરવામા આવી છે આ લખાણમા યોગિક દષ્ટિ નથી

[ ઉ લેખ કલ્યાણ યોગાક ૧૯૪૧ ]

---

# સિદ્ધભેષજ મણિમાલા

[ અનુસધાન મે અંક ૫, પૃ ૧૬૦ થી ચાલુ ]

तीक्ष्णोष्ण लघु सार्षप कटुरस पित्तास्रसन्दूषण
मेदोर्श कफमारुतश्रुतिशिरोरुक्कुष्ठकोठापह ।
कण्डूश्च त्रुणव्रणान्विजयते तैल न पथ्य दृशो
राजीतैलमतीव तीक्ष्णकटुक तद्वत्तु वर्या अपि ॥२४९॥

**સરસીવુ તેલ** તીક્ષ્ણ ઉષ્ણ લઘુ કટુરસયુક્ત પિત્ત અને રક્તને બગાડનાર છે મેદ હરસ કફ વાયુ કાન અને માથાની વેદના ચામડીના રોગો અને ચકરડા ઓરેને મટાડનાર છે

રાઇનુ તેલ કૃમિ, ખુજલી વણ વગેરેને જીતનાર છે અને તે ગરમ હોવાથી આંખો માટે હિતકર નથી

**કડુકવીથ** તેલ ( Oil Hydnocarpus )ના પણ આવા જ ગુણો છે

तैल त्वतस्या पवनप्रकम्पि कफास्रपित्तपदमुष्णमुक्तम् ।
एरण्डमुष्ण सरमामवात कोष्ठार्तिगुल्म ज्वरशोथसादि ॥२५०॥

**અળસીનુ તેલ** વાતઘ્ન છે કફ અને રક્તપિત્ત કરનાર છે અને ઉષ્ણ છે એરંડીનુ તેલ ઉષ્ણ છે રેચક છે સંધિવાનો પેટની પીડાનો વાયુના ગોળાનો તાવ અને સોજાનો નાશ કરનાર છે

रालस्य तैलमरुफानिल कुष्टपामा-
विस्फोटक गुरु कुसुम्भभव सदोषम ।
अन्यत्स्वयोनिसदृश गुणत प्रदिष्ट
श्री वाग्भटेन तदिहापि विचारणीयम ॥ २५१ ॥

રાળનુ તેલ (ટરપેન્ટીન) કફ વાયુ ચામડીના દર્દો ખરજવુ વિસ્ફોટક વગેરેનો નાશ કરનાર છે કરડીનુ તેલ (કસુબાનુ તેલ મહારાષ્ટ્રમા કરડી તેલ નામથી ઓળખાય છે અને ખવાય છે પણ ગુજરાતમા પણ હવે આ નામથી ઓળખાય છે) ત્રિદોષને ઉત્પન્ન કરનાર અને ગુરુ છે આ સિવાય બીજી જાતના તેલોના ગુણ શ્રી વાગ્ભટાચાર્યે પોતાના ગ્રંથમા આપ્યા છે તે પણ વિચારવા યોગ્ય છે

## अथ दुग्धादि

मदभ्रान्तिश्वासानिलरुधिरपित्तप्रशमन
गरिष्ठ सदिष्ट तुहिनमतिमिष्ट कफकरम् ।
क्षये क्षुद्ध स्निग्ध रचयति विबुद्ध मनसिज
सुधामुग्ध दुग्ध बलविधिविदग्ध पिब विभो ॥ २५२ ॥

ભેંસનું દૂધ ઠંડું છે. પચવામાં ભારે છે. મધુ... મન આપનાર છે. અત્યંત મધુર છે અને અભિષ્યંદી (રસવહન કરનાર સિરાઓના માર્ગનો અવરોધ કરનાર) છે. ઊંઘ લાવનાર, વીર્ય વધારનાર, જઠરાગ્નિને મંદ કરનાર અને ગાયના દૂધ કરતાં અતિ ચરબી યુક્ત છે.

બકરીનું દૂધ દોષ કરનાર નથી, અર્થાત્ બધી રીતે સારું છે. પચવામાં હલકું છે. ઠંડું છે. ગ્રાહિ છે, રક્તપિત્ત, અતિસાર, ખાંસી, શ્વાસ, મદ, ક્ષય, જ્વર વગેરે રોગોને મટાડનાર અને સૌ દૂધોમાં ઉત્તમ છે.

सुधावद्धारोष्णं त्रिमलहरमुष्णं न हि पयः
शृतं धाराशीतं भवति गुरु पीतं त्रिमलकृत् ।
अभिष्यन्दि त्वामं गुरु कफि ह्नाय पुनरिदं
शृतोष्णं वातघ्नं जितदवथुविघ्नं स्मृतिकरम् ॥ २५७ ॥

શેડકઢું (ધારોષ્ણ) દૂધ અમૃત તુલ્ય છે. ત્રણેય દોષોને હરનાર છે. ઉષ્ણ નથી. ઊકાળ્યા સિવાયનું ઘણી વખતનું ઠંડું દૂધ પચવામાં ભારે છે અને તે પીવાથી ત્રણેય દોષોને હરનાર છે. કાચું દૂધ (ઉકાળ્યા વિનાનું) અભિષ્યંદી છે, ગુરુ છે, કફ કરનાર છે. ઊકાળેલું ગરમ દૂધ વાયુને હણનારું છે. દાહને જીતનાર છે. વિઘ્નોનો નાશ કરનાર છે અને યાદશક્તિ વધારનાર છે.

सितासहायं कफि, वातहारि शृतं सितायुक्तमदोषि वृष्यम् ।
पित्तं कफं वा तरलीकरोति पयो गुडाढ्यं विनिहन्ति कृच्छ्रम् ॥ २५८ ॥

સાકર નાખેલું દૂધ કફ કરનાર છે. ઊકાળેલું સાકર નાખેલું દૂધ વાતહર છે, બળપ્રદ છે અને દોષ કરનાર નથી. તેમ પિત્ત તથા કફને કમી કરે છે. દૂધમાં ગોળ નાખીને પીવાથી મૂત્રકૃચ્છ્રનો નાશ કરે છે.

पयः प्रभातेऽग्निहरं कफाय, मध्याह्नकाले कफवातबाधि ।
प्रायोऽपराह्णेऽनिलनुन्निशायामायुःप्रदं रोगहरं बलाय ॥ २५९ ॥

સવારમાં દૂધ પીવું એ શક્તિપ્રદ છે. જઠરાગ્નિને હરનાર છે અને કફ કરનાર છે. બપોરે વખતે દૂધ પીવું એ કફ અને વાયુને હરનાર છે. સંધ્યાકાળ વખતે દૂધ પીવું એ વાયુને જીતનાર છે. રાત્રીએ દૂધ પીવું એ આયુષ્યપ્રદ છે. રોગને હરનાર છે અને બળ આપનાર છે.

अर्धाम्बु दुग्धमवशिष्टपयोविभागं
दोषापहं लघुतरं परमामनन्ति ।
नीरं विना बहुशृतं सघनं यदास्ते
मन्दाग्नि तत्तु बलकारि सरं ससारम् ॥ २६० ॥

બા ગ ) અગ્નિમાંદ્ય વગેરે પેટના રોગોની વેદનાઓને નાશ કરનાર છે રુચિ ઉત્પન્ન કરનાર છે ઝાડો બદ્ધ થતો હોય તેને રોકનાર છે (અતિસારનો નાશ કરનાર છે)

## तक्रम्

तक्रं ग्राहि कषायमम्लमधुरं वीर्योष्णमग्निप्रदं
दोषघ्नोऽपि लघु प्रियं ग्रहणिका कृच्छ्राश्मदुर्नामजित् ।
पाण्डुप्लीहगदप्रमेहजठराजीर्णाग्निमांद्यक्षय-
व्यापारं निरुणद्धि अत दधिसम चान्यैर्हि शेष गुणैः ॥ २६९ ॥

છાસ ગ્રાહિ કષાય અને મધુર ઉષ્ણ વીર્યવાળી અને જઠરાગ્નિ પ્રદીપ્ત કરનાર છે વાતપિત્ત કફ દોષોને ટાળનાર અને હલકી છે રુચિકર છે સંગ્રહણી મૂત્રકૃચ્છ્ર પથરી હરસને જીતનાર છે પાંડુરોગ બરોળ પેસાબના રોગ ઉદર અજીર્ણ ઉદરશૂળ અને ક્ષયના વ્યાપારને રોધનાર છે બાકીના ગુણ તો દહીં જેવાજ સમજી લેવા જોઈએ

सुरैः सदैव स्पृहणीयमच्छममौ चलं सारनिधानमेकम् ।
भिनत्ति दोषान् भजतां जनानां शक्रोपमं तक्रमुदाहरामि ॥ २७० ॥

નિર્મળ ચંદ્રપ્રકાશ શી ઉજ્જ્વળ અને પરમ સારવાન છાસની દેવો હમેશા ઇચ્છા રાખે છે જે છાસ ખાનાર માણસોના દોષો નાશ પામે છે એથી હું છાસને ઇન્દ્રની ઉપમા આપું છું (तक्रं शक्रस्य दुर्लभम् એ ઉક્તિને લીધે)

कपित्थमध्यस्य रजांसि सप्तकृत्वः पयोभिः परिभावितानि ।
निक्षिप्य नीरे मथितानि सद्यः तक्रं क्रमज्ञान् विडम्बयन्ति ॥ २७१ ॥

કોઠાના ગર્ભના ચૂર્ણને દૂધની સાત ભાવનાઓ આપવી પછી એ ચૂર્ણને પાણીમાં નાખવું એટલે છાસ થઈ જશે (આ કૃત્રિમ છાસ બનાવવાની વિધિ છે)

## नवनीतम् માખણ

दीपनं सुरभिजं नवनीतं रक्तपित्तपवनान्यति शीतम् ।
ग्राहि वीर्यबहुलं नितरां कासं शस्तमर्शांसि तनोति विकाशम् ॥ २७२ ॥

ગાયનું માખણ દીપન છે ઠંડુ છે રક્તપિત્ત અને વાયુનો નાશ કરનારું છે ગ્રાહિ છે અત્યંત વીર્ય (બળ) પ્રદ છે ખાસીને જીતનાર છે હરસમાં માખણનો ઉપયોગ પ્રશસ્ત છે માખણ શરીરનો વિકાસ સાધનાર છે

नवनीतं गुरु गौल्यं वातश्लेष्माणमुन्मधुरं धत्ते ।
महिषीसम्भवमु वै शुक्रं विमरक्तपित्तामम् ॥ २७३ ॥

ભેંસના માખણને પચવામાં ભારે કહેલું છે વાયુ અને કફને કરનારું છે વીર્યોત્પાદક છે, રક્તપિત્તનો નાશ કરનાર છે

## घृतम् ઘી

विपाकमधुर चर दवदुदारि गव्य घृत
प्रभञ्जनजयि प्रभामतिनिकारि वृष्य स्मृतम् ।
वलासि महिषीघृत रुधिरपित्तवातापहम्
हित कसनसकटे सुरसहृदाजमाज्य दृशो ॥ २७४ ॥

ગાયનુ ઘી વિપાકમા મધુર છે ઘીમા ગાયનુ ઘી ઉત્તમ છે દાહનો નાશ કરનાર છે વાયુને જીતનાર છે શરીરની કાંતિ બુદ્ધિ-બળ ને વધારનાર છે વૃષ્ય છે
ભેંસનુ ઘી કફ કરનાર છે રક્તપિત્ત અને વાયુને હરનાર છે
બકરીનુ ઘી ખાસીના દુ ખમા હિતકર છે અને આંખને હિતકર છે

## गोमूत्रम् ગાયનુ મૂત્ર

गोमूत्र कटुतिक्ततीक्ष्ण तुवरक्षारोष्णलघ्वग्निद
मेध्य पित्तकर कफानिलहर गुल्मोदरानाहहृत् ।
कण्डूशूलमुखाक्षिरोग कसनश्वासामकुष्टक्रिमि
क्लेशप्लीहविष घपाण्डुगरस्क् पामामशोथप्रणुत् ॥

ગાયનુ મૂત્ર કડુ તિક્ત તીક્ષ્ણ તુરુ ક્ષારયુક્ત ઉષ્ણ લઘુ જઠરાગ્નિ ઉત્તેજક મેધ્ય (બુદ્ધિવર્ધક) પિત્ત કરનાર કફ અને વાયુને હરનાર ગુલ્મ ઉદર અને આનાહને હરનાર ખુજલી શૂલ મુખ અને આંખના રાગો ખાસી અને શ્વાસ ચામડીના વિવિધ જાતના રોગો કૃમિ બરોળ કમળ્યાત પાડુ રોગ કૃત્રિમ વિષ ખસ ખરજવા અને આમ સોજો વગેરે રોગોને હણનાર છે[१]

## इक्षु —શેરડી

सचूषित पवनन्नुद्गुरिक्षुरस्रु पित्तश्रमभ्रमविमोहविदाहहारि ।
स्वादु सितेव रसत कफमाचमारी शीत सरोऽधिकगुणा बलवीर्यकारी ॥२७६॥

શેરડી દાંતથી ચૂસીને ખાવાથી વાતઘ્ન છે પચવામા હલકી છે રક્તપિત્ત શ્રમ ભ્રમ મોહ અને વિદાહને હરનાર છે રસમા સાકર જેવી સ્વાદિષ્ટ હોય છે સહેજમાજ કફ હોય તેને હણનાર છે ઠંડી છે સારક છે બળ અને વીર્ય આપનાર છે

---

१ ગોમૂત્ર ઔષધ તરીકે અતિ ઉપયોગી પદાર્થ છે ગોમૂત્ર વાપરવા માટે તેની રસક્રિયા કરી લેવી અથવા મંડૂરવટકનો પાક છે જેમા ગોમૂત્રની રસક્રિયા થાય છે તે પ્રમાણે ઉપયોગમા લેવુ હિતાવહ છે એકલુ ગોમૂત્ર હાલ સુપ્રાપ્ય પણ નથી તેમજ શિક્ષિતજનોને કાચુ જુગુપ્સા જનક પણ નિવ વાનો સંભવ છે રસક્રિયા કરી તેમા અન્ય દ્રવ્યો નાખી ગોળીઓ બનાવી લઈ વાપરવુ શ્રેયસ્કર છે ( બા મ )

ग्राही श्वफाण्या रस आम इक्षव समाग्डय सरोऽग्नितप्त ।
विदाहि सुस्वादु गुरूष्णमश्नोर्नि शर्मद फाणितमाक्षुरार्या ॥ २७७ ॥

શેરડીના રસને ચૂલે ચગાવી ગોળ જેવો ઘટ્ટ ન થવા દેતા સ્હેજ પાટા પ્રવાહી રાખવામા આવે તેને ફાણિત કહેવામા આવે છે (ખાટનામા જે ગોળ આવે છે તે આવોજ પાટો પ્રવાહી હોય છે) આ ફાણિત ગ્રાહી મૂત્ર કરનાર સ્હેજ રેચક વિદાહિ અતિમધુ ગુરૂ ઉષ્ણ છે આખો માટે તે હિતકર નથી

खण्डो विखण्डयति मारुतमायुराहान्
का हानिरक्षिण भजता तुहिन सरोऽपि ।
स्वेतोपगानिलमपि वर रक्तपित्त
दाहानिहादयति सौम्यगुणा सशुक्रा ॥ २७८ ॥

ખાંડ વાયુ પિત્ત અને દાહનું ખડન કરનાર છે ખાંડ ટાઢી અને સર છે એના સેવનથી આખોને કંઈ પણ હાનિ થતી નથી

સાકર વાયુ ઉલટી, જ્વર રક્તપિત્ત દાહ વગેરેને હણે છે સૌમ્ય ગુણયુક્ત અને વીર્યપ્રદ છે

नव क्षार स्वादु गुरुरनलदो वातमथनो-
ऽप्यभिष्यन्दी पित्त कफरुधिरमौष्ण्य द्रव्यति ।
पुराण पित्तन्न प्रथयति पृथुत्व हुतभुग-
स्तुषारो दोषघ्नो लघुरपि बल यच्छति गुड ॥ २७९ ॥

નવો ગોળ ક્ષારયુક્ત છે મધુર છે પચવામા ભારે છે જઠરાગ્નિ મંદ કરનાર છે (અનલદ એ શબ્દ બીજાઓએ પણ વાપરેલો છે પરતુ એ લેખક કહે છે કે નવો ગોળ જઠરાગ્નિ મદ કરનાર છે એ અર્થ યુક્તિયુક્ત છે) વાયુનો નાશ કરનાર છે અતિ અભિષ્યદી છે પિત્ત કફ લોહી અને ઉષ્ણતાને દૃઢ કરનાર છે અર્થાત પિત્ત અને કફને વધારનાર છે લોહી વધારનાર છે અને ગરમી વધારનાર છે

જૂનો ગોળ (૨–૩ વર્ષનો જૂનો ગોળ) પિત્તનો નાશ કરનાર છે શરીરને રૂષ્ટપુષ્ટ કરનાર છે, જઠરાગ્નિને પણ સતેજ કરનાર છે ટાઢો છે દોષોને હણનારો છે પચવામાં હલકો છે અને શક્તિ આપનાર છે [ અપૂર્ણ ]

## આયુર્વેદના વિદ્યાર્થીઓએ અવશ્ય સંગ્રહવા

## યોગ્ય આયુર્વેદનો અમુલ્ય ગ્રંથ

# પ્રત્યક્ષ શારીર

## નો

## ગુજરાતી અનુવાદ



હમણાં જ બહાર પડેલો આ અમુલ્ય ગ્રંથ આયુર્વેદના દરેક વિદ્યાર્થીએ તેમજ વૈદ્યોએ અવશ્ય સંગ્રહવા યોગ્ય છે. પ્રત્યક્ષ શારીરનું પ્રત્યક્ષ જ્ઞાન જ વૈદ્યકવિદ્યાનો પાયો છે. મ. મ. કવિરાજ ગણનાથસેન સરસ્વતી એમ. એ. એલ. એમ. એસ. કૃત સંસ્કૃત પ્રત્યક્ષ શારીરના પહેલા તથા બીજા ભાગનો ડા. બાલકૃષ્ણ અમરજી પાઠક એમ. બી. બી. એસ. એમ. એસ. કરેલો આ શોધિતવર્ધિત અનુવાદ છે. ગુજરાતી ભાષામાં આ વિષયનું આ પહેલું જ પુસ્તક છે.

પાકા પૂઠાના ૭૦૦ પાનાના સચિત્ર પુસ્તકની કિંમત માત્ર રૂ. ૮-૦-૦

આયુર્વેદના વિદ્યાર્થીઓને ગુરૂનું પ્રમાણપત્ર બતાવવાથી રૂ. ૬ માં મળશે.

•

| પ્રકાશકો | મળવાના ઠેકાણાં |
| --- | --- |
| વૈદ્ય જાદવજી ત્રિકમજી આચાર્ય<br>તથા<br>વૈદ્ય જુગતરામ શંકરલાલ<br>કાલબાદેવી મુંબઈ | ૧ પ્રકાશકો પાસેથી<br>૨ ઝંડુ ફાર્મસીના મુખ્ય એજન્ટો પાસેથી<br>૩ ગુજરાત આયુર્વેદિક ફાર્મસીની મુખ્ય તથા શાખા ઓફિસોમાંથી |

કે નદીકિનારે તો આકડા પણ થાય છે અને રસ્તીના પટમા પણ અસંખ્ય આકડા ઉગેલા મેં અનેક ઠેકાણે જોયા છે પરન્તુ પ્રસ્તુત વર્ણનમા આકડાનું વર્ણન નથી જ એમ આખા શ્લોકનો ધ્વનિ કહે છે

તેથી જરા આગળ ચાલીએ

गत्युत्कम्पादलकपतितैर्यत्र मन्दारपुष्पैः

અને તેનીજ સાથેસાથે રઘુવંશના છઠ્ઠા સર્ગના ૨૩ મા શ્લોકને વાંચવા જેવો છે

शय्याचिरं पाण्डुकपोललम्बान्मन्दारशून्यानलकांश्चकार ।

અહીં એજે પ્રશ્ન ઊઠે છે કે આકડાના ફૂલને તે સ્ત્રીઓ માથામા ઘાલવા લાગે ને તેમાંય ઇંદ્રાણીઓને તે વળી આકડાના ફૂલની રંગની લાગે ને કવિકુલગુરુ તેના પર આફરીન થઈ જઈ ઉપરનું વર્ણન કરે એ અમારી સ[ં]અભિરુચિને ગોઠતું જ નથી તેથી જ મહાકવિ કાલિદાસે અહીં વાપર્યું તે પાડરવાનાજ ફૂલનું એમ ઘડીભર માનવાનું મન લલચાઈ જાય છે મરો અને તે તો જોકે પાડરવાના ફૂલનો ગુચ્છ એક વખત પણ જોયો હશે તો અમારી કલ્પનામા જરૂર સાથ આપશો જ લાલ ફૂલો તથા તેની એક ઉપ–જાત (Variety) Erythrina alba ના શુભ્ર ફૂલો અતિ મનોહર હોય છે અને કોઈ પણ સ્ત્રીને તે લલચાવે એવા હોય છે અને તામ્રપુષ્પોની શોભાને લીધે તો તે વૃક્ષને હિંદનું વિદ્રુમવૃક્ષ (Indian Coral Tree) કહેવામા આવે છે અને તે ફૂલો જરૂર માથામા નાખવા જેવા છે *

વળી મેઘદૂતમા યક્ષ મેઘને પોતાના ઘરની એંધાણી આપતા જે શ્લોક કહે છે તેમા બીજો એક પુરાવો તપાસીએ

यस्योपान्ते कृतकतनयः कान्तया वर्धितो मे
हस्तप्राप्यस्तबकनमितो बालमन्दारवृक्षः ॥

યક્ષની સ્ત્રી આકડાને પુત્રવત ઊછેરે એટલી વિચિત્ર અભિરુચિવાળી નહીં હોય

ભગવાન શંકરના પંચાક્ષર સ્તોત્રમા मन्दारपुष्पबहुपुष्पसुपूजिताय કહ્યું છે અહીં મંદારનો અર્થ પાડરવો કરવો કે નહિ તે વિવાદગ્રસ્ત વસ્તુ ગણી શકાય પણ એ સહેજ ધ્યાનમાં રાખવા જેવું છે કે આકડો હનુમાન સિવાય બીજા એક પણ દેવ કે દેવીને ચડતો ન હોઈ અત્રે તે અભિપ્રેત નથી એવું અમારૂં માનવું છે કોઈ કદાચ એમ દલીલ કરે કે હનુમાન પણ રુદ્રનોજ અવતાર છે તેથી અભિપ્રેત થઈ શકે તો પછી અમારે સામો પ્રશ્ન તૈયાર છે જ કે તો પછી મહાદેવને તેલ ને સિંદુર ચડાવવામા શો વાંધો ?

मन्दारकुसुमप्रेमा या कोष्माण्डी लिखिता लता ।
मृद्भाण्डमस्यपृष्ठे तस्मिन् लिख्य फलन्ति सा सदा ॥

વળી શાર્ઙ્ગધર ઉપવનવિનોદમા એક ઠેકાણે મંદારનો ઉલ્લેખ કરે છે તે પ્રસ્તુત અર્થને માટે મંદારનો છે

* In Trinidad where it blazes against the blue sky with vermilion flowers it is called bois immortelle (Kingsley)

સ્વાગત કરનાર પક્ષનો વિરોધી પક્ષ છે તે પણ એક માનપત્ર લઈને ડા રાજનની સેવામાં હાજર હતો એ પક્ષનો નેતા અમારા પક્ષના નેતાના સગા ભાઈ છે વૈદ્ય સમાજમાં ભાઈ ભાઈમાં જે પરસ્પર દ્વેષ અને પક્ષાપક્ષી છે તેનું જીવતું જાગતું ચિત્ર મને જોવા મળ્યું મેં અને ડા લક્ષ્મીપતિએ ઘણો પ્રયત્ન કર્યો પણ એ બે ભાઈને એકઠા ન કરી શક્યા ઠીક

વૈદ્યોના માનપત્રના જવાબમાં ડા રાજને જે ભાષણ આપ્યું તેથી મે એને વિષે જે વાતો સાંભળી હતી તેને પુષ્ટિ મળી એને એવો ખ્યાલ હશે કે એની પછી કોઈ બોલવાનું નથી એટલે મનમાં આવ્યું તેમ બોલ્યા પણ એ પછી મ્યુનિસિપાલિટીએ મને આપેલા માનપત્રના જવાબમાં મને બોલવાની તક મળી એવી ડા રાજનને ખબર નહિ હોય ડા રાજને વૈદ્યોના માનપત્રના જવાબમાં નીચેની વાતો કરી હતી

(૧) હું (ડા રાજન) વૈદ્યકનો અનન્ય ભક્ત છું મે આયુર્વેદનું અધ્યયન એક યોગ્ય ગુરુના ચરણમાં બેસીને પાંચ વર્ષ સુધી કર્યું છે એટલે આયુર્વેદની ઉન્નતિ કરવામાં હમેશા પ્રયત્નશીલ રહીશ

(૨) હજી આયુર્વેદ એને માટે કૉલેજ સ્થાપવાનો કે એના સ્નાતકોને ઉચ્ચ અધિકાર આપવાને લાયક થયો નથી પણ થોડા વખતમાં હું એ વાતોનો ઉકેલ કરી નાખીશ

(૩) આયુર્વેદની ઉન્નતિ આડે એક ભારી મુશ્કેલી આર્થિક મુશ્કેલી છે પૈસા હોત તો ઘણું હમણાં થઈ શકત

પોતાનું ભાષણ પૂરું કરીને ડા રાજન ચાલવા માંડ્યા ત્યાં મ્યુનિસિપલ કમિટીના ચેરમેને કહ્યું કે વૈદ્યોને માનપત્ર આપવાનું થોડું કાર્ય હજી બાકી છે ડા રાજન જવા ચાહત તો જઈ શકત તેઓને આ પ્રાન્તીય મેડીકલ કૉન્ફરન્સ ઉઘાડવા માટે જવું હતું ત્યાં મોડું થઈ ગયું હતું પરન્તુ મારો જવાબ સાંભળવા તેઓ બેઠા રહ્યા અને મેં સ્પષ્ટ સભળાવી દીધું

(૧) મેં કહ્યું કે જેને પોતાના ગુરુ માટે એટલો ગર્વ હોય કે પ્રત્યેક ભાષણમાં તેની વાત કરે છતાં એનું નામ લેતાં એટલા શરમાય આખો વૈદ્યસમાજ પૂછે છતાં એ ગુરુનું નામ ન બતાવે એવી વ્યક્તિને મારા જીવનમાં પહેલી જોઈ

(૨) જો તમે આયુર્વેદને સહાયતા યોગ્ય નથી સમજતા તો પોતાને આયુર્વેદના ભક્ત કહીને વૈદ્ય સમાજને શા માટે ભ્રમમાં નાખો છો ?

(૩) રૂપિયા નથી રૂપિયા નથી એવી બૂમ આપ શુમો પાડો છો છતાં મદ્રાસમાં બીજી મેડિકલ કૉલેજ ઉઘાડો છો દાક્તરી ઉપર ધડાધડ રૂપિયા ખરચો છો જ્યારે આયુર્વેદ માથી ઉલટી કમાણી કરવી છે જો આપ સાચા હો તો આપને હું બે રસ્તા બતાવું છું એ બેમાંથી એક સ્વીકારો અને તમારી સચ્ચાઈ સાબીત કરો

(અ) મદ્રાસમાં એક સરકારી મેડીકલ કૉલેજ પહેલાથી છે બીજી નવી ઉઘાડો છો પણ જૂની એક છે એટલે આ નવીની જરૂર નથી રૂપિયાના બચાવ માટે એ બીજી બંધ કરો અને એને બદલે આયુર્વેદિક કૉલેજ ઉઘાડો એ પછી તુલ્ય વ્યવહારનો સિંહનાદ કરો

ડા રાજન બોલી ઉઠ્યા એવું હું કદિ નહિ કરું

મેં કહ્યું મને પહેલેથી એ ખબર હતી પણ જનતા આગળ એ વસ્તુ તમારી પાસે બોલાવવાની મારી ઇચ્છા હતી

(૪) બીજી માગ એ છે કે સરકારી સંસ્થાઓ અને સરકારી નોકરીઓનો રોગ દૂર કરવામાં આવે એટલે આયુર્વેદિક અને દાક્તરી બધી જગ્યાઓ બંધ કરવામાં આવે અને બધાને પોતપોતાની યોગ્યતા અનુસાર ચરી ખાવાની છુટ આપવામાં આવે હું ચેલેન્જ કરીને કહુ છુ કે પચીસ વર્ષમાં ભારતવર્ષમાંથી દાક્તરો નાબુદ થઈ જશે અને દાક્તરી સંસ્થાઓ તૂટી પડશે તમારા જેવા શુભચિંતકો હોવા છતા જીવતા તો અમે આયુર્વેદિયો જ રહી શકીએ વગેરે

ડા રાજન અહીંથી ઉઠીને ચાલ્યા ગયા પણ ઉદ્ઘાટન ક્રિયા કરતા આંધ્ર મેડીકલ કોન્ફરન્સના જણાયું કે આ રીતે અજ્ઞાની જનતાની સમક્ષ પારિભાષિક વિષયોની ચર્ચા કરવી એ સારું નથી ઠીક છે પણ ત્યાંના લોકો ન રાસના દાક્તરોનો એ ગુરુ જોયો કે તેઓએ મને પણ દશ મિનિટ બોલવાનો અવકાશ આપ્યો

મારી પહેલા આંધ્ર મેડીકલ કોલેજ વીઝાગાપટમના પ્રીન્સીપાલ કુટુમ્બય્યા જેઓ કોન્ફરન્સના મંત્રી હતા તેઓએ પોતાના ભાષણમાં આયુર્વેદ ઉપર ઘણા આક્ષેપો કર્યા હતા મેં પણ મારા ભાષણમાં એની ચર્ચા કરી અને દાક્તરોને આયુર્વેદનો અભ્યાસ કરવાની અપીલ કરી

મારા ભાષણને અંતે ડા કુટુમ્બય્યાએ કહ્યુ કે આયુર્વેદની બાબતમાં મારી દૃષ્ટિ તદ્દન બદલાઈ ગઈ છે અને શુદ્ધ આયુર્વેદને શ્રદ્ધાની દૃષ્ટિથી જોઈશ તમને કદાચ પત્રોથી કષ્ટ આપીશ

આ તો થયુ પણ કેટલાક દાક્તરો કહેવા લાગ્યા કે અમને પ્રશ્નો પૂછવાનો સમય મળવો જોઈએ મેં સાંજના ખાસ સમય આપ્યો અને અર્ધો કલાક સુધી તેઓના પ્રશ્નોના જવાબો આપ્યા કેટલાક ખુશી થયા કેટલાક નાખુશ કોઈ સંતુષ્ટ થઈને ગયા કોઈ અસંતુષ્ટ પણ વિરાજ મુકરજી બાબાસાહેબ પરાજપે તથા વૈદ્યસમાજ ખૂબ ખુશી થયો મારી પહેલાં મારા ત્રણેય સાથીઓએ પણ કેટલોક પ્રભાવ નાખ્યો હતો

બપોરે એલ્લુરમાં જીલ્લા વૈદ્યસંમેલન થયુ જેમાં પાંચસો કરતા વધારે વૈદ્યો હતા

પાંચમી માર્ચે પાછા બેઝવાડા ગયા ત્યાં પાંચ સ્થળે પાંચ ભાષણ કર્યાં જેમાં વૈદ્ય સમાજ મ્યુનિસિપાલિટી લેડીઝક્લબ અને સ્કૂલના ખાસ હતાં લેડીઝ ક્લબના પ્રમુખ બેઝવાડાના લેડી દાક્તર અચમ્મા હતા તેઓએ અમારી પાર્ટીને પ્રીતિ ભોજન આપ્યુ તેજ સાંજે કવિરાજ મુકરજી મદ્રાસ રવાના થયા અને બાબાસાહેબ પરાજપે પૂના ગયા

તા ૬ ઠ્ઠી અને ૭ મી એ મદ્રાસમાં લંકા અને મલબારનો પ્રોગ્રામ કર્યો ૭ મીએ મદુરા કોલંબો વગેરે સ્થળોના તારો સ્વાગતની તૈયારી હોવાના ડા લક્ષ્મીપતિને મળ્યા પણ તે જ દિવસે મને તરત પાછા ફરવાનો લાહોરથી તાર મળ્યો મારા દવાખાનાના ચેરમેનની તબિયત સારી નહોતી વિદ્યાપીઠની પરીક્ષાઓની ખટપટ તો હતી જ મારે લાહોર જવાની ઘણી જરૂર હતી અને ૭ મીએ હું પાછો ફર્યો અને ૧૧ મીએ લાહોર પહોંચી ગયો આ મારી મદ્રાસ યાત્રા થી ન જે ના તો મને બોલાવતા ત્યારે તેઓએ આમાંથી શું શીખવુ તે હવે કહીશ

——o——

# વનસ્પતિની યાત્રાએ

## (૧)

## મુંબઇથી મીરિયા

( લેખક—વૈદ્ય શિવશંકર પ્રા. શુક્લ )

ગઇ ચોથી માર્ચે અમે મુંબઇથી રત્નાગિરિ જવા માટે મેઇન્ટ એન્થની નામની નાની આગબોટમાં બેઠા. હરિપુરા મહાસભાના પ્રદર્શનના વનસ્પતિ વિભાગના કામમાંથી પરવારી સહ્યાદ્રિ અને નીલગીરિની પર્વતમાળાઓમાં વનસ્પતિઓના દર્શન કરવાનો અમારો વિચાર હતો. કચ્છવાળા વનસ્પતિશાસ્ત્રી શ્રી ગોકળદાસભાઈ અને હું એમ બે ત્રણ જણ હતા. સવારે નવ વાગે સ્ટીમરે ભાઉનો ધક્કો છોડ્યો. ધીરે ધીરે મુંબઈ દેખાતું બંધ થયું અને આગબોટની ડાબી બાજુએ આશરે બે ત્રણ માઈલને અંતરે અખંડ પર્વતમાળા ચાલવા લાગી અને જમણી બાજુએ અનંત મહાસાગર ઉછળતો દેખાવા લાગ્યો. પર્વતમાળા પશ્ચિમ ઘાટની જ હતી. જેમ તળાવ, સરોવર કે નદીને ઘાટ બાંધવામાં આવે છે તેવો આ ઈશ્વરનિર્મિત દરિયાનો ઘાટ છે એમ લાગ્યા વગર રહેતું નથી. દરિયાના પાણીમાં પણ વનસ્પતિ થાય છે અને તે જળજ વનસ્પતિઓના ખાસ નિષ્ણાત વનસ્પતિ શાસ્ત્રીઓ હોય છે. દરિયાઈ વનસ્પતિના એવા એક નિષ્ણાતને અમે આગલે દિવસે જ મળ્યા હતા. અમને એ વનસ્પતિઓ જોવાનું મન તો થતું પણ સ્ટીમર બંને બાજુએ અમાપ ફીણ ને મોજાં ઉડાડી રહી હતી.

સુંદર મધુર હવા અને શાંત વાતાવરણમાં અમે ઠીક ઠીક ઉંઘ કાઢી. ઊઠ્યા ત્યારે આગબોટે ઘણો પંથ કાપી નાખ્યો હતો. સામો કિનારો સ્પષ્ટ દેખાતો હતો. ત્યાં નાળિયેરી સોપારી ને સરુનાં વૃક્ષો ઉગેલાં હતાં. દરિયા કિનારો એ તો નાળિયેરી ને સોપારીનું—આખા તાડવર્ગ ( Palmeal )નું પિયર ગણાય. સરુનાં ઝાડ તો રેતીને ઊડતી અટકાવવા માટે ખાસ વાવવામાં આવ્યાં હતાં. અમે એ દૃશ્ય નિહાળવા માટે સ્ટીમરને ડાબે પડખે જઈને ઉભા. થોડીવારમાં છેક પાણીને અડીને ઉભેલો એક ડુંગર દેખાયો. સમુદ્રમાં જલવિહાર કરવા પડેલા માતંગ જેવો તે દેખાતો હતો. એક બાજુએ આંગળી ચીંધતાં એક ભાઈએ કહ્યું —

જુઓ પેલો મીરિયા પર્વત. ત્યાં ઘણી વનસ્પતિઓ ઊગે છે. લક્ષ્મણને યુદ્ધમાં શક્તિના ઘાથી મૂર્છા આવી ત્યારે હનુમાનજી આ જ ડુંગર પર દવા લેવા આવેલા.

આ વાત સાંભળી અમને ખૂબ જ આનંદ થયો અને જિજ્ઞાસા વધી. જાણે આ મીરિયા જ માટે ન લીધું હોય એમ મેં મુસાફરીમાં વાંચવા માટે વાલ્મીકિ રામાયણ લીધું હતું. ઉપરની વાત સાંભળી હું દોડ્યો અને મારી પેટીમાંથી રામાયણ કાઢી લાવ્યો. હવે તો મીરિયા જરા પાસે જણાતો હતો. અને એક નાની છલાંગ મારીએ તો ઉપર જઈ શકીએ એમ થતું હતું પણ પવનપુત્રના જેવી શક્તિ હોય ત્યારે ને? શક્તિના ઘાથી લક્ષ્મણને મૂર્છાવશ થયેલો જોઈ સુષેણ હનુમાનને બોલાવી કહે છે —

× હે સૌમ્ય તમે તુરત જ મહોદય પર્વત પર જાઓ અને વિશલ્યકરણી સવર્ણકરણી ને સંધાનીને નામે ઓળખાતી વનસ્પતિ એના જમણા શિખર પર ઊગી છે તે લઇ આવો

આ સાભળી હનુમાન એ ઔષધિવાળા પર્વત પર ગયા પર તુ પોતે તો એને ઓળખતા નહોતા એટલે ચિંતામા પડયા

પછી તેઓ પર્વતનો આખો ટુકડો ઉપાડી ગયા અને તેમાથી ઔષધિ કાઢી સુષેણે લક્ષ્મણની મૂર્છા વાળી એ વાત તો સુવિદિત છે

આ વિશલ્યકરણીનો ઉલ્લેખ બાલકાંડમા આવે છે ( ઔષધિમિવ સિદ્ધાર્થાં વિશલ્યકરણીં યથા । ) આ ઉપરથી એમ લાગે છે કે રામાયણ કાળમા એ ઔષધિ ખૂબ પ્રસિદ્ધ ને ઉપયોગી ગણાતી હશે મે ગોકળદાસ કાકાને પૂછયુ કાકા આ વિશલ્યકરણી તે કઇ વનસ્પતિ ? તમે સસ્કૃતમાં જાણો ! એમણે ઉત્તર આપ્યો એથી તો એ વિશલ્યકરણી વિષે મારી જિજ્ઞાસા ઊલટી વધી સુષેણ કુશળ વૈદ્ય તો હશે જ પર તુ ફરતો વનસ્પતિ શાસ્ત્રી પણ હશે નહિ તો અમુક ઔષધિ અમુક પર્વતના અમુક ખુણામા થાય છે એટલુ ચોક્કસ જ્ઞાન એને કયાથી હોઇ શકે ? એ સમયમા ઔષધિ શોધવા તથા તેમનો અભ્યાસ કરવા માટે વૈદ્યો તથા અન્ય અભ્યાસીઓ જગલો અને પર્વતોમા પરિભ્રમણ કરતા હશે એ વાત આપણે જટાયુના શબ્દો પરથી જાણી શકીએ છીએ રામ ને લક્ષ્મણ સીતાની શોધ કરતા કરતા ઘવાઈને પડેલા જટાયુ પાસે આવે છે તે વખતે સીતા વિશેની માહિતી આપતા તે કહે છે [1] હે રામ જેને ઔષધિની પેઠે તમે વનમા શોધી રહ્યા છો તે સીતાદેવી તથા મારા પ્રાણ એ બ ને રાવણ હરી ગયો છે

પણ રામાયણના એ વાતાવરણમાથી અમારે બહાર નીકળવુ પડયુ મીરિયા પસાર થઈ ગયો અને રત્નાગિરિ બદર ને મકાનો દેખાયા

તા ૫ મી એ સવારે રત્નાગિરિનો દરિયા કિનારો જોવા નીકળ્યા રત્નાગિરિની હાફુસ તો જગપ્રસિદ્ધ છે એ આમ્રા ઠેર ઠેર ઊભા નજરે પડયા નાળિયેરી ને સોપારી તો હતા જ પણ નવા જોયા તે ઉંડી ને ફણસ— તે મૂળ તો પરદેશી છે પરન્તુ કોકણ તથા મલબાર કિનારે તેમજ કોકણ બાજુના ગામોમા હવે તે એટલા બધા થવા માડયા છે કે તે ત્યાનું નિવાસી છે ફળ જામફળ જેવુ મોટુ ને પીળુ હોય છે જેમા વિટામિન સી બહુ મોટા પ્રમાણમા છે ગોવા બાજુ તેનો દારૂ બનાવે છે ઊંડીનુ સસ્કૃત નામ પુન્નાગ છે અને લેટિન નામ Calophyleum inophylewn છે આ ઊંડીના ફળ

---

× दक्षिणे शिखरे जाता महौषधि—मिहानय । २
विशल्यकरणी नाम्ना सावर्ण्यकरणीं तथा ।
सञ्जीवकरणीं वीर सधानीं च महौषधीम् ॥
इत्येवमुक्तो हनुमान्गत्वा चौषधि-पर्वतम् ।
चिन्तामभ्यगमच्छ्रीमानजानंस्ता महौषधीः ॥ ३

१ यामोषधिमिवायुष्मन्न्वेषसि यथा वने
सा देवी मम च प्राणा रावणेनोभय हृतम्

નેવરી કે જેને કનકમા કુસુમાનેષુ કહે છે ( સે Inora cocCinni ) તેનાં શન પણ આ દરિયા કિનારે થયા એના રાતા ફૂલ એ ઋતુમા ખુબ ખીલી નીકળ્યા હતા હું તો છેક પાણી પાસે ગયો સમુદ્રદીપના ટુક ને પાણકદાની એક પોગ્રી બાધી ડાબી બાજુએ આગળ ચાલ્યા એટલે એક સુંદર ભેખડ આવી ત્યા મીઠા પાણીનુ એક ઝરણુ ફૂટ્યું હતું ખારા પાણીના અનન્ત રાશિ પાસે મીઠા પાણીનો ઝરો ફૂટે તે જોઇ કોને આશ્ચર્ય થયા વગર રહે? એ પાણીી એક કુડમા એકઠુ કરવામા આવતુ હતું એ બાજુ ખાજી માગ પ્રમાણમાં ઊગી હતી

સાંજે ત્રણ વાગે મીરિયા જવા નીકળ્યા જમ્યા પછી હું તો જરા ઊંઘી ગયો પણ ગોકળદાસ કાકા કથાક ચક્કર મારી આવ્યા હતા ને કેટલાક સુંદર નમુનાઓ લેતા આવ્યા હતા એક હતો ઊમીનો નમુનો તેને ફૂલ પણ આવી ગયા હતા નર્યું ફૂલનું મૂમખુ હતું મેં તો એ ઊમી પહેલી જ વાર જોઈ તેનુ ઝાડતુ હોય છે અને તેની અનેક શાખાઓ વેલની માફક આસપાસ પથરાય છે તે અર્જુનાદિ વર્ગ ( N O Combretaceae )ની વનસ્પતિ છે સે ટેનાઈન જેવો જ કૃમિઘ્ન ગુણ એમા છે અને એ ટેનાઈનના પ્રતિનિધિ તરીકે તે પૂરપૂર કામ આપે છે આવી દિવ્યૌષધિ ત્યા વેડફાઈ રહી છે! બીજો નમૂનો હતો કાળીપાડની વેલનો એ તો પાડાને નામે આયુર્વેદમા બહુ પ્રસિદ્ધ થઈ ચૂકેલી વનસ્પતિ છે પછી અમે આગળ ચાલ્યા ને દરિયાની ખાડી આવી ત્યા તવરિયા ( Abicinnia officinalis N O Verbenaceae ) તથા ધોળા તવરિયા ઊભા હતા તેમની રચના અને ૧૨ અદ્‌ભુત છે ભરતી ઓટને લીધે ખાડીમા થતા ગદવાડ ને દુર્ગંધને આ તવરિયા ય સાફ કરે છે અમે રત્નાગિરિથી તે ઠેઠ હોનાવર સુધી આ તવરિયાની અદ્‌ભુત લીલાના દર્શન કર્યા છે એના મૂળની રચના કેવડાના મૂળ જેવી હોય છે તેના માચા બિયોની પોટીસ ગડગૂમડ ફોડવા વપરાય છે એટલુ જ નહિ પરન્તુ ચામડીના બીજા રોગો ઉપર પણ તેનો ઉપયોગ ફાયદાકારક નીવડે છે એમ મેં થોડા અનુભવ પરથી જોયુ છે એ બન્ને તવરિયામા સારા પ્રમાણમા ટેનિન રહેલુ છે દારૂડી (Argemone mexicana)ના પાન જેવા પણ ૧૨ ક પાંખવાળા છાતી ભર ઊંચા તબડી ફૂલવાળા છોડથી ખાડીની ડાબી બાજુ ઢંકાઈ હતી આ છોડની રચના પણ અજાયબી ભરેલી છે તેનું સ્થાનિક નામ અમને મળી શક્યુ નથી અને તેનો નમૂનો રસ્તામા બગડી ગયો એટલે ચાચવી શકો નથી પરન્તુ તેના પાન ફૂલને કાંટાની વિશિષ્ટતા એવી સુંદરતા ભરેલી આકર્ષક હતી કે તેનુ સ્મરણ અમારા અંતરમા જડાઈ ગયુ છે

ત્રણ માઈલ ચાલ્યા પછી છેવટે મીરિયો આવ્યો અમે ઉપર ચડવા લાગ્યા ને વનસ્પતિઓ જોવા માંડી નેવરી શામળો આકડો સીવણ કાળીપાટ કુબી આમા ફણસ ઊંબી ધાધિુ ડિયા ( Hanta indica ) વગેરેના દર્શન કર્યાં કુલીને તો ફળ પણ આવ્યા હતા તેના ફળ લીલા બોરાંને બરાબર મળતા હોય છે આના ફૂલોની રચના પણ બહુ મજાની હોય છે ફૂલ ફાટેલુ રહે છે અને વચ્ચેથી ધોળા કેસરા બહાર ઝૂકી પડ્યા હોય છે ગળ ઝૂબી સહાવી ફૂલો કપુરિયો તનુતસી વગેરે Compositere અને Lrbiatere વર્ગની ઘણી વનસ્પતિઓ દેખાઈ—રામી Filices વર્ગો મુખારનીનો પાનો અને રૂપેરી હંસરાજ Silver fern એ૦૫—રૂપેરી હંસરાજના પાનની પાછળ ચૂના જેવો સફેદ પાવ ચોટેલો હોય છે અને તેને હાથ કે કોઈ પણ ભાગ પર દબાવતા જેની છાપ પડી જાય છે

સહ્યાદ્રિના ઘણા ડુંગરોમાં આ હંસરાજ ઊગે છે-સિંહગઢમાં ત્યાંના માવળાઓ મુસાફરોને હાથે આની ભાત પાડી આનંદ પમાડે છે

વિશલ્યકરણી એટલે હાડસાંકળ તો નહિ જ. સંધાની શબ્દ તેના પર્યાય તરીકે છે પરન્તુ હાડસાંકળ ને સંધાનીને તેથી એક ગણી લેવાની ભૂલ તો નહિ કરી શકાય. મહાનારાયણ તેલમાં વિશલ્યનો ઉલ્લેખ છે. ભાષાની દૃષ્ટિએ અને કરણીમાં કંઈ ફરક નથી એટલે વિશલ્યકરણી અને વિશલ્યક તે એ જ વસ્તુ. પણ મહાનારાયણ તેલમાં જેનો ઉલ્લેખ આવે છે તે વિશલ્ય કઈ વસ્તુ તે પણ ક્યાં નક્કી છે? કેટલાક અનુવાદકોએ તેનો અર્થ દુવાગણો કર્યો છે. ઇન્દ્રવારુણીના પર્યાય તરીકે વિશાલા છે પરંતુ વિશાલા ને વિશલ્યકનો શો મેળ? વળી ઇંદ્રામણાં મૂર્છાનાશક તરીકે પ્રસિદ્ધ નથી. નાડકર્ણી જદવારને વિશલ્યકરણી ગણે છે પરંતુ જદવાર એ તો મૂર્વાદિ વર્ગ (Ranunculaceae) વગની વનસ્પતિ છે અને હિમાલયમાં થાય છે. પરિસ્થિતિ આમ હોવાથી અમે વિશલ્યકરણીને મેળવી શક્યા નહિ. વળી માનો કે મીંગિયાના શિખર ઉપરથી માટીનો થોડો ટુકડો ઉપાડીએ તોયે તેમાંથી વિશલ્યકરણી ઓળખી કાઢનાર કોઈ સુષેણ મળી આવે ખરો કે? અને મીંગિયા એ જ મહોદય પર્વત એનીયે શી ખાતરી?

આમ છેવટે નિરાશા ને દિલાસાની મિશ્ર લાગણી અનુભવતા અમે નીચે ઊતર્યા અને દરિયા કિનારે એક મોટી શિલા પર બેઠા. સામે સમુદ્રનાં પ્રચંડ મોજાં ઉછળતાં હતાં. નાની નાની હોડીઓ ઘર ભણી જતી હતી. પક્ષીઓ પણ આકાશમાં એ જ બાજુએ ઊડતાં હતાં. નેવરી, શામળો અને પાડેરવાનાં લાલ ચટક જેવાં પુષ્પો જોઈ ફરી રામાયણનો એક શ્લોક યાદ આવ્યો —

आदीप्तानिव वैदेहि सर्वतः पुष्पितान्नगान् ।
स्वैः पुष्पैः किंशुकान्पश्य मालिनः शिशिरात्यये ।

કેસૂડાનો દવ તો અમે હરિપુરમાં જોઈને જ આવ્યા હતા પરંતુ પાંડેરવો, નેવરી ને શામળાનાં ધગધગતાં અંગારા જેવાં લાલ ફૂલો અને પશ્ચિમ સમુદ્રમાં સૂર્યાસ્ત પછી લાગી રહેલો દવ—એ અદ્ભુત અવર્ણનીય દૃશ્ય કોઈ પણ કવિની પ્રતિભાને ઉશ્કેર્યા વિના ન રહે. મારાથી એ શબ્દબદ્ધ કરી શકાય એમ નથી. અમે કવિ નહોતા એટલે મૂક થઈ ગયા અને એ લીલાનું દૃષ્ટિદ્વારે પાન કરતાં કરતાં ઘણીવાર સુધી મૂક જ બેસી રહ્યા.

# નિદાન સમીક્ષા

(લેખક વૈદ્ય નજનાન મોહનનાન મહેતા મુ દીહોર)

મારી પાસે થોડા દિવસ અગાઉ એક દરદી આવેન તેણે પોતાના વ્યાધીની હકીકત એવી રીતે વર્ણવી કે – પોતાને અશ છે પરતુ તેનો હાલ કોઈ નતનો ઉપ ત્ર નથી પેટમાં દુખાવો રહેતો નથી પરતુ નાભીથી નીચેના ભાગમા પવન રહે છે દસ્તસારકદવા લેતા સાફ થતો ભુખ સાધારણ લાગે મો આવી જતુ નથી પવનની ઉર્ધ્વગતિ થતા છાતીમાં (હૃદયના ભાગ તરફ) અને મગજમા ગભગમણુ થાય બાદ તે પવન નીચે બસ્તિ પ્રદેશમા એકઠો થતો હોય તેવી અસર થાય પેડુ સાધારણ ભારે રહે

ઉપરની તેની હકી ત સાભળી દિગ્ગજ સુધુ લેવા મ કહ્યુ તે પોતાને ગરમ જણાયાનુ રહીએ કહ્યુ મે ત્રેગ્કોચનાવાળી કોઈ દવા (અનિતુ ડી) લેવા કહ્યુ તે પણ પોતે લીધેલ હોવાનુ કહ્યુ બીજા મે ત્રણ ટું જાણતો હતો તે ઉપાયો બતા વ્યા પરતુ તેનાથી વ્યાધિ નિર્મુળ થતો નહિ હોવાનુ જણાવી પોતે રાસ લવણુ ભાસ્કર અને કુમેરાક્ષાદિ ચૂર્ણ લેતા હોવાનુ જણા યુ અને યાધિ મદતર નાબુદ થાય તેમ કરવા મને કહ્યુ મે ઉપાય પુસ્તકમાથી શોધી આપવાનુ જણાવી દરદીને વિદાય આપી અને મેં આ વ્યાધિનુ મુળ સ્થાન ઉ ર હોઈ પ્રથમ ઉદરરોગનુ નિદાનપ્રકરણ જોવાની શરૂઆત રી તેમા પ્રથમ શ્લોકમા જણાવ્યુ છે કે —

**રોગા સર્વેઽપિ મન્દેઽગ્નૌ સુતરામુદરાણિચ ।**

આ શ્લોકાર્થ ઉપરથી સમજાયુ કે ઉદરરોગ થવામા મ દાગ્નિ મુખ્ય કારણુ હોય છે એટલે મ દાગ્નિ નિદાન જોવાની ઇચ્છા ૨૩૨ જણાય પ્રકરણ જોતા મ ાગ્નિ જ ય વિષ્ટબ્ધાજીર્ણુ ના લક્ષણુ નીચે પ્રમાણે આપેલ છે

**વિષ્ટબ્ધે મૂલ માધ્માન વિવિધા વાત વેદના ।**
**મલ્વાતાપ્રવૃત્તિશ્ચ સ્તમ્મો મોહાગપાડનમ્ ॥**

આ શ્લોક જોતા શૂળ આધ્માન વાતવ્યાધિ (કોષ્ટગતવાત) મળવાતરોધ વ્યાધિચિ હ વગેરેની મરખામણી કરવાની ઇચ્છા થઇ આવી તેમા લક્ષણુમેળવવા ઉ રનોકો પ્રથમ તપાસીએ ઉ ર રોગના સામાન્ય લક્ષણુમા લખ્યુ છે કે

**આધ્માન ગમને શક્તિ દૌર્બલ્ય દુર્બલાગ્નિતા ।**
**શોથ સદનમઙ્ગના સઙ્ગો વાત પુરીષયો ॥**

આ શ્લોકનુ લક્ષણુ સામ્ય લગભગ વિષ્ટબ્ધાજીર્ણુ ને મળતુ છે દુર્બલાગ્નિતા શબ્દ વિષ્ટબ્ધાજીર્ણુ ઉત્સા મ દાગ્નિ સૂચક છે આધ્માન બન્નેમા થાય છે એકમા મળવાતની અપ્રવૃત્તિ અને બીજામા મળવાત સઙ્ગ આધ્માન અને શૂળ એ શબ્દથી નહિ પરતુ લાક્ષણિક અર્થથી થોડા ઘણા મળતા ગણાય ત્યારે શુ વિષ્ટબ્ધાજીર્ણુ એ ઉદર રોગનુ સામાન્ય લક્ષણુ સમજવુ કે ઉ ર રોગ એ વિષ્ટબ્ધાજીર્ણુનુ સામાન્ય લક્ષણ સમજવુ ? તેમ પ્રથમ દ્રષ્ટિએ ભ્રમ થાય છે આ વસ્તુના સમાધાન માટે એક માગ છે જે ઉદર રોગના જણાવેલ સામાન્ય લક્ષણો હમેશા ચાલુ રહી વિશેષ વ્યાધિ સ્વરૂપને (ઉ રરોગને) પ્રકાશમા લાવે છે જ્યારે અજીર્ણમા તે લક્ષણો થોડા વખતને માટે રહે છે તે અજીર્ણ

શબ્દ ઉપરથી સૂચિત થાય છે અ-તદિ અજીર્ણ-પાચન પાચન નહિ ત્યારે વ્યાધિ થયા બા વ્યાધિ નહિ તેમ માની શકાય

ઉદર રોગના સામાન્ય લક્ષણને મળતો વિષ્ટબ્ધા રૂણ વ્યાધિ લાંબો વખત ચાલુ રહે તો તેનાથી ઉદરરોગ થાય ખરો કે ? થાય પણ ખરો અને કાસ કૃમિ ગુલ્મ, વગ વિષૂચિકા વગેરે જુદા જ વ્યાધિને યોગ્ય ક્ષેત્ર તયાર કરે

अव्यक्त लक्षणं तस्य पूर्वरूपमिति स्मृतम् ।
आत्मरूप तु तद् व्यक्त

પ્રશ્ન—આ પ્રમાણે ઉદરરોગનુ સામાન્ય સૂચક યાદ આપ્યુ હતે તો અતિ વ્યાધિ દોષા ભામ ન થતે આ વિષયમા તેનુ શાધ છે નહિ અજીર્ણથી ઉદરરોગને વિભક્ત કરવા માટે તેમ કરવુ જ જોઇયે ઉદર રોગના સામાન્ય લક્ષણથી વિષ્ટબ્ધાજીર્ણ શુ [illegible] સૂચક શી રીતે થઇ શકે? આમા કાઇ મનથા માર્ગ નથી કે તેવો દોષ ભજવે આ નિરર્થક છે આયુર્વેદની એજ ખુબી છે જે એ સ્થાનમા વ્યાધિનુ એ ચિહ્ન ચિહ્ન જ (લક્ષણ) મનાય અને બીજી જગાએ તે સ્વતત્ર દર ગણાય ત્યારે શ ચિહ્નરૂપે થાય ત્યારે વ્યાધિ માનવો કે બીજા વ્યાધિમા પોતાનુ વ્યાધિચિહ્ન માનવુ ? જેવી રીતે વિષ્ટબ્ધા જીર્ણ મા શૂળ એ ચિહ્ન અર્થાત્ લક્ષણ છે અને વ્યાધિ અજીર્ણ છે અને આત્મોત્પન્ન અવિપાકોત્થ વગળમા અર્થાત્ બીજા શબ્દમા કહીએ તો અજીર્ણથી ઉત્પન્ન થયેલ શૂળમા અજીર્ણ (આધ્માન આટોપ વગેરે) ચિહ્ન છે અને વ્યાધિ શૂળ છે એટલે અમુક ચિહ્ન જ છે અને આજ વ્યાધિ છે તે જાતના નિર્ણય કરવાની અનુકૂળતા માટે જુદા જુદા વિસ્તારો જરૂરી છે

શૂળ એ અજીર્ણ અને અજીર્ણ એ શૂળ એમ એક બે કરી એકજ વ્યાધિ માના વામા આવે તો શુ હરકત ? હરકત ઉપક્રમ વખતે થવા સંભવ ખરો કેમકે શૂળના ઉપદ્રવો અને અજીર્ણના ઉપદ્રવોની ભિન્નતા જોતા ઉપક્રમમા પણ ભિન્નતા જરૂર હોવી જોઇયે

શૂળના ઉપદ્રવો— वेदना तिव्रपा मूर्च्छा आनाहो गौरवारुचा ।
कास श्वासो वमिर्हिक्का शूलस्योपद्रवा स्मृता ॥

અજીર્ણના ઉપદ્રવો— मूर्च्छा प्रलापो वमथु प्रसेक सदनभ्रम ।
उपद्रवाभवन्त्येते मरण चाप्यजीर्णत ॥

આ ઉપરથી સમજી શકાશે કે અમુક ચિહ્ન અજીર્ણમાજ થાય છે અને અમુક શૂળમા થાય છે અજીર્ણના ઉપદ્રવો પણ પ્રાણઘાતક છે તેને શૂળ માની ઔષધોપચાર કરવામા આવે તો નિષ્ફળતા જ મળે

ઉદરરોગના સામાન્ય લક્ષણની શરૂઆતમા આધ્માન શબ્દ મુકેલ છે આ આધ્માનની શાસ્ત્રીય વ્યાખ્યા નીચે મુજબ છે

साटोप मत्युग्ररुज माध्मातमुदर भृशम् ।
आध्मानमिति जानीया द्घोर वात निरोधजम् ॥

વિગુણીત મહોપ વાયુનો અવરોધ એજ બીજા શબ્દોમા કહીએ તો પક્વાશય ગણાય ત્યારે મળવાતના રોગથી આધ્માન થાય છે અર્થાત આધ્માન એ મળવાતનો

રોધ સૂચક છે તો પછી એક જ શ્લોકમા આધ્માન અને મળવાતાવરોધ' એમ જુદા બે શબ્દો આપવાની શી જરૂર છે? તેમજ આધ્માન પ્રત્યાધ્માન આનાહ પક્વાશયગત વાત આમાજીર્ણ વગેરે શબ્દથી જુદા છે પરંતુ લક્ષણોથી લગભગ મળતા છે અર્થાત્ જુદા જુદા ચિહ્નો છે પરંતુ તેનુ વિશેષ સ્વરૂપ કોઈક જુદાજ વ્યાધીનુ ઉદ્બોધક થાય છે ત્યારે તેને જુદો વ્યાધી માનવો પડે છે જેમકે અધોવાતના નિરોધથી ઉર્ધ્વવાત થાય છે તે વાયુ આધ્માનાદિના ચિહ્નથી વધીને ઉદ્ગારાદિક વિશેષ સ્વરૂપને ઉત્પન્ન કરે છે તે ઉદ્ગારાદિક લાંબે વખતે હૃદયશુળ (ગભરામણ) શ્વાસાવરોધ વગેરે ઉત્પન્ન કરે છે એટલે કે એકજ દૂષિત વાયુ જુદા જુદા સ્થાનમા જુદા જુદા ચિહ્નો ઉત્પન્ન કરે છે લક્ષણ સામ્યવાળા વ્યાધી ઓમા દોષાનુબંધ જોવો એ વધારે જરૂરી મર્મ છે આયુર્વેદમા તેનું ખાસ મહત્વ છે જ્યા આગળ વિશેષ વ્યાધિ મુકરર થઈ શકે તેમ ન હોય ત્યા દોષાનુબંધ જાણી લઈ ઉપક્રમ કરવામા આવે તો સફળતા જરૂર મળે આધ્માનાદિક નિર્ણય કરવામા ખાસ મુશ્કેલી હોય તો– ખાસ મુશ્કેલી એટલા માટે કે—ઉદરતમા એ ાદ ચિન્હ ઓછુ હોય તો આધ્માનની શંકા ઉપજાવે છે કોષ્ઠગતવાત-આનાહ માટે શંકા ઉત્પન્ન કરે છે પક્વાશયથી અજીર્ણની ભ્રાન્તિ કરાવે છે ત્યારે વાયુનો અનુબંધ સમજી લઈ વાતાનુલોમન, દીપન પાચક આરક વગેરે ઉપક્રમો હિતાવહ છે બીજા ઘણા મતિભ્રમક વ્યાધિઓ છે જેવી કે – તુની પ્રતિતુની અષ્ઠીલા, પ્રત્યષ્ઠીલા આ તર્વિદ્રધિ ગુલ્મ વગેરે તેનો સ્થાનભેદ દોષભેદ ચિહ્નભેદ પરિણામભેદ વગેરેથી નિર્ણય કરી ઉપક્રમાહ છે અને તેમા પણ ઘણો વિવાદ યોગ્ય વિષય છે

આ દરદીના આતંક નિર્ણયમા જણાયુ કે વાતાનુબંધ મંદાગ્નિ અગ્નિજન્ય કબજીયત દોષભુત વાયુની ઉર્ધ્વગતિ વગેરેમા વાત પ્રાધાન્યતાતો ખરી પછી તે ક્યાથી ઉત્પન્ન થાય છે શા માટે થાય છે કેવી રીતે થાય છે વગેરે પ્રશ્નો પર જ રાખીએ મે તો લાંબા વિચારને અંતે આમવાત ના પ્રકરણમા આપેલ વૈશ્વાનર ચુર્ણ (ભાવપ્રકાશ) સૂકંઠુ થોડું પ્રમાણ ઘટાડી છાશમા આપવાનો નીર્ણય કર્યો બને તો છાશનોજ ઉપયોગ કરાવવો પરંતુ દરદી મારી પાસે પછી આ યોજ નથી ઇતિ શમ્

# મૂત્રસગનાં કારણો

થોડા મહીના પહેલા હેમીલ્ટન બારૂલે (ઈ સ ૧૯૩૫) કૃત ડીમોસ્ટ્રેશન ઑવ ફીઝીકલ સાઈનસ ઇન્ ક્લીનીકલ સર્જરી નામક પુસ્તક મારા વાચવામા આવેલુ તે પુસ્તકમા As you like it મેંથી માનવજીવનની સાત અવસ્થા રૂપે દર્શાવેલી તેણી સાથે સરખામણીયે મૂત્રસગ (Retention of urine)ની રોગવિનિશ્ચય પરીક્ષામા ઉપયોગી નીવડે એવા બુદ્ધિગમ્ય કારણો સમજાવાયા છે જે વાચકોના મનોરંજનાર્થ અહીં રજુ કરૂ છુ —

All the worlds stage
And all the men and women merely players
They have their exists and their entrances
And one man in his time plays many parts
His acts being seven ages At first the infant
Mewling and puking in the nurse s arms
And then the whining schoolboy with his satchel
And shining morning face creeping like snail
Unwilling to school And then the lover
Sighing like furnace with a woeful ballad
Made to his mistress eyebrow Then a soldier
Full of strange oaths and bearded like the pard
Jealous in honour sudden and quick in quarrel
Seeking the bubble reputation

Even in the Cannon s mouth And then the justice
In fair round belly with good Capon lin d
With eyes severe and beard of formal cut
Full of arise saws and modern instances
And so he plays his part The sixth age shifts
Into the lean and slipper d pantaloon
With spectacles on nose and pouch on side
His youthful pose well sav d a world too wide

For his shrunk shank and his big mainly voices
Turning again towards childist treble pipes
And whistles in his sound Last scene of all
That ends this strange eventful history

Is second childishness and mere oblivion
Sans teeth sans eyes sans task sans everything

હવે મૂત્રમગના કારણો સાથે આ સાત અવસ્થા સરખાવીયે જુવો—

(૧) The infant in nurse s arms આ અવસ્થાયે નિરૂદ્ધપ્રકાશ[1] અને કુદરતી મૂત્રદ્વારનો અભાવ[2] એ મૂત્રમગના ચોક્કસ કારણો છે

(૨) The whining schoolboy with his satchel બસ્તિની અશ્મીરી[3] આમ મનાય છે

(૩) The lover sighing like furnace મૂત્રસગનો આ કેસ મૂત્રપ્રમેહનો તીવ્રશાથ[4] અનુભવે છે

(૪) The soldier full of strange orth બહુતાશે મૂત્રપ્રસેકના સંકોચ[5] નો ભોગી હોય છે

(૫) The justice in fair round belly with good Capon lin d બહુધા અને વિશેષ ભાગે પૌરૂષગ્રંથિની વૃદ્ધિ[6] આના કારણરૂપે હોય છે

(૬) When the sixth age shifts into the lean and slipper d pantaloon આ સ્થળે ? જાતનુ નવાહયુક્ત મૂત્રમા[7] (બસ્તિનો સોજો-મૂત્રકૃચ્છ ?) એ તીવ્ર મૂત્રસગનુ સામા ય કારણ છે

(૭) And the last age that ends this strange eventful history એ બસ્તિશથિલ્ય[8] નુ પરિણામ છે

ઉપરા ત સ્ત્રીઓમા મજ્જાસ્થ વાતતંત્રની અવ્યવસ્થા[9] અને ગર્ભાશયનું પશ્ચાદ્ભ્રમણ[1] એ વિશેષતા છે

ઇતર ગ્રંથોના પ્રમાણોને આયુર્વેદીય દષ્ટિએ આપણે જો શોધી ગ્રંથોમા સરખાવીયે તો અમુકાશે પણ નવા તત્વ પર પ્રકાશ રજુ કરી શકાય ખરો ?

મોરબી તા ૩ –૩– ૮ } અમૃતલાલ જેઠાલાલ ગણાત્રા

(૧) Phimosis (૨) Atre ia of the Me tus (૩) Stone in the bladder (૪) Acute urethritis (૫) Stricture of the ureathra (૬) Frostratic enlargement (૭) Cystitis complicated by the ropy mucus (૮) Atony of the bladder (૯) Disorder of c ntral n rvous system (૧ ) Petroversion of uterus

# ખરનાદ ન્યાસ

ગીલ્ગીટના નવા યુગમા ઇ સ ૧૯ ૮મા ખોદકામ કરતા જે થોડી હાથપ્રતો મળી તેમા ખરનાદ ન્યાસનું એક ભોજપત્રનુ પાનુ મળ્યુ છે ખરના મહિતામાથી તથા એ ઉપરના યાસમાથી ટીકાઓમા ઉતારા મળ્યા છે જુઓ અષ્ટાગહૃદય ઉપર અરૂણદત્તની ટીકા ૧ ૧૪૮ અને માધવનિદાન ઉપર વાચસ્પતિની ટીકા પૃ ૫ આ હાથપ્રતો નવમા શતક પહેલાની અને સાતમા શતક પછીની છે એમ એના અક્ષરો ઉપરથી શ્રી એમ એસ કૌનશાસ્ત્રી એમ એ એમ ઓ એલ અનુમાન કરે છે

પ્રથમ પક્તિ— र्घन्ति तन्निमित्त आत्मनोमुख्य जात्यादिलम्भ इति ॥ खारणाद यासे खुण्डिका गर्भावक्रान्ति शारीर समाप्तम् ॥ खुण्डिका पइति गर्भा वक्रान्त्यो रेकपद सम्बन्ध तूथा

બીજી પક્તિ—रपिगर्भावक्रा त्यान्यस्यैकस्यैवार्थस्याभिधानात् ॥ उत वा पूर्वे ध्याये मात्रादि सभवो गभ इत्येतावदुक्त न तु युक्तिर्दर्शिता कया युक्त्यत्यत इह सा युक्तिरुच्यते ना हि समुदयस्तुगपद्गभसभव

ત્રીજી પક્તિ—तस्य युक्तिं प्रवक्ष्यामि प्राकृतता भाषितामपालि ॥ तस्य गभ तु प्रवेशो गभावक्रान्ति महत्त्व चास्य गर्भावक्रान्त्यर्थस्य विस्तरनिर्देशात् यह रजस्वलाभूत्वा पुराणरुधिरे स्रुत इत्यादि अनिस्रुते हि पुराण रुधिरे न भवति गर्भापत्ति

ચોથી પક્તિ—स्रुतेपि चाशुद्धस्नातास्त्रो पुसायुक्ता भूना प्रसावद्गभ न विदति विकृत चाजनयत्यत उभयमुक्त मनस्विनी सोमनस्याद्गर्भमादत्त स्नाग्रहण वन्ध्यानिषेधक एका तर निर्देश पुरुस्य

પાચમી પક્તિ याथ आप्यायित हि शुक्र गर्भायभवति निरन्तरगमणेन तु अल्प शुक्रत्वान्नोपचते गभा विकृतो वा जायते ॥ नवार गभमागिमी। यस्मा नचाह्नानि ऋतु तस्मायेषु गर्भ भजते तन्नायुग्मे

છઠ્ઠી પક્તિ—व्वहस्सु स्त्री युग्मेषु तुपु मान् भवेत् युग्मायुग्मत्त्व चतुर्थदिवसात् प्रभति चतुर्थषष्ठाष्टमा युग्मा दिवसा पचमसप्तम नवमा अयुग्मा ॥ इदानीं यथायुक्त्या पुसा युक्ता स्त्री गर्भ विन्दति सा यु

સાતમી પક્તિ क्तिरभिधीयते शुद्धेस्थिते चाभूतेरक्त इत्यादिस्त्रिया रक्ते शुद्धे अदोषदुष्टे बीजभूत बीजावस्थे गभजनन समये गभाशये योनाशये वा दृष्टे । आशये गर्भस्थानम् तस्मिन्स्थित्य भूते रक्ते

આઠમી પક્તિ— योन्याशये च यदा स्त्रीसयोगा पुसा हृषच्युत हर्षणोत्मीरित शुक्र मदुष्ट शुद्ध युज्यते सस्रज्यते हर्ष प्रतीति वि च्युक्रशोनित सयोगे नद्ध सयुज्यते

નવમી પક્તિ—योग्यानुरूपयाहृत्योपतै समन्वित युक्त सुकमफलेन तम् ॥ तदुक्त मातृ सम्व धात् च पितृ सम्व धात् च शुक्र सत्त्व चात्मा चेतना धातु

( ન્યાટર્વા જનલ ઓફ ધ મીથીક સોસાઇટી જુલાઈ ૧૮ ૮ના અંકમા પ્રસિદ્ધ થયેલા રીપોર્ટ ઓન ધી ગીલ્ગીટ એક્સકેવેશન નામના લેખમાથી ઉતારો )

---

# ૨૯મુ નિ ભા વૈદ્યસમ્મેલન

આવતુ ૨૮મુ નિ ભા વૈદ્યસમ્મેલન જોધપુરમાં ડીસેમ્બરના ત્રીજા અઠવાડીઆમા ભરાવાનુ છે અને તેને લગતી તૈયારીઓ તડામાર ચાલી રહી છે એ વિષયમા છેલ્લા ખબર નીચે પ્રમાણે છે —

૨૮મા નિ ભા વૈદ્યસમ્મેલનના સભાપતિપદની ચુંટણી માટે સમસ્ત ભારતવર્ષ બર્મા અને સીલોનથી આવેલા મહામંડળના સભ્યોના મતોની ગણત્રી કરતા કુલ આવેલા ૭૧૨ મતોમા ૧૨ વ્યક્તિઓના નામો આવેલા તેમા પણ દશથી વધારે મતો જેને મળ્યા હોય એવા સાવીશ નામો છે અને નીચેના પાચ નામોને નીચે પ્રમાણે મતો મળ્યા છે —

| | | |
|---|---|---|
| (૧) | શ્રીયુત પં શિવશર્માજી | ૨૩૮ |
| (૨) | કિશોરીદત્તજી શાસ્ત્રી | ૧૪૧ |
| ( ) | વ્રજવિહારીજી ચતુર્વેદી | ૧૩૪ |
| (૪) | જીવરામ કાલિદાસજી | ૮૪ |
| (૫) | સુખરામદાસ જી ઓઝા | ૬૩ |

હવે આ પાચમાંથી એકને સભાપતિ તરીકે ચુંટવામા આવશે પાચેય યોગ્ય છે અને મતની સંખ્યા ઉપર ધ્યાન રાખી પં શિવશર્માજીને ફરીવાર ચુંટવામા આવે તો એમણે આ વર્ષ રહેલા કામને તેઓ વધારે વેગ આપી શકે એમ કરવામા નિયમનો તો બાધ છે નહિ

નિખિલ ભારતવર્ષીય વૈદ્યસમ્મેલન સાથે જ ભરાવાના અધ્યાપક સમ્મેલનના સભાપતિ માટે નીચેના પાચ નામોને નીચે પ્રમાણે મતો મળ્યા છે

| | | |
|---|---|---|
| (૧) | શ્રી પં શિવશર્માજી આયુર્વેદાચાર્ય લાહોર | ૪૧ |
| (૨) | યાદવજી ત્રિકમજી આચાર્ય | ૩૯ |
| (૩) | સત્યનારાયણજી શાસ્ત્રી કાશી | ૨૮ |
| (૪) | કવિરાજ ગણનાથસેન સરસ્વતી | ૨૩ |
| (૫) , | પં જ્ઞાનેન્દ્રનાથસેન કવિરાજ હરદ્વાર | ૨૩ |

આમાથી કોઈએક જેનટ ચુંટાશે અમારા મત તો પં શિવશર્માજી સમ્મેલનના પ્રમુખ થાય અને શ્રી યાદવજી ત્રિ મજી આચાર્ય અધ્યાપક સમ્મેલનના પ્રમુખ ચુંટાય તો એ ઉત્તમ યોગ વૈદ્યસમ્મેલન માટે સર્વથા હિતકર નીવડે છેલ્લા ખબર મળ્યા છે કે પં શિવશર્માજી પ્રમુખ ચુંટાઈ ગયા છે

---

# શ્રી ગુજરાત-કચ્છ કાઠિયાવાડ વૈદ્યસમ્મેલનનુ આઠમુ અધિવેશન-કચ્છમા

શ્રી ગુ ક કા વૈદ્યસમ્મેલનનું આઠમુ અધિવેશન ડીસેમ્બરમા શ્રી અંજાર (કચ્છ) મુકામે ભરવાનુ નક્કી થયુ છે અને એ અધિવેશનના પ્રમુખપદ માટે વરણીની તૈયારીઓ ચાલે છે અને ઘણુંખરી આ છપાશે તે પહેલા પસંદગી થઈ ગઈ હશે છેલ્લા ખબર પ્રમાણે

નીચેના પાચ નામો સ્વાગત સમિતિને મળ્યા છે (૧) વૈદ્યરાજ ઉમીઆ ાકર એમ અમ ાના, (૨) વૈ માધવપ્રસાદ ના શાસ્ત્રી અમદાવા ( ) વ ચુનીનાન રેવાા ? વડોદરા (૪) વૈ ધીરજરામ દ સુરત (૫) વૈ પુરૂષોત્તમ મકારા ? સુ ત અને બધુ જોતા ભાઈ માધવપ્રસાદ ના શાસ્ત્રી ચુટાય એવો સભવ છે અ ે એ યોગ્ય છે

કચ્છના વૈદ્યભાઈઓનો ઉત્સાહ જોઇને પણ આન થાય છે તેઓએ ૯૭ તો અકટો મ્બરના અન્તમા અખિન કચ્છ વૈદ્યસમેલન ભયુ ? અને પાછુ આ ચુ ક ા વૈદ્યસમેલનનુ અધિવેશન બોલાવે છે એ માટે કચ્છના વૈદ્યભાઇઓ નરાસાને પાત્ર છ

---

# બોર્ડ ઓફ ઇન્ડીઅન મેડીસીન મુબઈ

મુબઈ ઇલાકામા વૈદ્યકીઓના રજીસ્ટ્રેશનનો કાયદો પસાર થયો ત્યારથી જે બોર્ડ ઓફ ઈ ડીઅન મેડીસીન નીમાવાની વાત ચર્ચાતી હતી તેનો છેવટ છેડો આવી ગયો છે અને મુબઈના કોંગ્રેસ પ્રધાનમડળે અધિકારનો ત્યાગ કરતા પ્હેલા બોર્ડની નીમણુક જાહેર કરી દીધી છે નીચેનો ઉતારો તા ૪ નવેમ્બર ૧૯ ૯ના મુબઈ સમાચારમાથી લીધો છે —

મુબઈ તા ૨૭ નવેમ્બર

૧૯૩૮ના મેડીકલ પ્રેકટીશનર એકટ હેઠળ મુબઇ સરકાર તરફથી નીચેના સભ્યોની બોર્ડ ઓફ ઈ ડીઅન સીસ્ટમ્સ ઓફ મેડીસીનની નીમણુક કરવામા આવી છે

૧ ડૉ આર આર ભડકકર (પ્રમુખ)
૨ વદ્ય જાદવજી ત્રિકમજી આચાય
૩ ડૉ પોપટ પ્રભુરામ
૪ વૈદ્ય પી જી નાનન
૫ વૈદ્ય ગગાધર શાસ્ત્રી ગુણે
૬ વૈદ્ય એલ જી કુનકર્ણી
૭ વૈદ્ય બાપાલાલ ગડબડ ાસ શાહ
૮ મી બી સી લાગુ
૯ સૈફ-ઉલ-મુલ્ક હકીમ રશીદ અહમ
૧ હકીમ ફઝલી રહીમ
૧૧ હકીમ મહમદ કાસીમ ચોંચીનાગા
૧૨ સઈફ ઉલ્મુ ક મીર સરફરાજહુસેન
૧૩ મી દામોદરદાસ વી મહેતા

---

# શ્રી ગુજરાત-ક કા વૈદ્યમડળના મુખપત્રની યોજના

અમદાવાદના ગુ કા વૈદ્યસમેલનમા વૈદ્યમ ળના મુખપત્રની ચર્ચા થયેલી પણ હમણા એનો છેવટનો નિર્ણય નીચે પ્રમાણે થયો છે

તા ૧૫-૭- ૮ ના રોજ અમ ાાદ મકામે મુખપત્રની યોજના નક્કી કરવા વૈદ્યરાજ ભાનુપ્રસાદ એન મહેતાએ બોલાવેલી સભાએ નક્કી કરેલી યોજના નીચે મુજબ છે

**નામ**—આ મુખપત્રનું નામ ાહદ્ ગુજરાત આયુર્વેદ સમેલન પત્રિકા રાખવુ
**સાઈઝ**—આ પત્રિકાની સાઈઝ ફુલસ્કેપ કાગળના આઠ પેજની રાખવી

**ખર્ચનો અદાજ**—આ પૃષ્ઠ પ્રમાણે દર અંકે રૂા ૧૪ + ૫ = ૧૯ × ૬ = ૧૧૪ રૂા પાચસો કોપીનો વર્ષના ૬ અકનો થાય છે તે ઉપરાત પ્રાથમિક સ્ટેશનરીના રૂા ૧૬) મળી કુલ રૂા ૧૩ )નો અ ાજ થાય છે

**પોસ્ટેજ**—દર રૂા - -૬ પાઈ લેખે ૫ કોપીના રૂા ૮ -૧૨- થાય છે તે ઉપરાત એ સ્ટ્રા પોસ્ટેજના ૧ ૪૭ ૪- મળી એ ૭ રૂા ૧૪ થાય છે

રેફર સના રૂા ૮ અ ાજે થાય છે
આમ મળી કુલ ખર્ચ રૂા ૩૫ થવા જાય છે

**આવકના માર્ગો**—શ્રી ગુ ક કા વૈદ્યમડળ તરફથી પ્રાથમિક ખર્ચ માટે રૂા ૧ આપવામા આવશે

પત્રિકાના કેવળ ગ્રાહકનુ લવાજમ -૮- રાખવુ

આ પત્રિકાના આશ્રય દાતાઓનો એક વ ા રાખવામા આવશે જેની વાર્ષિક ફી રૂા પણ રાખવામા આવે છે આ ફી પત્રિકાના ખર્ચમા વાપરવામા આવશે જે કોઈ આશ્રય દાતા પોતાના ફોટાનો બ્લોક આપશે તેનો ફોટો પત્રિ ામા મુકવામા આવશે

આ ફોટાની સાઈઝ ૨ ા × ાથી વધુ ન હોવી જોઈએ

### તત્રીમડળ

૧ ભાનુશકર એન મ્હેતા મિયોદરા
૨ વાસુદેવ મણીશકર દ્વીવેદી ધ્રાગધ્રા
૩ મણિશકર ગૌરીશ ર ત્રિવેદી અમદાવાદ
૪ અનતપ્રસાદ લક્ષ્મીશ ર ભાવનગર
૫ શશિકા ત ભુલાભાઈ પડ્યા અમ ાાદ

આની અદર નીચે પ્રમાણેના વિષયો રહેશે

૧ વૈદ્યોના મૂળભુત અધિકારો
૨ ગુજરાતની આયુર્વેદિ સસ્થાઓના વૃત્તાતો
૩ અર્વાચીન અ વેષણો
૪ બહિ જગતની વૈદકીય પ્રવૃત્તિઓ
૫ પ્રાતિક મડળ તરફનુ સાહિત્ય
૬ પર પ્રાતની આયુર્વેદિક પ્રવૃત્તિઓ
૭ શાસ્ત્રીય વિષયોના પ્રવચનો

હું ધાર છુ થોડા વખતમા પહેલો અક બહાર પડવા જોઈએ

---

# સિદ્ધભેષજ મણિમાલા

[અનુસધાન ગુન અક ૬ પાન ૧ ૨ થી ચાલુ]

## मधु મધ

मधु लघु मदश्वासास्राशत्रिदोषघ्नमिक्रिमि-

क्लमकसनतृण्मेदोमहारुचिक्षयकुष्ठजित् ।

हरति मधुर मा च हिक्का विदाहहर हिम

स्वरबलकर रूक्ष प्राहि प्रभामतिद परम ॥ २८० ॥

મધ લઘુ[1] છે મ શ્વાસ રક્તાશ (રક્તતા ૨૭૭) ત્રિદોષ[2] ઉનની કૃમિ કલમ (શ્રમ વિનાનો થાક) ખાસી તૃષા મે પેશાબના રાગો અરૂચિ ક્ષય અને ચામડીના રોગોને જીતનાર છે મધ મધુર છે અને તે જઠરાગ્નિની મદતાને હેડકીને અને વિદાહને હરનાર છે મધ ઠડુ છે સ્વ ના બનને આપનાર છે અર્થાત્ સ્વર મારો કરનાર છે ગ્રાહિ છે પ્રભા અને બુદ્ધિને આપનાર છે

## जलम् પાણી

सामान्यमम्बु मदमोहविदाहानद्रा

तन्द्राश्रमक्लमवमिभ्रमतषघर्षि ।

मन्दाग्यजीर्ण गऌरोगविनाशि शीत

सजीवन लघु निलीनरस प्रहर्षि ॥ २८१ ॥

પાણી મદ મોહ દાહ નિદ્રા તદ્રા શ્રમ કલમ ઉલટી ભ્રમ અને તરસનો નાશ કરનાર છે શીતલજલ મદાગ્નિ અજીર્ણ ગળાના રોગ વગેરેનો નાશ કરનાર છે જીવમાનનું

---

૧ ચરકે મધને ગુરુ ગણ્યુ છે જ્યારે અહિ મધને લઘુ વર્ણ યુ છે ટિપ્પણકાર કહે છે કે મધ ગુણમા ગુરુ છે જ્યારે પાકમા લઘુ છે જે દ્રવ્ય ખાવે વખતે પચી જાય તે ગુરુ ગુણવાળુ ગણાય જે જલદી પચી જાય તે લઘુ ગણાય જે દ્રવ્ય પચી ગયા બાદ પેશાબ બરોબર સાફ લાવે અને કફને કરે તે ગુરુપાકવાળુ ગણાય જે દ્રવ્ય ગયા બાદ પેશાબની કબજીયાત કર અને વાયુ કરે તે લઘુપાકવાળુ ગણાય

૨ અહિ મધને ત્રિદોષઘ્ન ગણાવ્યું છે ચરકે મધને 'વાતલ' વાયુ કરનાર ગણ્યુ છે વાતલ દ્રવ્યને ત્રિદોષજિત્ કેમ કહેવાય? સુશ્રુતે પાન મધને त्रिदोषशमनम् થી આરભ કરી तत्तु लघुत्वात्कफघ्न पैच्छिल्यान्माधुर्यात् कषायभावाच्च वातपित्तघ्नम् એમ કહેલુ છે અર્થાત સુશ્રુતના મત મુજબ મધ લઘુ હોવાથી કફઘ્ન છે પિચ્છિલ અને મધુર તુરાયુક્ત હોવા થી તે વાત અને પિત્તને દૂર કરે છે અર્થાત્ આ રીતે એ ત્રિદોષજિત છે એમ પ્રતિપાદિત કરેલુ છે જોપદેવે તેમના સિદ્ધમત્ર મા મધને પિત્તકફઘ્ન વાતોદાસીન પિત્ત અને કફને હણનાર જ્યારે વાયુને વધારનાર પણ નહિ તેમજ હણનાર પણ નહિ (વાતોદાસીન) એમ જણાવ્યુ છે અને તે વધુ ઠીક છે ચરક મધને વાતલ જ્યારે સુશ્રુત મધને વાતઘ્ન ગણાવે છે જેનો બોપદેવે ખુલાસો જોપદેવે આ પ્રમાણે કર્યો છે (બા, ચ)

જીવન છે૧ પચવામાં લઘુ છે સ્વચ્છ જને કોઈપણ જાતના રસના સ્વાદ વિનાનું હોઈ ઉપમ છે

साय तटि यास्तनुते समीर रूक्षानभिष्यन्दि कृशानुकार ।
कटु प्रपाके विशद सुमिष्ट कफ सपित्त कवलीकरोति ॥ २८२ ॥

નદીનું પાણી વાયુ કરનાર છે રુક્ષ છે અનભિષ્યન્દિ અને જાઠરાગ્નિ પ્રદીપ્ત કરનાર છે વિપાકમાં કટુ છે વિશદ છે પીવામાં અતિ મિષ્ટ લાગે છે કફ અને પિત્તનો નાશ કરનાર છે

रुच्य नैर्झरमम्बु दीप्तिजनन रुक्ष बलासापह
पित्तघ्न हिममौद्भिद शुचि लघु स्यात्सारस शुभ्रलम् ।
ताडाग कटु वातल लघु हिम वाप्य मरुच्छ्लेष्मजित्
स्वादु श्लेष्मदमग्निकारि रुचिर स्र पानिल चौडच्यजम् ॥ २८३

ઉચ્ચ સ્થાનમાંથી પડતું ઝરણાનું પાણી રુચી ઉત્પન્ન કરનાર જઠરાગ્નિને પ્રદિપ્ત કરનાર રુક્ષ અને ખાંસીને હણનાર છે નિમ્ન પ્રદેશમાં ભૂમિ ફોડીને બહાર નીકળનાર પાણી પિત્તને હણનાર છે ઠંડુ છે શુદ્ધ છે અને પચવામાં હલકું છે સરોવરનું પાણી કફ કરતા છે તળાવનું પાણી સ્હેજ તીખું અને વાતકુ છે પચવામાં હલકું અને ઠંડુ છે વાવનું પાણી વાયુ અને કફને હણનાર છે નવો ખોદાયનો ચણાયનો નહિ એવો અને પાણીની પાસે જ ખોદેલો હોય એવો કુવો તે ચૌડ્ય આવા કુવાનું પાણી મધુર કફઘ્ન જઠરાગ્નિ પ્રદીપ્ત કરનાર રુચિપ્રદ અને સ્હેજ વાયુકર હોય છે

( चौट्यमुक्ता वह कूपो न वद्धो य शिलादिभि )

નદીમાં જે મોટા ખાડા ખોદવામાં આવે છે તેજ ચૌડ્રી )

पानीय स्वादु कौप त्रिमलनुदनलोद्बोधि पथ्य प्रदिष्ट
शीत स्व च्छ कषाय त्वथ लघु विकिर दोपविश्लोषदक्षम् ।
कैदार्यं पाषर वा जलधिजमथवा गुर्वभिष्यन्द्यपथ्य
मिश्राम्भोधेस्तु पथ्य लघुगुणममल श्रूयते शुक्रकारि ॥ २८४ ॥

કૂવાનું પાણી સ્વાદિષ્ટ ત્રિદોષને હણનાર જઠરાગ્નિને પ્રદિપ્ત કરનાર છે નદીની રેતીમાં ખોદેલા હેરડાનું પાણી શીતળ સ્વચ્છ કષાય હલકુ અને દોષઘ્ન છે ક્યારડાનું ખાબોચીયાનું કે ખારું પાણી પચવામાં ભારે અભિષ્યન્દિ અને અપથ્ય છે દરિયા જેવા મોટા સરોવરનું પાણી પથ્ય છે હલકુ છે નિર્મળ છે અને તે શુક્ર વધારનાર છે એમ સંભળાય છે

प्रतिश्याय श्वास ज्वररुचिविबन्ध सतिमिर
ग्रहण्या गुल्मार्तो व्रणनटरहिक्काप्रभृतिषु ।
शृत तोय शस्त मरुति बहुपित्ते कफगदे
क्रमादेवैकद्वित्रिलवपरिहीन सखकरम् ॥ २८५ ॥

---

१ जीवन जीविना जीवो जगत्सर्व तु तन्मयम् ।
अतो त्यन्तया मुञ्चो न क्वचिद्वारि वारयत् ॥

મગોખમ મ તાન રેચ લીધો હોય ત્યાર આખનુ તેજ અતિક્ષિણ થતુ હોન ત્યારે સંગ્રહણીમા ગુ મમા મથુ ઉ ર રોગ હેડકી વગેરે રોગોમા ઊભોનુ પાણી શ્રેષ્ઠ ર છે વાયુના રોગોમા પિત્તના રોગોમા અને કફના રોગોમા અનુક્રમે એક ભાગ બે ભાગ અને ત્રણ ભાગ ઉકાળતા બાકી રાખેલુ પાણી પીવુ હિતાવહ છે

प्रसूनकुसेरधिवासितानि वलक्षमृत्स्नाकरकम्य[1] खण्डै ।

नवीनमृतकुम्भभृतानि भाम्म ग्रीष्मे यथेच्छ पिब र पयासि ॥२८६॥

ગ્રીષ્મઋતુના માથાફોડ તાપમા ફુલ મહિત દાડમની ડાળના નાના નાના ટુકડા પાણીના નવા માટલામા રાખી મૂકી તે પાણી યથેચ્છ પોવામા લેવુ સ્વાસ્થ્ય માટે હિતકર છે

## पारदादि वर्ग

रसायन सर्वरसो विशारद पराक्रमाणो भजता विहारद

त्रिदोषनुद्योगवहोऽतिपारद करोति कुष्ठक्षपणानि पारद ॥२८७॥

પારા રસાયન છે ષ ્રસયુક્ત છે ભોગવિહાર વગેરે અનેક જાતના પરાક્રમ પ્ર છે વાતપિત્ત અને કફ નણેય દોષોને દૂર ક નાર છે યોગવાહિ છે રોગમાત્રના પાર એટલે અતને આપનાર છે અર્થાત રોગ માત્રને તે મારી હઠાવનાર છે કુષ્ઠ રોગ જેવા ભયંકર રોગોનો ક્ષય કરનાર છે

कटुककषायतिक्तमुष्णवीर्यं शिथिलयति क्षणमात्रता विर धम्

क्रिमिपवनकफक्षयोग्रकुष्ठ प्रभृतिषु पूजितमालपामि गन्धम् ॥२८८॥

ગધક- કટુ ઞાય નિક્ત ઉષ્ણ વીર્ય અને વિ ધને ક્ષણમાત્રમા ભેદી નાખનાર છે અને કૃમિ વાતરોગ કફ ક્ષયરોગ ભયકર ચામડીના રોગો વિગેરે રોગોમા પ્રશસ્ત છે

स्थाली चोनमृदुत्थिता तदुपरि स्फोता त्रिपादा तन

पात्रे पूरितकोकिल च चपक तत्रापि गन्धरतत ।

युञ्जास्य चपक त्रिदण्टयवसतौ किंच त्रिदण्डयास्तिरो

धान साद्रपग्न हस्ततुल्तो यन्त्रस्य सर्वोदय ॥ २८९ ॥

कफपित्तहर नेत्र्य ह्लास वर कुष्ठजित् ।

प्लीहामवातदरद दरद सरमीरितम् ॥ २९० ॥

હિંગળોક કફ અને પિત્તને હરનાર છે આખને હિતકર છે માળ આવતી હોય તો તેનુ શમન કરનાર છે તાવ અને ચામડીના રોગોને તોડનાર છે બગાડ અને ગ્રંથિવાતનો નાશ કરનાર છે અને ગર છે

अभ्र स्वादु हिम कषायमुदरव्यार्धार्तिजदापहण—

ग्रन्थिप्लीहविषक्रिमीन् प्रशमयत्यायुष्कर पुंस्त्वम् ।

[1] કરક નો અર્થ દાડિમવૃક્ષ પલાશવૃક્ષ બ લદ । કોવિદારવૃક્ષ કમના કરવીર ઝાડ કુસુમો ઇત્યાદિ થાય છે જુઓ વૈદ્યક ગ ૬ સિંધુ

तद्भस्म प्रमदाशतं रमयति प्रौढप्रभावं नरं
कुर्यान्मृत्युभयं निहन्ति सुधातुल्यं गुणैः स्यात्परम् ॥ २९१ ॥

અભ્રક મધુર હિમ અને કષાય છે ઉદરના રોગો ત્રિદોષ વ્રણ ગ્રંથિ ભગંદર વિષ કૃમિ વગેરેનું શમન કરનાર છે શુક્રલ છે અને આયુષ્ય વધારનાર છે અભ્રક ભસ્મના સેવનથી સો સ્ત્રીઓ સાથે ભોગ ભોગવવા જેટલી શક્તિ શરીરમા આવે છે પુરુષને પ્રૌઢ પ્રભાવવાળો તે બનાવે છે મૃત્યુના ભયને હણે છે ગુણમાં અમૃતતુલ્ય છે

स्निग्धमुष्णकटुकं सकषायं कच्छुकुष्ठहरणं हरितालम्
श्लेष्मपित्तमुखरोगविषाघ्नं सन्निगृह्य कुरुते करतालम् ॥२९२॥

હરિતાલ સ્નિગ્ધ ઉષ્ણ કટુ અને કષાય છે ખસ-ખુજલી ચામડીના રોગોને હરનાર છે કફ અને પિત્તના રોગો મુખરોગ વિષ અને રક્તદોષને શાંત કરનાર છે

व्रण ज्वराधोगमहोपदंशकासादिवैरी शतमल्लसंज्ञः ।
पित्तास्रधारी पुरुषार्थकारी बलं विधत्ते शतमल्लतुल्यम् ॥२९३॥

સોમલ વ્રણ જ્વર અધોગ ઉપદંશ ખાંસી વગેરેનો દુશ્મન છે સોમલ રક્ત અને પિત્તને વધારનાર છે પુરુષાતન આપનાર છે સો મલ્લના જેટલુ બળ વધારનાર છે

मरुच्चलासज्वरमान्द्यकासश्वासार्त्तिदद्रुव्रणशैत्यहारि ।
वितीर्णकामस्मृति मल्लतैलं मानप्रमुद्रा नलिकाख्यन्त्रम् ॥२९४॥

સોમલનુ તેલ—તામ્રમુદ્રા થકો નલિકાયંત્રમા કાઢેલું-વાત કફ જ્વર અગ્નિમાંદ્ય કાસ શ્વાસ દદ્રુ વ્રણ અને શૈત્ય—બધા રોગોને હરનાર છે કામ અને સ્મૃતિના નાશને તે હરનાર છે

असृक्कफश्वासविनाशभूतं चातुर्थकक्ष्वेडपुरःसराणाम् ।
गुर्वी गदानां चतुराननेन मनःशिलाकारि मनःशिला सा ॥२९५॥

મનઃશીલ રક્તદોષ કફ શ્વાસ વિષ ભૂતની બાધાઓ ચોથીઓ તાવ વગેરે રોગોને હણનાર છે

બ્રહ્માએ આજ કારણથી ભારે રોગો માટે જ તેને ભારે બનાવી છે (મનઃશિલ વજનમા ભારે હોય છે)

उष्णा कषाया कफवातपित्तव्रणाक्षिवीसर्पक्लेदसहस्री ।
सङ्कोचयित्री स्मरमन्दिरस्य स्फटी स्फुटामक्षिरुजं भनक्ति ॥२९६॥

ફટકડી ગરમ તુરી કફ વાત પિત્ત વ્રણ વીસર્પ ક્લેદ કોઢ વગેરેને હણનાર છે યોનિ સંકોચ કરનાર છે ખાવાથી ફટકડી આંખની વેદના હણનાર છે

उत्फुल्लिका बलासक्रिमिशोथमानहृन्तो तुष्टद ।
कटुतिक्तभारजुष्ट किं कष्ट नेत्र हन्ति फटकुरम् ॥२९७॥

ઉત્ફુલિકા—યોગસુધાનિધિમા આના લક્ષણો નીચે મુજબ આપેલા છે—

" घना मान निरोधत्व श्वासकासादिसभव । उत्फुल्लकुक्षिर्भवति घनक्षीरस्य सेवनात् ॥ उत्फुल्लिका सा विज्ञेया बालानामसुहारिणी ॥ "

અર્થાત્ ઘાટુ દૂધ-ભારે દૂધ પીવાને લીધે બાળકનુ પેટ ભારે આફરાયલુ માલમ પડે મસળી ઉપરે મૃત્યુ અતિશય હાફ ।। જે પેટ ઉછળતા કરે આ રોગનુ નામ ઉત્ફુલ્લિકા ખાસી કૃમિ શોથ આધ્માન વગેરે રોગોનો રેવચીનીનો સીરો જેને (સાગ્રેવન [1] તરિકે ઓળખવામા આવે છે છે તે નાશ કરે છે, ઉમાગેરેવન કટુ અને તિક્ત છે અને એનુ કયુ દુખ છે કે જેને ઉમારેરેવન હણતુ નથી ?

उपदशव्रणशमन प्रचण्डपूयास्रशोधन दक्ष ।

मृतधातु जीवयति त्व य कस्य शवगावा ॥ १९८ ॥

ઓદાર અથવા મુડ ।સિગ ઉપ શની ચાદાને રૂઝવનાર છે ઉપ શની ટાકી અથવા ચાદીમાથી પ્રચડ પરુ વહેતુ હોય તો તે પણ મુડ ।સિંગ લગાવવા અને શુદ્ધ કરીને ખાવાથી બધ થઈ જાય છે ઓદાર મૃત ધાતુઓને જીવાડે છે ચામડીના રોગોને તે મટાડે છે એનાથી વાળ વધે છે [1]

स्निग्ध हिम स्वादुरस कषाय पथ्य दृशा गैरिकधातुयुग्मम् ।

पित्तास्रहिक्काकफवान्तिवेग हालाहला हन्ति मया सदाहान् ॥२९९॥

ગૈરિકયુગ્મ ( પાષાણ ગૈરિક અને સ્વર્ણગૈરિ અથવા ગેરૂ અને સોનાગેરુ ) સ્નિગ્ધ હિમ મધુરસ યુકત કષાય છે આખને હિતકર છે રકતપિત્ત હેડકી કફ ઉલટી વિષ અને દાહ-આ તમામ રોગોને હણનાર છે

कटु स्वादुतिक्त हिम रक्तपित्त हुताशपद बुद्धिद बोलयुक्तम् ।

अपस्मार सूत वर स्वेदकुष्ठत्रिदोषापह गर्भगेहस्य शोधि ॥३००॥

હીરાબોલ કટુ મધુરતિકત અને ઠડુ છે જઠરાગ્નિને સતેજ કરનાર છે અને બુદ્ધિ વધક છે કેફરુ સુતિકાજ્વર પરસેવો કુષ્ઠ અને ત્રિદોષને હરનાર છે ગર્ભાશયનુ શોધન કરનાર છે

रत्नानि सर्वाणि विलेखनानि स्वादूनि शीतानि कषायकानि ।

सराणि नेत्र्याण्य तिमगलानि दारिद्रदुष्टग्रहनाशनानि ॥३०१॥

બધી જાતના રત્નો ( હીરો માણેક વૈદૂર્ય પોખરાજ સ્ફટિક નીલમ ગોમેદ વગેરે) લેખન કરનાર છે આખોને હિતકર છે મગલકારી છે ગરીબાઈ અને દુષ્ટ ગ્રહનો નાશ કરનાર છે

शातो रुक्म चित्तदोषपु गीतो रक्तस्तम्भी दान्यकारी द्विजानाम् ।

हेम्नासार्क साधितोऽनीरदृप्य श्लक्ष्ण शाण शस्यत काऽप्यकीर्त ॥३०२॥

---

[1] આ ઘર ઔષધ લોકો ખૂબ વાપરે છે

આ ધાતુની વૃદ્ધિ અને તેના વાપર માટે જુઓ રસનાગ સાગરમા પ્રકાશનાર જો નૂના (પ્રથમમ્) પાડની ટીકા (ભાગ ૨ તે ૬ ૧૬) ઔષધની ચર્ચા માટે જુઓ મહાગુજરાત વધપત્રિકા સપ્ટેમ્બર ૧૯૩૬મા મારા લેખ

રાતાગરનું અકીક શીત અને રુક્ષ છે માનસિક રોગોમા ઉપયોગી મનાય છે ગ્રનનુ સ્તમ્ભન કરનાર છે દાતોને મજબૂત કરનાર છે સોના સાથે અકીકને મીલાવીને વાપરવાથી તે અતિ વૃષ્ય છે વાના કામમા લક્ષણ અકીક જ વખણાય છે

शिशिरतर विपाकमधुर तुवर रुचिर

हृदयगम दुरितदारि महाबलदम् ।

नयनहित मतिस्मृतिविभाकरण कनक

गरगरलक्षयत्रिमलशापदमि जयति ॥ २०३ ॥

સોનુ અતિ ઠડુ છે વિપાકમા મધુર છે સ્વાદમા તુરુ છે સુંદર અને હૃદયગમ છે અનિષ્ટને હરનાર છે બુદ્ધિ સ્મૃતિ અને પ્રભાને કરનાર છે તાક વિષ ક્ષય ત્રિદોષ શોષ અને ઉલટીને હરનાર છે

चक्षुष्य वृष्य शिशिर लेखनमम्ल विपाकत स्वादु ।

पित्तानिलप्रमेहान् हरत स्निग्ध सर रजतम् ॥ २०४ ॥

ચાદી બલ આપનાર વૃષ્ય ઠડી લેખન અને અમ્લ છે તેનો વિપાક મધુર છે પિત્ત વાયુ પ્રમેહને હરનાર છે સ્નિગ્ધ અને સર છે

अम्ल पाके कटु लघुसर शूलजन्तु यथाघ्न

तिक्त ताम्र तुवरमधुर रोपण लेखन च ।

पित्तश्लेष्मश्वसनकसनक्लेशकुष्ठ ज्वराश्च

पाण्डुस्वेदक्षयमयमर नाशयत्साम्लपित्तम् ॥ २०५ ॥

તાબુ વિપાકમા અમ્લ છે કડુ છે લઘુ અને સર છે શૂલ કૃમિ અને કૃમિથી ઉત્પન્ન થતી વ્યાધિઓને હણનાર છે તાબુ તિકત તુરુ મધુર રોપણ અને લેખન છે પિત્ત કફ શ્વાસ ખાસી ચામડીના રોગો જ્વર હરસ પાડુરોગ પરસેવો ક્ષયરોગ અને અમ્લપિત્તનો નાશ કરનાર છે

मधुरतुवर तिक्त रूक्ष सर शिशिर गुरु

क्षिपति गुदजाकुष्ठ लोह विलेखन वातलम् ।

प्रहरति गर मेदो मेह कफ क्रिमिसङ्कट

श्वयथुदवथू शूलप्लीहो हलीमकसगतौ ॥ २०६ ॥

લોહુ મધુર તુરુ તિકત રુક્ષ સર ઠડુ અને ગુરુ છે હરસને અને કુષ્ટને હણનાર છે લેખન અને વાતલ છે ગર મેદ પ્રમેહ કફ કૃમિનું દુ ખ સોજો દાહ શૂલ બરોળ હલીમક (કમળાનો દુષ્ટ પ્રકાર જેને કુમળજનો કમળો કહે છે) વગેરે રોગોમા લોહ ઉપયોગી છે

मेह क्षपति यत्समस्तविपदा गेह[1] शरीर यथा

सद्यो यद्गुणभास्करस्य पुरत खद्योतवत् द्योतत ।

1 ગોનોળીવાળી (ભોરતા લેખકે આ પદ્દ્વારા સરસ રીતે વ્યકત કરી છે

श्वास ज तुहलीमकौ विजयते न्यास बलास क्षणा
स्क गम्भीरगुण न यच्छति रजा रङ्ग सर गञ्जनम् ॥ ३०७ ॥

બગ (કલાઈ) તમામ દુ ખોનુ જે ઘર છે એવા પ્રમેહરોગને હણનાર છે જેના ગુણ–સૂર્ય આગળ શરીરના તમામ રોગો આગીયા માફક ઝાખા પડી જાય છે બગ શ્વાસ હલીમક માસ અને ખાસીને હરનાર છે સર છે અને તમામ દુ ખોનો નાશ કરનાર છે

बगोपमगुणो नागो युक्त्या सतनसेवित
नागाधिक बल दत्ते हन्ति मेह निरन्तत ॥ ३०८ ॥

નાગ (સીસુ) પણ કલાઈના જેવા જ ગુણવાળુ છે યુક્તિપૂર્વ જો નાગ (ભસ્મ)નુ સેવન કર્યુ હોય તો હાથીથી પણ વધુ બળ આપનાર છે અને ખાસ રીતે પ્રમેહને હણનાર છે

जसद हिमतिक्तकषायरस कफपित्तविकारविनाशकरम् ।
श्वसन कसन नयनार्तिसख सहलीमकमेहमपि क्षिपति ॥ ३०९ ॥

જસદ ઠડુ તિક્ત કષાયરસયુક્ત કફ પિત્તના વિકારોનો નાશ કરનાર છે શ્વાસ કાસ આખના રોગો હલીમક પ્રમેહ વગેરેને હણનાર છે

स्वर्णमाक्षिक स्वादुरस सतिक्त स्वर्यं च वृष्य च रसायन च ।
शोफक्षयाशस्त्रिमलप्रमेह बस्त्यर्तिकुष्ठ प्रसते सकण्डु ॥३१०॥

સુવર્ણ અને રૌપ્ય માક્ષિક બને મધુરરસયુક્ત સ્વરને ઠીક કરનાર વૃષ્ય અને રસાયન છે સોજો ક્ષય હરસ ત્રિદોષ પ્રમેહ બસ્તિની વેદના ચામડીના રોગો ખુજલી વગેરેને હણનાર છે

रसे कटुक्षारकषायशीत हृद्य सर वामक लेखन च ।
विषार्तिकुष्टाश्मविलासपामा पित्तानि तुच्छानि करोति तुत्थम् ॥३११॥

મોરથુથુ કટુ ક્ષારયુક્ત કષાય શીત આખને હિતકર સારક વામક અને લેખન છે વિષનીબાધા કુષ્ઠ પથરી ખસ–ખરજવા પિત્ત વગેરેનો પરાજય કરનાર છે.

तुत्थ कटाहकुम्भे तदुपरि वसन ततोऽपि रचय चराम
पूरय कटाहमद्भि तदन्तरर्क निरीक्षस्व ॥ ३१२ ॥

મોરથુથાને લોઢાની કઢાઈમા રાખવુ (બારીક ચૂર્ણ કરીને) એની ઉપર વસ્ત્ર મૂકવુ એની ઉપર ત્રિફલા પાથરવી પછી કઢાઈને પાણીથી ભરી દેવી અને ગ્નો અર્ક પછી જુઓ [ મોરથુથામાથી અર્ક કાઢવાનો આ પ્રકાર છે હું બરાબર આ વિધિ સમજી શકતો નથી બા ગ ]

कटुकमहिम तिक्त हेन्ति श्यसमपण कफ—
न्निमिगरदपस्मारोन्माद प्रमेहभराश्मजित् ।

क्षयगु जठर श्वासार्शोहल्लीमकमूत्रर्

निविडसिक्ता कुष्ट व य निहन्ति शिलाजतु ॥ २१३ ॥

શિનાજિત કડુ ઉષ્ણ તિક્ત છે ન ક્ષયનો નાશ કરનાર મ કૃમિ વાયુ અપસ્માર ઉ માદ પ્રમેહ અને પથરીને જીતનાર છે સોજો ઉ ર શ્વાસ હરસ હલીમક મૂત્રના રોગો પેસાબમા જતી ગ્રી ચામડીના રોગો વગેરેનો નાશ કરનાર છે શિલા જતુ શક્તિવર્ધક છે

सौरक्षारो मह्लताद्यादिरोघी शीतस्पर्शो व्योमधूमोपयोगी ।

शखद्राव द्र यवर्गा प्रधान कृ छ्रप्राय मूत्रकृच्छ्र निहन्ति ॥२१४॥

સુરાખાર સોમન હ તાલ વગેરે ઉડનાર રોને ઉડી જતા અટકાવનાર દ્ર ય છે એનો સ્પર્શ ઠં ા છે ઉકાળામા તે ામ આવે છે શખદ્રાવના ોમા આ પ્રધાન દ્ર ર છે સુરોખાર મૂત્રકૃ ને હણે છે

निश्वारक प्रतिश्याय प्रमेहगदगञ्जन ।

न्द्रूस्नायुकविन्वस सादरो नवसादर ॥ २१५ ॥

નિશ્વારક (ખરેડો) સળેખમ પ્રમેહ વગેરે રોગોનો નવસાર સંહાર કરે છે નવસાર દાદર (દરાજ) અને વાળાનો સહાર કરવામા લબ્ધ પ્રતિષ્ઠ છે

( ઇતિ હરિતસ્યાદિ વર્ગ નામનો દ્વિતીય ગુચ્છ સપૂર્ણ )

Regd No B 1319

વડોદરા રાજ્યની લાયબ્રેરીઓ માટે મંજુર થએલું

વૈદક સિદ્ધાન્તોને તુલનાત્મક દૃષ્ટિથી તથા
અનુભવની દૃષ્ટિથી, ચર્ચનારૂ વૈદક માસિક

# આયુર્વેદ વિજ્ઞાન

પુસ્તક ૨૨ | અં- ૮ | ઑગસ્ટ ૧૯૩૯

तदेव युक्त भेषज्य यदारोग्याय कल्पते।
स चैव भिषजा श्रेष्ठो रोगेभ्यो य प्रमोचयेत्॥

તંત્રી અને પ્રકાશક
દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી
ઝંડુ ફાર્માસ્યુટીકલ વર્કસ લી૦ તરફથી
ઠે ભવાની રોડ મુંબાઇ-૧૪



શુદ્ધ આયુર્વેદીય દવાઓની માફક શુદ્ધ આયુર્વેદ
મળવનુ શાસ્ત્રીય જ્ઞાન પણ તમને ઝંડુ ફાર્મસી
તરફથી પ્રગટ થતા આ માસિક દ્વારાજ મળશે

લવાજમ રૂ। ૨-૦-૦ | લાયબ્રેરીઓ માટે ૧-૮-૦

# આયુર્વેદ વિજ્ઞાન

नमो ब्रह्मप्रजापत्यश्विबलभिद्धन्वन्तरिसुश्रुत-
भरद्वाजपुनर्वस्वग्निवेशचरकप्रभृतिभ्य

પુસ્તક ૨૨ મુ ] ઓગસ્ટ ૧૯૩૯ [ અંક ૮


## આયુર્વેદના ઈતિહાસમા ખાસ વિચારણીય એક હકીકત

અહીં જે હકીકતની હુ વાત કરવાનો છુ તે ખરી રીતે તો આ દેશના સસ્કૃત પાલી અર્ધ માગધી ગમે તે ભાષામા લખાયેલ અને ધર્મ તત્ત્વજ્ઞાન આયુર્વેદ વગેરેમાથી ગમે તે વિષયને લગતા સાહિત્યને લાગુ પડે છે પણ અહીં આયુર્વેદના ઈતિહાસના વિચારમા એ હકીકતને ધ્યાનમા લેવાની આવશ્યકતા ઉપર જ ધ્યાન ખેચવાનો વિચાર છે

આ દેશમા પ્રાચીનકાળમા લેખનકળા નહોતી એ પ્રસિદ્ધ હકીકત છે હડપ્પા અને મોહેંજોડેરોમાથી નીકળેલી સીલો ઉપર કાંઈક નિશાનીઓ છે અને એમાથી કંઈક અર્થ કાઢવાના પ્રયાસો થયા છે એ મારા ધ્યાનમા છે પણ એ નિશાનીઓને પાછળના કાળની આપણી લિપિ સાથે કશો સબધ નથી એટલુ જ નહિ પણ આ દેશના આર્યોની ભાષાનો ઘણો વિકાસ થયા પછી પ્રાચીન ઋષિ મુનિઓએ હજારોની સખ્યામા ચિરસ્મરણીય રચનાઓ રચ્યા પછી પણ સૈકાઓ સુધી એ અમર ગ્રંથો લખાયા નહોતા—લખી શકાયા નહોતા એ ઐતિહાસિક હકીકત છે શ્રુતિ અને સ્મૃતિ શબ્દમા જ આ ઈતિહાસ જળવાઈ રહ્યો છે વૈદિક સાહિત્ય એ શ્રુતિ અને તે પછીનુ ધર્મસૂત્રો ગીતા દર્શનો વગેરે સાહિત્ય તે સ્મૃતિ આ શ્રુતિ અને સ્મૃતિ બેય શબ્દો વાચવા યોગ્ય લખેલા ગ્રંથોના વાચક નથી શ્રુતિ એટલે સાભળેલુ અને સ્મૃતિ એટલે યાદ રાખેલુ જે અનુક્રમે પહેલાના સાભળેલુ આ શબ્દો જ વેદનુ સ્થાન પહેલુ અને સ્મૃતિનુ બીજુ છે એમ સૂચવે છે પણ વેદો અને સ્મૃતિઓ પણ ગુરુ પાસેથી વિદ્યાર્થી સાભળે અને યાદ રાખે નિરુક્ત આયુર્વેદ પુરાણ ઈતિહાસ આદિ વૈદિકેતર સાહિત્ય રચાવા માડ્યુ ત્યા સુધી હજી આ દેશમા સાહિત્ય લખીને જાળવી રાખવાની પદ્ધતિ શરૂ નહોતી થઈ એ સ્મૃતિ શબ્દથી જ સમજાય છે

કેટલાક તદ્વિદોના મતે ઈ સ પૂર્વે સાતમા આઠમા શતકમા લેખનકળા આ દેશમા દાખલ થઈ છે ઈ સ પૂર્વ પાચમા ચોથા શતકથી ઉતરીચ લેખોવાળા પથરાઓ મળી આવ્યા છે અને ઈ સ પૂર્વે ત્રીજા શતકના મહારાજા અશોકના આખા હિંદુસ્થાનના જુદા જુદા ભાગમા પથરાયેલા શિલાલેખો અને સ્તભલેખો એ પ્રાચીન બ્રાહ્મી લિપિનો

સામાન્ય પ્રથા દર્શાવે છે અશોકકાલીન બ્રાહ્મીલિપિમા થયેલા લખાણો સામાન્ય લોકોથી વાચી શકાતા હોવા જોઈએ એટલુ અશોકના લેખો ચોક્કસ સાબીત કરે છે છતા એ વખતેય કેળવણી મોટા ભાગે મોઢે જ અપાતી મોટા મોટા ગ્રંથો યાદ રાખવા પડતા એ ચાક્રમ કે પોતાનો વેદ કે એ વેદનો અમુક ભાગ બ્રહ્મચર્યાવસ્થામા બ્રાહ્મણ બટુક મોઢે કરે એવો રિવાજ ઘણા બ્રાહ્મણ કુટુંબોમા તો પેઢી પહેલા સુધી ગુજરાતમા હતો એ કદાચ ઘણાને નવાઈ ભરેલું લાગશે પણ હિંદના ભાગોમા ખાસ કરીને મદ્રાસના કેટલાક ભાગમા એ રિવાજ હજી ઠીક પ્રમાણમા ચાલુ છે

નતી આ રીતે ધાર્મિક ગ્રંથો કે જ્ઞાન રાખવાનો રિવાજ બ્રાહ્મણ ધર્મીઓમા જ હતુ એવુ યે નથી બૌદ્ધ ધર્મગ્રંથો-ત્રિપિટક નામના વચન સુધી-ભગવાન બુદ્ધના નિર્વાણ પછી લગભગ પાચસો વર્ષ સુધી નખાયા નહોતા ઈ સ પૂર્વ ૨૦ મા પ્રથમ સિલોનમા એ ગ્રંથો લખાયા છે જો કે તે પહેલા દોઢસો વર્ષથી એ નથી સિલોનમા આવી ગયા હતા[1] એટલે કે હિંદુસ્તાનથી કેટલાક બૌદ્ધ ભિખ્ખુઓ એ ધર્મના પ્રમાણભૂત ગ્રંથો મોઢે કરીને સિલોનમા આવ્યા અને ત્યા પણ પેઢીઓ સુધી ગુરુશિષ્ય પરંપરાથી એ ગ્રંથોને સ્મરણમા જાળવી રાખવામા આવ્યા

પાછળથી-ઘણુ કરી ઈસ્વી પહેલા બીજા શતકથી જ આ દેશમા ગ્રંથો લખીને જાળવી રાખવાનો રિવાજ સામાન્ય થઈ ગયો અને જો કે વેદો અને બીજા પણ ઘણા ગ્રંથો મોઢે રાખવામા આવતા અને હજી આવે છે પણ લખેલા ગ્રંથોનુ અસ્તિત્વ શરૂ થઈ ગયુ

શંકરાચાર્યના ભાષ્યગ્રંથોમા શ્રુતિમાથી પ્રમાણ ટાંકતા તૈત્તિરીય ઐતરેય છાંદોગ્ય કે બૃહદારણ્યક ઉપનિષદમા આમ લખેલુ છે એ રીતે ભાગ્યે જ જોવામા આવે છે પણ તે તે બ્રાહ્મણ કે ઉપનિષદ જાણનારા આમ કહે છે કે બોલે છે ( पठन्ति आमनन्ति ) એ રીતે શંકરાચાર્ય લખે છે આ દાખલો પણ એ વખતે ગ્રંથો લખાતા હોવા છતા વૈદિક સાહિત્ય વિષયમા મોઢેથી C ા ાો આપનાના રિવાજનુ સૂચન કરે છે

વૈદિક કે વૈદિકેતર પ્રાચીન સાહિત્યના પ્રાચીન ગ્રંથો રચાયા પછી સેંકડો વર્ષ સુધી લખાયા નહોતા એ સત્ય સ્વીકાર્યા વગર છૂટકો નથી અને હું ધારુ છુ સર્વમાન્ય છે આયુર્વેદના પ્રાચીન ગ્રંથો પણ ઘણા વર્ષો સુધી લખાયા ન હોય એ જ સ્વાભાવિક છે પહેલ વહેલા ક્યારે લખાયા એ કહેવુ પણ મુશ્કેલ છે હવે બ્રહ્મા દક્ષ અશ્વિદેવો અને ઇન્દ્ર સુધીનો આયુર્વેદિક ગ્રંથોમા આપેલો ક્રમ વેદાદિ સર્વશાસ્ત્રોનુ કારણ પરમેશ્વર છે એ દાર્શનિક સિદ્ધાંતનો સૂચક હોય એમ ગણીએ અથવા બ્રાહ્મણ ધર્મની એક પ્રાચીન માન્યતાનો નિદર્શક હોય એમ ગણીએ પણ એમા કશું ઐતિહાસિક તત્ત્વ નથી એટલુ સ્વીકાર્યા વગર ઐતિહાસિક વિચાર કરવાનો કશો અર્થ જ નથી એટલે એ દેવોને છોડી દઈને સંપ્રદાય ક્રમમા આગળ ચાલતા આત્રેય સંપ્રદાયના મૂળ ઉપદેશક ભરદ્વાજ અને સૌશ્રુત સંપ્રદાયના મૂળ ઉપદેશક ધન્વંતરિ એમને ઐતિહાસિક પુરુષ માનવામા વાંધો નથી લાગતો જો કે એમનો સમય ચોક્કસ કરવો ઘણો મુશ્કેલ છે પણ અહીં મારુ વક્તવ્ય એ છે કે ધારો કે કદાચ આ ધન્વંતરિ કે ભરદ્વાજનો અથવા એ પછીના દિવોદાસ કે પુનર્વસુ આત્રેયનો

[1] જુઓ Hinduism and Buddhism vol p I 285

સમય ચોક્કસ કરવા માટે કોઇ પુરાવો મળી આવે તો પણ અત્યારે આપણી પાસ જે ચરક સુશ્રુત ભેડ કાશ્યપ નામની પ્રાચી સહિતાઓ છે એનો કાળનિર્ણય એથી થઇ શકતો નથી ઉપર કહ્યુ તેમ જે જૂના ખાળમા ગ્રંથો નહોતા લખાતા તે કાળમા આ આચાર્યોનુ સ્થાન છે અને ચરકસુશ્રુતાદિ ગ્રંથોમા પણ ધન્વતરિએ કે પુનર્વસુ આત્રેયે આખો ગ્રંથ લખીને તો શુ પણ તૈયાર કરીને પણ પછી શિષ્યોને ભણાવ્યો હોય એવુ દેખાતુ નથી પણ શિષ્ય પુછે અને ગુરુ ઉત્તર આપે એ જાતની આખા ગ્રન્થની રચના છે ચરક સહિતામા તો એ કરતા પણ વધારે પરિષદમા થએલી ચર્ચાઓના રિપોર્ટો હોય એવા અમુક અધ્યાયો છે બૃહદારણ્યક ઉપનિષ મા પણ આ પ્રકારની રચના છે વળી આખી રચના જોતા ગુરુનો બધો ઉપદેશ તથા પરિષદોના ચાલેલી ચર્ચા સાક્ષાત્ સાભળ નારે જ વ્યવસ્થિત ગોઠવીને ગ્રથ રચ્યો હોય એવુ પણ નથી લાગતુ આ લીનના સમર્થનમા દાખલા આપવા મુશ્કેલ છે પણ ભાષા વિચારો ગોઠવણની શિથિલતા વગેરે ઘણી બાબતોનો સૂક્ષ્મ ઐતિહાસિક દૃષ્ટિથી વિચાર કરતા મૂળ ઉપદેશ પછી ઘણી વખતે ગ્રંથો લખાયા હોય એમ સ્પષ્ટ લાગે છે ઉપલબ્ધ સહિતા ગ્રંથો પ્રતિસસ્કૃત છે અને દૃઢબલના सस्कर्ता कुरुते तन्त्र पुराण पुनर्नवम् । એ શબ્દનો વિચાર કરતા પ્રતિસસ્કૃત તત્રને પ્રતિસસ્કર્તાના કાળનુ સામાન્ય રીતે માનવુ જોઇએ અલબત્ત જ્યા બીજા પુરાવા ઓથી એ તત્રનો કોઈ પણ ભાગ પ્રાચીનતર ઠરે ત્યા એને ભલે પ્રતિસસ્કર્તાના કાળથી પ્રાચીનતર માનવામા આવે પણ જ્યા એ રીતે જુના નવા ભાગોને જુદા ન પાડી શકાય અને અમુક ભાગ જૂનો છે એવુ નિશ્ચિત કરવા માટે સ્વતત્ર પુરાવો ન હોય ત્યા સસ્કર્તા અને તે પણ અતિમ સસ્કર્તાના કાળનો ગ્રથ માનવો એ જ શુદ્ધ ઐતિહાસિક દૃષ્ટિ માટે સલામત રાજમાર્ગ છે

---

# શૃગાવચારણ

લેખક મહોપાધ્યાય ડૉ. કાશીવિશ્વનાથ પી વ્યાસ

વર્ષોથી અમારા એક વિદ્યાગુરુનું શિર દૂષિત થયુ હતુ નાના મોટા ગુમડા ફોડકીઓ દૂર ન એ તો કાયમ રહે એ કાઢે તો એમને ત્રણ ચાર દિવસે મુડન કરાવવુ પડતુ કેમે કર્યું એ મટતુ જ ન હતુ લોહી બગાડને એ બધુ આભારી હોઇ લોહી કઢાવવાનો વિચાર ચર્યો હતો એવામા ઉત્તર હિંદનો એક આદમી ગેરીએ ગેરીએ ફરી શીંગડી મૂકી લોહી કાઢીને ખસ દાદર ખરજવા જેવાં લોહી બગાડના જુના દરદોને પણ મટાડવાની ટહેલ નાખતો હતો તેનો ભેટો થઇ ગયો એ જાતે મુસ્લીમ અને ધધે હજામ હતો એવુ એને પાછળથી પુછતા મેં જાણ્યુ આયુર્વેદનો શલ્ય વિભાગ ક્યા ક્યા જઈ પડ્યો છે !

માત્ર શીંગડી મૂકીને દ્વારા ભાગમાથી રક્તાવસેચન કરવાની કિંમતની ચાર અને દોઢ રૂપિયા વચ્ચે ચાલતી રકઝક છેવટે રૂપિયા એના મધ્યસ્થ ભાવે સ્થિર થઇ અને તુરત

ચારણ પ્રક્રિયામા સિદ્ધહસ્ત એ યવનાચાર્યે પોતાના શસ્ત્રકોષ Surgical bagમાથી નાનાં મોટા પાચ શીંગ-શૃંગ કાઢ્યા ધોવરાવ્યા અને સાફ કર્યા છ એક આગળ લાબા હતા બીજુ એક શૃંગ કાઢ્યુ પર તુ તેમા મીણ હતુ પેલા પાચમાના દરેક શીંગની ટોચે મીણની ટોપી તેણે બનાવી દીધી એ સોય વડે તે મીણની બનાવેલી ટોપીમા છિદ્ર પાડ્યુ દરમ્યાન પાણીનો ભરેલો પ્યાલો રામપાત્ર-રાગાવ એક વાસણમા ધૃળ એક મોટા વાસણમા પાણી કપડાના કકડા એવુ મગાવ્યુ

શૃંગાવચારણ શીંગથી લોહી કાઢવાની રીત એ શલ્યાયુર્વેદનો વિષય છે વાયુ પિત્ત અને કફથી દૂષિત રક્ત કાઢવા અનુક્રમે શૃંગ જળો અને અલાબુ એ ત્રણ સાધનો સુશ્રુત આપે છે જળો મૂકવાનો વિધિ સુશ્રુત વિસ્તારથી આપ્યો છે શૃંગ અને અલાબુનો અતિદેશ જ છે શૃંગાવચરણ શોણિતાવસેકનો એક સુકુમાર ઉપાય છે

લોહી દૂષિત થતા સુપ્તદશાને પામ્યુ હોય* અથવા ત્વગાશ્રિત થયુ હોય× અને ખાસ તો વાયુથી રક્તદૂષિત થયે રક્તાવસેક માટે શૃંગને વાપરવાનું શાસ્ત્ર વિધાન છે

રુધિરની નિસર્ગ ઉષ્ણતાની લેપ એને સુપ્ત કરી મૂકે ત્યારે ઠડી જળો કે રૂક્ષ અલાબુ કરતા ઉષ્ણ સ્વભાવના શૃંગની યોગ્યતા રૂધિર કાઢવા માટે વધારે શાસ્ત્રીય છે

પ્રાય ચામડી કરતા વધુ ઊડેથી કે દશ કરતા વધુ આંગળ આવેલી લોહી ખેચવા શૃંગ સમર્થ થતુ નથી જુઓ શાર્ઙ્ગધર —शृङ्गमाति गाशित नग दशाङ्गुलमित बलात् ॥

પશુના શીંગડાંના ગુણ ઉષ્ણ મધુર અને સ્નિગ્ધ+ કેવલ શીત પાય રૂક્ષ-ખર એ વાયુના ગુણોનો વિરોધ કરે એ જોતા વાયુ-દૂષિત રક્ત કાઢવુ હોય તો શૃંગ ઉત્તમ સાધન ગણાય કેમકે લોહી તો નીકળી શકાય અને તે પણ પ્રકુપિત દોષને શમાવે એવા સાધન વડે! પ્રાચીન આચાર્યો એટલા ચોક્કસ છે દરેક વિગતમા!

પછી એ યવનાચાર્યે શીંગ મુકવાની જગાએથી વાળ સાફ કરીને પાણી ચોપડ્યું શીંગના મૂળ-Bas નો ભાગ પાણીવાળો કરી જગા ઉપર મૂક્યુ શીંગને બીજે છેડે-ટોચે મ્હોં મૂકી હવા ચૂસવા માડી એથી આસપાસની ચામડી અંદર ખેંચાઈને ઉંચી થતી હોય એમ લાગ્યુ તાણી શકાય તેટલી ત્વચા તણાઈ ત્યા પછી હવા ચૂસવી બધ કરી શીંગ પરની મીણની ટોપીમા પાડેલુ છિદ્ર દબાવી દીધુ શીંગ શરીર સાથે સજ્જડ જડાઈ ગયુ હતુ આંગળીથી ટકોર મારી તેની ખાતરી કરી એમ પાચે શીંગડા થોડે થોડે અતરે ચોટાડી દીધા

ત્રણથી પાચ મિનિટ થોભીને પુરેલુ છિદ્ર પાછુ સોયથી પાડ્યુ અને હલાવવાથી શીંગડી ઉખેડી એટલી જગા ગુમડુ થયુ હોય એમ ઉંચી તરી આવી હતી એ ઉન્નત પ્રદેશ પર પછી પાણીવાળી આગળી ફેરવી મ્હેથી છાંટા ઉડાડ્યા અને સર્જને એક સૂક્ષ્મ અસ્ત્રાની છેડાની અણીથી જ તે અણીને પાણીવાળી કરીને સહેજ સહેજ થોડાક છરકા કર્યા તે છરકા એવા હળવા હાથે કર્યા કે ફક્ત ચામડીના ઉપરના પડથી વધુ ઊંડા જતા ન હતા એની એ શીંગડી એની એ જગા ઉપર પાછી મૂકી હવા ચૂસી અને છિદ્ર દાબ્યુ પૂર્વની પેઠે

* त्वचे उत्रादिभि सुप्तम् । ति श्री वाग्भट ॥

× त्वक्स्थे नम् । इति श्री वाग्भट ॥

+ उष्ण समधुरस्निग्ध गवां शृङ्गं प्रकीर्तितम् ॥ इति श्रीसुश्रुत ॥

# મુંબઈના ગુજરાત પ્રાંતમાં આયુર્વેદ પ્રચાર

લેખક અ ભા મહાસમ્મેલનના અધ્યક્ષ ૫ શિવશર્મા

પ્હેલી જુનાઇની લગભગ હુ કયા પ્રાતની પ્રચારયાત્રા કરવી તેનો વિચાર કરી રહ્યો હતો ત્યા મુબઇથી શ્રી વામન દીનાનાથજી વૈદ્યનો પત્ર આવ્યો કે કેટલાક મિત્રો અહીં ચર્ચા કરે છે કે મહામડળના અધ્યક્ષે મુબઇ તથા ગુજરાત પ્રાત તરફ પોતાનુ તત્ય ખજા યુ નથી વળી આ તરફ જનતા અને દાક્તરોમા પ્રચારની આવશ્યક્તા છે

મ વળતી ટપાલે ઉત્તર લખ્યો કે હુ આ વખતે તૈયાર છુ અને તે સાથે પ્રોગ્રામ કેવો રચવો તેની પણ સૂચના કરી દીધી મેં ૧૫મી જુનાથી ૧૭ ના આ ભ ન્નનાતુ લખ્યુ હતુ જેથી એમને યાત્રાની વ્યવસ્થા માટે થોડો વખત મળે

૧૫મી જુનાઇની લગભગ શ્રી વામનભાઇનો પત્ર આવ્યો કે મારે રસ્તે અમદાવાદ જવુ અને ૨૫મી જુલાઇથી યાત્રાનો આરભ થશે મને અમદાવાદ વૈદ્યસભા તરફથી પણ શ્રી અબાશકર જી ત્રિવેદીનું મબાતી ગુજરાત જયતી ઉપર અમદાવાદ પહોચવા માટે નિમત્રણ મળ્યુ હતુ મે એકનો સ્વીકાર કર્યો

એજ વખતે એક પત્ર નાગપુરથી શ્રી ગોવર્ધન શર્મા છાગાણીજીનો મળ્યો જેમા તેઓએ પચીશમી જુલાઇએ નાગપુર પહોચવાની આજ્ઞા કરી હતી મેં તેઓને પ્રાર્થના કરી કે તે તેજ દિવસે અમદાવાદ જવાની હા પાડી દીધી છે એટલે હવે તે દિવસે નાગપુર નહિ પહોચી શકાય તેઓનો તાર આવ્યો કે ગમે તેમ કરીને અમદાવાદ આદિની યાત્રા બધ રાખીને જરૂર આવો મે મુબઇ તથા અમદાવાદથી રજા માગી પણ એકે જગ્યાએથી તારો આવ્યા કે આપે વચન આપ્યા પ્રમાણે અમદાવાદ આવવુ જ પડશે બીજી તરફથી શ્રી છાગાણીજીનો બીજો તાર આવ્યો તેના જવાબમા મે તાર કર્યો કે મે ગુજરાતને પહેલા વચન આપ્યુ છે માટે આપ જો મને તેની રજા અપાવો તો હુ જરૂર આવુ એ પછી નાગપુરથી મને કાઇ સૂચના ન મળી આ બધી વાત મે એટલા માટે લખી છે કે નાગપુરવાળા મારી સ્થિતિ સમજી શકે એક બે સ્થળે મારા સબધમા ભ્રમ ફેલાયો હતો ઓછામા ઓછુ શ્રી છાગાણીજી સુધી આ ભ્રમ ન ફેલાય એટલા માટે આ સ્પષ્ટીકરણની જરૂર પડી છે

૨૩મી જુલાઇની સાજે હુ લાહોરથી પજાબમેલમા નીકળ્યો અને ૨૫મીએ સાડા અગિયારે અમદાવાદ પહોચ્યો લાહોરથી નીકળતી વખતે મે અજમેર તાર કર્યો હતો કે જો અજમેરના વૈદ્યોની ઇચ્છા હોય તો હુ એક દિવસ ઉતરી શકુ એમ છુ પરતુ એટલા થોડા વખતમા ત્યાના વૈદ્યો કાંઈ ગોઠવણ નહિ કરી શકયા હોય એમ લાગે છે કારણ કે સ્ટેશને કોઇ આવ્યુ નહોતુ તેમ મને કઇ જવાબ પણ ન મળ્યો

અમદાવાદના જે વૈદ્ય ભાઇઓ મને લેવા સ્ટેશને આવ્યા હતા તેઓ ઘણાખરા મને ઓળખતા હતા તેમ હુ ઘણાખરાથી પરિચિત હતો પરન્તુ તેઓ અને હુ પણ એવી આંખોવાળા નીકળ્યા કે મેં તેઓના મુખ તરફ જોયુ નહિ અને તેઓએ મને ઓળખ્યો

નહિ તેઓ આગળ ગાડી જોતા રહ્યા અને હું પાછળથી ઉતરી ગાડી કરી શહેર તરફ ચાલી નીકળ્યો

હું કોઈ વખત પહેલાં અમદાવાદ ગયો ન હતો પરંતુ જાહેર ખબરો ઉપરથી મને એટલી ખબર હતી કે ગાંધી રોડ ઉપર કેટલીક ધર્મશાળાઓ હતી એટલે મેં ગાંધી રોડ ઉપર ગાડી લીધી અને ગુજરાત [illegible] સામે ઉભી રાખી શ્રી રવિશંકરજી તો ત્યાં નહોતા પણ સ્વ નારાયણશંકરના સુપુત્ર માધવપ્રસાદ ઉભા હતા તેઓએ મને પોતાને ઘેર રહેવા માટે નિમંત્રણ આપ્યું અને હું તેઓની સાથે ગયો શ્રી માધવપ્રસાદ વિષે બે શબ્દો કહેવા ઇચ્છું છું મને ઘણા મિત્રોએ કહ્યું હતું અને હું પણ જાણું છું કે મારી ચુંટણી વખતે શ્રી માધવપ્રસાદે મને મત નહોતો આપ્યો એટલું જ નહિ પણ બીજા મતો પણ ન મળે તેવો પ્રયત્ન કર્યો હતો બસ આટલા જ ઉપરથી એમ માની લેવામાં આવ્યું કે તેઓ મારા વિરોધી છે જો આવી આવી વાતમાં વિરોધ થયા કરતા હોત તો મતદાનનું તત્વ નથી કોઈને તો વોટ દેવાનો જ છે પછી જેને વોટ ન આપવામાં આવે એ જો શત્રુ બની જાય તો કેમ કામ ચાલે!

શ્રી માધવપ્રસાદનો સુંદર વ્યવહાર મને પસંદ આવ્યો તેઓને મારો અનુભવ અપૂર્ણ લાગ્યો અને શ્રી સત્યનારાયણજી વિદ્યાવયોવૃદ્ધ લાગીને વધારે યોગ્ય જણાતા તેનો પક્ષ લીધો તો પછી મહામંડળના સભાપતિ પદ માટે પોતાના મતનો તથા પોતાના પ્રભાવનો સદુપયોગ કરવો એ તેઓનું કર્તવ્ય હતું તેઓએ પોતાના આત્માની આજ્ઞા માનીને શ્રી સત્યનારાયણજી દ્વારા આયુર્વેદનો વધારે ઉપકાર થવાની આશા રાખી તો એમના નિર્ણયને ભ્રમાત્મક કહેવાનો મને અધિકાર છે? શ્રી સત્યનારાયણજીને આયુર્વેદની સેવાનો અવસર જ ન મળ્યો સંભવ છે કે તેઓ મારા કરતાં વધારે કાર્ય કરી શકત અને તેથી મહામંડળનો વધારે ઉદ્ધાર થાત આ તો કેવળ પોતાની માન્યતા છે એમાં કટુતા કે વૈમનસ્યને સ્થાન જ ન હોવું જોઈએ શ્રી માધવપ્રસાદજીએ જેના ઉપર પોતાની શ્રદ્ધા હતી તેને સાથ આપ્યો એટલું જ નહિ પણ એક સાચા લોકસત્તાવાદી પેઠે મારી ચુંટણી થયા પછી બહુમતને માન્ય કરી આખા વર્ષ માટે પ્રધાનતાથી મારું નેતાપણું સ્વીકાર્યું તેઓએ મારું જે આતિથ્ય કર્યું અને તેઓ તરફ મારા હૃદયમાં જે ભાવ છે તે જો વિરોધી દૃષ્ટિકોણ વાળી પ્રત્યેક વ્યક્તિમાં હોય તો એક વાતમાં [illegible] કદી ન ભરાય અથવા એકની ચુંટણી થવાથી બીજાઓ જુદા ન પડી જાય

જલદી જલદી નારાજ થનારા કેટલાક ભાઈઓ થોડોક હૃદય યોગનો પાઠ શીખે એ આશયથી આ બધું મેં લખ્યું છે

અહીં હું શ્રી માધવપ્રસાદને ઘેર ગયો અને બીજી તરફથી શ્રી વામનરાવ દેસાઈ શ્રી ઉમાશંકરજી ત્રિવેદી શ્રી ઉમીયાશંકરજી શ્રી નટવરલાલજી તથા શ્રી અનિરુદ્ધ પ્રસાદજી વગેરે વૈદ્યસભાના જે અધિકારીઓ મને લેવા સ્ટેશને ગયા હતા તેઓ નિરાશ થઈને પાછા આવ્યા

શ્રી વામનરાવજી તો મારા ઉપર ખાસ ગુસ્સે થયા હતા તેઓ હૃદયના કોમળ પણ કામ લેવામાં કઠોર છે જાતે આરામ લેશે નહિ અને બીજાઓ આરામ લેવાની ઇચ્છા

પ્રગટ ન કરે એવી આશા રાખે છે હું અને તેઓ મોટે ભાગે સાથે રહ્યા અમારી જોડી સારી નભી જ્યારે હું વૈદ્યસભાને મકાને પહોંચ્યો ત્યારે ખબર પડી કે તેઓએ મારા આવવાની આશા મુકી દીધી હતી અને લાહોર એ તાર પણ કર્યો હતો હું પહોંચ્યો એટલે તેઓનો ક્રોધ શાંત થયો જો કે એમાં મારો કાંઈ દોષ ન હતો છતાં જ્યારે અમદાવાદના વૈદ્યોના પ્રેમભાવ અને કૃપાભાવનું સ્મરણ કરું છું ત્યારે તેઓને જે કષ્ટ થયું તે માટે મારું હૃદય ક્ષમા માગે છે

**અમદાવાદ**—સભા સ્થાનમાં શ્રી એસ એમ શર્માજીના પણ દર્શન થયા તેઓ તો અમદાવાદ વૈદ્ય સભાની રજતજયંતીના પ્રમુખ હતા હું તેમની સાથે જ ઉતારાસ્થાને ગયો મને ત્યાં વૈદ્યોની સંખ્યા જોઈને ઘણી પ્રસન્નતા થઈ કારણ કે શ્રી અંબાશંકર જી ત્રિવેદીના પરિશ્રમનું ફળ સામે જ દેખાતું હતું ભારતની સૌથી મોટી વૈદ્યસભા મારી સામે હતી ઘણું કરી આ વૈદ્યસભામાં સાતસોથી વધારે વૈદ્યોની સંખ્યા છે મારા ધારવા પ્રમાણે આવડી મોટી વૈદ્યસભા બીજે ક્યાંય નથી

મંગલાચરણ થયું સ્વયંસેવિકાઓએ મધુર સ્વાગતગાન કર્યું સભામાં શ્રી એસ એમ શર્માજીને સભાપતિ ચુંટવામાં આવ્યા તેઓનું ભાષણ ગુજરાતીમાં છાપેલું હતું એ ભાષણ ધ્યાનથી લોકોએ સાંભળ્યું પછી બીજા વૈદ્યોના ભાષણો તથા વિચાર વિનિમય થયો કદાચિત્ મતભેદ વધારે જોર પકડે છે એવું ખાતુ પણ સભાપતિનું નિયંત્રણ સારું હતું

પછી મને વૈદ્યસભા તરફથી અભિનંદન પત્ર આપવામાં આવ્યું જે ચાંદીના કેસમાં મુકીને અભિનંદનપત્ર આપ્યું તે જોતા તો અહીંના વૈદ્યો પાસે ઘણું ધન હોય એમ લાગે છે એમ છતાં મોટી આયુર્વેદિક સંસ્થાઓ અહીં કેમ નથી ઉઘડતી એ સમજાતું નથી માનપત્ર સાથે જ પ્રચાર કાર્યમાં વાપરવા માટે શ્રી એસ એમ શર્માજીએ રૂપિયા સો આપ્યા આ બધો વૈભવ સંતોષજનક હતો પણ મેં તો અમદાવાદ જેવા મોટા કરોડપતિઓના શહેરમાં એકપણ આયુર્વેદિક કોલેજ કે આતુરાલય નથી તેથી મને થયેલા દુઃખ અને અસંતોષનું ચિત્ર મારા ભાષણમાં દોર્યું ત્યાં વધારે સંખ્યામાં વૈદ્યો જ હાજર હતા એથી વૈદ્યોના સ્વત્વ સંબંધમાં જ ભાષણ કર્યું તેઓએ શાંતિથી સાંભળ્યું અને મારા આદેશાનુસાર ચાલવાનો પોતે પ્રયત્ન કરશે એવું મને આશ્વાસન આપ્યું આયુર્વેદ વિદ્યાલય પણ અમદાવાદમાં તરતમાં ઉઘડવાનું છે એ સાંભળી મને પ્રસન્નતા થઈ

અમદાવાદમાં થોડું કાર્ય કરવું રહી ગયું જનતા અને દાક્તરોને હું મારો સંદેશો ન આપી શક્યો કારણ કે તેઓની સભા ગોઠવવામાં નહોતી આવી

અમદાવાદની રજતજયંતીને દિવસે સાંજે પ્રીતિભોજન હતું ત્યાં ફરી બધા વૈદ્યો સાથે મેળાપ થયો આ અવસરે વૈદ્યસભાએ પોતાનો જયંતી ગ્રંથ પ્રગટ કર્યો આ રજતજયન્તી ઉત્સવ જો કે એક દહાડાનો જ હતો પણ મહાસંમેલન સાથે હરીફાઈ કરે એવો હતો

૨૬ મી જુલાઈએ સવારમાં નડિયાદ જવું હતું પરંતુ કાંઈક મુશ્કેલીઓને અંગે તેઓ વ્યવસ્થા નહોતા કરી શક્યા અને તેઓએ ૩૦ મી જુલાઈ માગી તેઓને ૩૦ મી જુલાઈ આપવામાં આવી પણ ૨૬ મીનો દિવસ ખાલી રહ્યો ત્યારે સ્નેહી શ્રી નગીનદાસ

હું દેવતા નથી મનુષ્ય છું અને તે પણ સાધારણ માણસમાં ખામીઓ છે હું સિનેમાઓ જોઉં છું અને ચા પણ લઉં છું પરંતુ એટલું જરૂર સમજું છું કે મહામંડળ માટેની પ્રચારયાત્રામાં મહાસંમેલનના અધ્યક્ષ તરફ એક આંગળી પણ કોઈ ચીંધી ન શકે એવું વર્તન રાખવું એ તેનું કર્તવ્ય છે વાત ફક્ત એક વર્ષની છે પછી માણસ પોતાના સાધારણ જીવનમાં પાછો ફરી શકે છે

ઠીક સાંજના સાત બજે પાછા ફરી રાતના અગિયાર બજે પાછા અમે ત્યાં આવ્યા ત્યાં ઘણા વૈદ્ય ભાઈઓ જે વિરમગામ સાથે આવ્યા હતા તે ઉતરી ગયા માત્ર શ્રી વામનરાવ એ ના સાથે રહ્યા આ યાત્રાના મુખ્યપ્રસંગધર્તા તેઓ હતા

**ભરૂચ**—સવારના ચાર બજે ભરૂચ પહોંચ્યા કાર્યક્રમ એટલી ઉતાવળથી ગોઠવ્યો કે ભરૂચવાળાઓને ખબર આપવાનું જ ભૂલી ગયા એ કારણથી સ્ટેશને કોઈ ન આવ્યું અમે અમારા બીસ્તરા પ્લેટફોર્મ ઉપર જ નોકરી સુધી રાખી સાત બજે ઊઠીને શ્રી વામનભાઈ પોતાના કોઈ મિત્રને ઘેર તેડી ગયા અને ત્યાંથી વૈદ્યોને ખબર મોકલ્યા સાંજે ચાર વાગ્યે કરવાના હતા પહેલાં વૈદ્યોની મીટીંગ હતી ત્યાં દોઢ કલાક ભાષણ કર્યું પછી એક આતુરાલયનું નિરીક્ષણ કર્યું પછી ડા ચંદુલાલ દેસાઈના સ્થાન પર ડા ચંદુલાલ મુસાઈના એક વ્યાખ્યાન અને સિદ્ધહસ્ત ડાક્તર હતા ગાંધીજીના આગ્રહથી અથવા પોતાની ઈચ્છાથી તેઓએ ધંધો છોડી દીધો અને હવે ભરૂચમાં સેવાશ્રમમાં જ્યાં એક મોટી મારી ફ્રી હાસ્પીટાલ પણ છે ત્યાં જનસેવા કરે છે ડા દેસાઈ બીજા દાક્તરો પેઠે આયુર્વેદના વિરોધી નથી તેઓનું હૃદય વિશાળ છે અને તેઓ દ્વારા આયુર્વેદનું થોડા વખતમાં કાંઈક ભલું થશે એવો મને વિશ્વાસ છે લગભગ એક કલાક સુધી ડા દેસાઈ તથા આતુરાલયના સજ્જનો સાથે વાતચિત કરી અમે પબ્લીક મીટીંગમાં પહોંચ્યા ત્યાં એક કલાક સુધી આયુર્વેદ ચિકિત્સાથી થતા લાભો ઉપર જનતા આગળ ભાષણ કર્યું ઘણું કરી ડા ચંદુલાલ દેસાઈ જ પ્રમુખ હતા તેઓએ કહ્યું કે મેં પહેલી વાર આયુર્વેદના સિદ્ધાંતોનો સારો પરિચય મેળવ્યો અને વચન આપ્યું કે સેવાશ્રમના આતુરાલયમાં અર્ધા ખાટલાઓ આયુર્વેદ માટે પોતે રીઝર્વ રાખશે શ્રી તેઓની આ સજ્જનતા તથા ઉદારતાને જોઈને ઘણો આનંદ થતા કારણ કે તેઓનું હૃદય આયુર્વેદ તરફ વળ્યું તથા આવડા મોટા આતુરાલયમાં આયુર્વેદને સ્થાન મળ્યું એ હું જ મારી યાત્રાનું ફળ ધારું તો પણ મારી યાત્રા સર્વથા નિષ્ફળ નથી ગઈ એમ હું સંતોષ લઉં

આ મીટીંગ સાથે જ થોડે દૂર મેડીકલ યુનિયન તરફથી આયુર્વેદના સિદ્ધાંતોના પરિભાષા વગર ઉપર ભાષણ દેવા માટે આમંત્રણ હતું એક કલાક સુધી ત્યાં અંગ્રેજીમાં આપણી ચિકિત્સાપ્રણાલીની શ્રેષ્ઠતા ઉપર ભાષણ કર્યું આ મીટીંગમાં કેટલાક ડાક્તરો એવા પણ હતા કે જેઓ પબ્લીક મીટીંગમાં પણ હાજર હતા એ કારણથી પબ્લીક મીટીંગમાં મેં જ્યાંસુધી વિષયને લીધો હતો ત્યાંથી આગળ ઉપાડ્યો ડાક્તરો સજ્જન હતા તેઓએ શાંતિથી આટલી વાર સુધી સાંભળ્યું અને છેવટે મેં ગૌ ન યુનિયનના પ્રમુખ ડો નગેન્દ્ર ને કહ્યું કે જેઓને સ્પષ્ટીકરણ જોઈતું હોય તેઓ ગમે તેવા પ્રશ્નો પૂછી શકે છે પરંતુ બધાએ સંતોષ પ્રગટ કર્યો અને કોઈએ પ્રશ્ન ન પૂછ્યો

નસી ટના છે ના શબ્દો મને યાદ છે તેઓએ કહ્યુ કે આપણા આજના અતિથિના ભાષણથી એટલુ સ્પષ્ટ થયુ છે કે આયુર્વેદનો અભ્યાસ આપણે સારી રીતે નથી કરતા આપણે કોઈ રોગીને જોઈએ ત્યાર કેવળ તેઓના રોગનું ચિન્હ આપણને દેખાય છે પરંતુ તેઓની ચિકિત્સા પ્રમાણે પ્રત્યેક રોગીને ખાસ જુદો પાડીને તેને તે રોગ અને તેના દશ કાળ બળ વય પ્રકૃતિ વગેરેથી સયુક્ત રૂપમા જોઈને ઉપચાર કરવો જોઈએ

વૈદ્ય ભાઈઓ હું તેઓના શહેરમા ગયો તેથી પ્રસન્ન થયા હતા જ્યા સુધી ભાગ જવાથી સ્થાનિક વ્યક્તિઓ સંતુષ્ટ થાય ત્યા સુધી એ ઉપર સમય ગાળવો ખટકે નહિ

**ઝાડેશ્વરનુ આયુર્વેદિક આતુરાલય**—અહીંથી ચાર પાચ માઈલને છેટે એક ગામમા કે જે શહેર કરતા વધારે દુર લાગે છે એ આયુર્વેદિક આતુરાલય છે થોડાક રોગીઓ માટે છ ડોર ચિકિત્સા માટે પણ વ્યવસ્થા છે ત્યા માત્ર નિરીક્ષણ કર્યુ ચા પીવામાં થોડીક વ્યક્તિઓ સાથે હતી તેઓ સાથે આયુર્વેદની સ્થાનિક ઉન્નતિ ઉપર થોડીક વાત વાતચિત થઈ

ભરૂચની ખાસ સ્મૃતિ શ્રી બાપાલાલજીની છે તેઓ નવયુવક વૈદ્ય છે કાંઈક સારી પ્રવીણ છે એના ઉત્સાહથી ભરૂચમા કંઈક કાર્ય થવાની આશા છે

**સુરત**—૨૮ મી જુલાઈની રાતે બાર બજે સુરત પહોચ્યા (ગોધરામથી કાંઈક જુદે વખતે) ત્યા તમા પણ વૈદ્યોનુ વિશેષ રાગ દેખાય કે ત્યાના મોટા મોટા શેઠીઆઓને પોતાની સાથે લઈને ત્યાના વિદ્યાવયોવૃદ્ધ પ્રમુખ શ્રી બાલકૃષ્ણ રત્નેશ્વર પાઠકજી સ્ટેશને અર્ધી રાતે પણ આવી પહોચ્યા હું આગલે દિવસે એ સાથે સાત કલાક સુધી બોલીને આવેલો હતો ખૂબ થાકી ગયો હતો સવારથી પાછુ કામમા લાગવાનુ હતુ એટલે મે સુરત વૈદ્યસભાને હાર્દિક ધન્યવાદ આપતા સાથે અરજ કરી કે જો કંઈ કાર્ય ન હોય તો સ્વાગતને ન લઈ આવતા મને સુવાની વ્યવસ્થા કરી આપવામા આવે તો હું સવારે ઉઠીને કાંઈક કાર્ય કરી શકુ મારે રહેવા માટે તાપી નદીને કાંઠે સુરતથી નવ માઈલ છે તે તાપી બ્રહ્મચર્યાશ્રમમા ગોઠવણ હતી ત્યાના અથાગ પરિશ્રમી અને ત્યાગમૂર્તિ સ્વામીજી પણ એ વખતે આશ્રમના બધા વિદ્યાર્થીઓ તથા અધ્યાપકોને જાગતા રાખીને મારી વાટ જોતા હતા મારે માટે તેઓએ આટલુ કષ્ટ વેઠ્યુ તેથી મને ખેદ થયો પરંતુ તેઓતો ખૂબ પ્રસન્ન હતા શ્રી વામનભાઈએ કાંઈ દુગ્ધપાન વગેરે કર્યું હશે હુ તો સ્વામીજીના દર્શન કરીને સુઈ ગયો

**તાપી બ્રહ્મચર્યાશ્રમ**—બધા સવારે વહેલા ઉઠવાવાળા હતા હું પણ ઉઠ્યો કારણ કે સુરતનો કાર્યક્રમ કાંઈક લાંબો હતો પહેલુ તો સુરતના મુખ્ય સભ્યો બ્રહ્મચર્યાશ્રમમા જ આવી ગયા તેઓએ સુરતમા આયુર્વેદ પ્રચારના સબંધી સૂચના દેતા મેં કહ્યુ કે તાપી બ્રહ્મચર્યાશ્રમ કેવી રીતે જમીનના એક નાના ટુકડામાથી વિશાળ સસ્થારૂપમા પરિણામ પામેલ છે તેમા પણ આયુર્વેદ વિભાગ વિશેષ ઉન્નતિ કરી શકે છે ત્યાર બાદ મે સ્વામીજીની આજ્ઞાથી આયુર્વેદ સબંધમા વીશ કે ત્રીશ મિનિટનુ ભાષણ કર્યુ એમા આપણી ઉન્નતિ કઈ રીતે થઈ શકે તે વિદ્યાર્થીઓ તથા અધ્યાપકોને બતાવ્યુ પછી આયુર્વેદ વિભાગનું વિશેષરૂપથી અને બીજા વિભાગોનું સામાન્ય રીતે નિરીક્ષણ કર્યુ આ આશ્રમનો આયુર્વેદ

**પાટણ**—૩૧ મી જુલાઈએ છ વાગે અમદાવાદથી ચાલીને સાડાસાતે પાટણ પહોંચ્યા પાટણની આયુર્વેદિક કોલેજ હજી સુધી ગુજરાતની સૌથી મોટી કોલેજમાં મનાય છે પણ હજી તે વિશાળ સંસ્થા નથી થઈ નડીઆદના વિદ્યાલયની પેઠે એને પણ હજી ઉન્નતિ અને પ્રચાર કરવાની જરૂર છે પાટણના વિદ્યાલયમાં ચાર કે છ ખાટલાની ગોઠવણ છે શ્રી નાગરજી જેઓ ત્યાંના મુખ્યાધ્યાપક છે તેઓ પ્રયત્ન કરતા હશે તો સંસ્થાની ઉન્નતિ જરૂર થશે

પાટણની મીટીંગ આયુર્વેદિક કોલેજમાં જ થઈ મોટે ભાગે અધ્યાપકો અને છાત્રોજ હતા થોડા દાકતરો અને રાજકર્મચારીઓ પણ હતા પાટણ વડોદરા રાજ્યમાં છે ત્યાંની શાળાઓના ડાયરેક્ટર મીટીંગના અધ્યક્ષ હતા તેઓને મારું ભાષણ સર્વથા સંતુષ્ટ ન કરી શક્યું એમ લાગે છે કારણ કે એમણે પોતાના ભાષણમાં આયુર્વેદની ઉન્નતિ ઉપર વધારે ભાર મુક્યો ન હતો વૈદ્યો અને દાક્તરોને સંતોષ થયો

**મહેસાણા**—સાત વાગે પાટણથી નીકળી મહેસાણા પહોંચ્યા ત્યાં શ્રી વામનભાઈએ મારો ચાર્જ શ્રી અંબાશંકરજી ત્રિવેદીને સોંપી દીધો કારણ કે આ ગુજરાતનું છેલ્લું સ્ટેશન હતું આગલા દિવસથી કાઠીઆવાડના પ્રોગ્રામનો આરંભ હતો અને કાઠીઆવાડમાં શ્રી અંબાશંકરભાઈનું વિશેષ જોર હોવાથી એમને મારી સોંપણી કરી શ્રી વામનભાઈએ અધુરા ભાષણમાંથી જ ગાડી પકડવા માટે ચાલવા માંડયું

મારી ગુજરાતની યાત્રા પણ અહીં પૂરી થઈ ગુજરાતે કરેલા માન આતિથ્ય સત્કાર માટે હું તેનો આભારી છું પરંતુ પ્રત્યેક સ્થળે ઈચ્છા ન હોવા છતાં ચા દુધ પીવરાવવા તથા ભોજન કરાવવું એથી મને ગભરામણ થતી ઇંગ્લંડમાં જ્યારે હોટેલમાં પણ ભોજન મળવું મુશ્કેલ હતું ત્યારે અહીં તો દરેક વખતે ખાવાનું હતું તે વિષે મને ગાજે મહેસાણામાં ૧૧ વાગે રાતે વીરમગામમાં અને રાતના બે વાગે વઢવાણમાં ભોજન કરવું જ પડયું હું અકૃતજ્ઞ નથી પણ આ પ્રથા બંધ થઈ જાય એવી મારી હાર્દિક ઈચ્છા છે

**કાઠીઆવાડનો પ્રવાસ**—**વઢવાણ**—રાતના બે વાગે વઢવાણ સ્ટેશને બે વૈદ્યો સ્ટેશને આવી પહોંચ્યા અને ભોજન વગેરે ખવરાવીને જ શાંત થયા વઢવાણ પ્રોગ્રામમાં ન હતું પણ ત્યાં રાતના બે કલાક સુધી ગાડી ઉભી રહે છે એટલે શ્રી અંબાશંકરજીની સૂચના મળતાં ત્યાં વૈદ્યભાઈઓ રાતના બે વાગે સ્ટેશને પહોંચ્યા લગભગ અર્ધો કલાક સુધી તેમની સાથે આયુર્વેદની પરિસ્થિતિ ઉપર વાતો કરી

સવારે સાડા આઠે મોરબી પહોંચ્યા મોરબીના વૈદ્યોએ ભારે સ્વાગત કર્યું મને સ્ટેટના ગેસ્ટહાઉસમાં ઉતાર્યો મોરબી રાજ્ય કાઠીઆવાડના મોટા સંસ્થાનોમાંનું એક છે ઉન્નતિશીલ અને ધનસંપન્ન છે એનો પોતાનો બંદર પણ છે તેને પોતાને કારખાનું પણ છે રસ્તાઓ અને દૃશ્ય ઘણાં સુંદર છે પહેલાં રાજવંશના મકાને વૈદ્યોની મીટીંગ અને પાર્ટી થઈ વૈદ્યો આગળ મારું વક્તવ્ય કહી હું પાછો ભોજન માટે ગેસ્ટહાઉસમાં ગયો ત્યાંથી પબ્લીક મીટીંગમાં ગયો મીટીંગના અધ્યક્ષ રાજકુમાર હતા રાજ્યના દીવાન તથા બીજા કર્મચારીઓ પણ હતા મારું આયુર્વેદના પક્ષમાં જે કહેવાનું હતું તે સવા કલાક સુધી કહી બાકીનો અર્ધો કલાક વૈદ્યોના મનમાં જે મુંઝવણ હતી તેનો ઉત્તર દેવામાં ગાળી જેટલી બની શકી તેટલી આયુર્વેદની વકીલાત કરી ભાષણને અંતે શ્રી રાજકુમાર તરફથી દીવાને

જમ્યા પહેલા કે પછી ગમે તેવુ પથ્ય કે અપથ્ય ભોજન કર્યું હોય કે નહિ તો પણ હરડે સદા પથ્ય છે તેવી જ રીતે રોગ અથવા અરોગ છે પણ તે પથ્ય છે હરડેવાચક પથ્યા શબ્દ નિરૂઢ યૌગિક છે પથ્યાનો અર્થ હરડે અને પથ્ય એમ બે થાય છે (૧૮)

अक्षतमसृण सुवृत्तो गौरवयुक्त क्षितौ सुविख्यात ।

श्रीकृष्णमुद्गरोऽय गुरमततरसारसभृत ॥ १९ ॥

અન્વય—गुरुमततरसारसभृत अक्षतमसृण सुवृत्तो गौरवयुक्त अय श्री कृष्णमुद्गर क्षितौ सुविख्यात ॥ १९ ॥

અર્થ—ગુરુ નામતરુપી વૃક્ષના સારરૂપ શુભ ઘા વાગે સાગ મતવાળો (વતુળાકાર) ગૌરવયુક્ત એવો શ્રી કૃષ્ણ મુદ્દગર નામક ગ્રંથ પૃથ્વી ઉપર ઘણો જ પ્રખ્યાત છે (૧૯)

વિવરણ—જેવી રીતે કષ્ટ પુરુષોના માતક પ્રવાહ માટે મુદ્દગર જરૂરી જણાય છે એજ રીતે અભણ-સહેજમાજ ભણેના ધૃત-વચ વઘોને માટે આ ગ્રંથ પણ મુદ્દગરનો અર્થ સારે છે કારણ કે આ ગ્રંથ ગુરુમતવૃક્ષમાસભૂત છે તથા આ પ્રહારોથી ઈજા થાય છે કોઈ ઘા દેખાતા નથી (અક્ષત મસૃણ) તથી સુવૃત્ત-વતુલાકાર અને ગૌરવ યુક્ત છે તેથી પૃથ્વી ઉપર પ્રસિદ્ધ છે (૧૯)

क्षीरमिव वारिमिश्र विभज्य हसैस्तु पीयते यद्वत् ।

हित्वादोषमशेष गुणमिह गुणिनो ग्रहीष्यन्ति ॥ २० ॥

અન્વય—वारिमिश्रक्षीरमिव हसै तु यद्वद् विभज्य पीयते (तथा) अशेष दोष हित्वा गुणिन इह गुण ग्रहीष्यन्ति ॥ २० ॥

અર્થ—પાણીથી મિશ્ર કરેલુ દુધ જેમ હસો વિભાગ કરીને પીએ છે તેમ સમગ્ર દોષોને છોડી દઈને ગુણીજનો આ પ્રસગે ગુણને જ ગ્રહણ કરશો

વિવરણ—હસ જેમ પાણીમા મળેલા દુધમાથી દુધ કાઢીને પી જાય છે તેમ સમસ્ત દોષને છોડી દઈને (ક્ષમા કરીને) ગુણી પુરુષો ગુણને જ ગ્રહણ કરે એવી ગુણજ્ઞ પુરુષોને મારી પ્રાર્થના છે

भिषजा माधवेनेद किं ज्ञानेनाल्पदर्शिना ।

यत्किचिदुक्तमज्ञानात्क्षमन्व मनीषिण ॥ २१ ॥

અન્વય—किंज्ञानेन अल्पदर्शिना भिषजा माधवेन इद यत्किंचित् अज्ञानात् उक्त तत् मनीषिण क्षमध्वम् ॥ २१ ॥

અર્થ—અલ્પજ્ઞાનવાળા અલ્પ દ્રષ્ટિવાળા વૈદ્ય માધવે આ જે કઈ અજ્ઞાનપૂર્વક કહ્યુ છે તે બુદ્ધિમાન પુરુષો ક્ષમા કરો (૨૧)

વિવરણ—અલ્પદર્શી અલ્પબુદ્ધિ અને અજ્ઞાની માધવ વૈદ્ય જે કઈ અજ્ઞાનવશાત્ કહ્યુ હોય તે વિદ્વાન પુરુષો ક્ષમા કરે કુત્સિત પુરુષ તે કુપુરુષ કહેવાય છે તથા તેને કિંપુરુષ પણ કહે છે એ ધોરણે કિંજ્ઞાન શબ્દનો અર્થ પણ કુજ્ઞાની એવો થાય છે

# ભિષગ્ભારતી, વર્ષ ૬, અંક ૧–૨ ચૈત્ર ૧૯૯૫

તંત્રી મણિરામ ર પંડયા, પ્રકાશક શેઠ C પી આયુર્વેદ મહાવિદ્યાલય પાટણ (ઉત્તર ગુજરાત)

પાટણના આયુર્વેદ મહાવિદ્યાલય તરફથી છ વરસથી ભિષગ્ભારતી નામનું એક સામયિક નીકળે છે આ સામયિકમાં એની એક વખત નોંધ લીધી છે એમ ધારું છું પણ ક્યારે સ્મરણ નથી અને લખું છું ત્યારે માસિકની ફાઈલ પાસે નથી પણ કદાચ બીજી વાર નોંધ લેવાય તો વાંધો નથી એના માનને એ પાત્ર છે ભિષગ્ભારતી પાક્ષિક છે પણ આ છેલો અંક તો ૧ ૨ સાથે હોવાથી વાર્ષિક થયો છે આટલા નાના સમયનો લાભ મળ્યો છે તે એના કદમાં નહિ પણ લેખોની ગુણવત્તામાં દેખાય છે કદનો લોભ નથી રાખ્યો એ સારું કર્યું છે

ભિષગ્ભારતી વિદ્યાર્થીઓનું સામયિક છે એટલે ભણતા તથા ભણી ગયેલા વિદ્યાર્થીઓના લેખો એમાં હોય જ જો કે જૂના વિદ્યાર્થીઓ અર્થાત્ સ્નાતકોનો ફાળો મારા મતે જેટલો હોવો જોઈએ તેટલો એમાં દેખાતો નથી એ ખેદનો વિષય છે માતૃસંસ્થા સાથે સજીવ સંબંધ રાખવાનો તથા વાંચવા લખવાની વૃત્તિ શક્તિને મૃતપ્રાય થતી અટકાવવાનો આવા સામયિકમાં અવારનવાર લેખો આપવા એ રાજમાર્ગ છે

વિદ્યાર્થી વર્ગ ઉપરાંત નિયામક અને વ્યવસ્થાપક સમિતિના મંત્રીનો પણ જેમાં સમાવેશ થઈ જાય છે એવા અધ્યાપક વર્ગના લેખો પણ આ સામયિકમાં આવે છે અને એના ગૌરવને વધારે છે એ અભિનંદનીય છે

આકાર સાદું છતાં શોભાવાળું પૂંઠું વગેરે સાધારણમાં શ્રેષ્ઠ. તો વિવિધાનિ હિ શાસ્ત્રાણિ ભિષજાં પ્રચરન્તિ લોકે ઇત્યાદિ ચરકના વિમાનસ્થાનનું મુદ્રાલેખ તરીકે મુકેલું વચન છે વિદ્યાની સંસ્થાને કૃત્સ્નો હિ लोको बुद्धिमतामाचार्य ઇત્યાદિ વચનમાં જેવી વૃત્તિ જ રોચક અને પાટણની આ સંસ્થાની જે ભાવના છે તેને એ જ મુદ્રાલેખ સમુચિત છે પાંત્રીસ વર્ષ પહેલાં આચાર્ય આનંદશંકર ધ્રુવ વસંત નામથી નવું માસિક ગુજરાતીમાં શરૂ કર્યું ત્યારે सत्यान्नप्रमदितव्यम् આદિ ઉપનિષદ્ વચન મુદ્રાલેખ તરીકે ઉપર રાખતાં જે સંતોષ થયો હતો તે સંતોષ આ મુદ્રાલેખ જોવાથી થયો છે

પણ એ આ વચન જેટલો ઉચિત છે તેટલો જ સ્મરણ રહે એ કહેવાની ભાગ્યે જ જરૂર છે ચરકમાં બુદ્ધિમાન માટે કૃત્સ્ન લોકને આચાર્ય કહે છે અબુદ્ધિમાનનો તો શત્રુ છે એ સાથે જ કહેલું છે એ ભૂલવાનું નથી આ અંકની સામગ્રીનું ટૂંકમાં અવલોકન કર્યા પહેલાં પ્રવાદ ભૂમિકાનો થોડો વિચાર કરી લઈએ

પાટણના આ વિદ્યાલયમાં આયુર્વેદ અને એલોપથી બેયનો સંયોગ છે એ પ્રસિદ્ધ છે એ વિદ્યાલયના મુખપત્રના લખાણોમાં પણ બેય પદ્ધતિઓનો સંયોગ હોય એ સ્વાભાવિક છે

અષ્ટાંગ આયુર્વેદના કેટલાં અંગોની ચર્ચા આયુર્વેદના પ્રમાણભૂત ગ્રંથોમાં સંપૂર્ણ રૂપમાં નથી એટલું જ નહિ પણ જે નિરૂપણ તેમાંનું કેટલુંક નષ્ટ થવાથી અનિરુદ્ધ થી એટલે એ ખામીની પૂર્તિ એલોપથીમાંથી વસ્તુ લઈને કરવાનું યોગ્ય ઘણા વરસોથી ચાલે

ત્યા સ્વીકારવામા આવ્યુ છે પૂજ્ય જ વજી ત્રિકમજી આચાર્યે એક પ્રસગ પણ કરી મુબઈના છેલ્લા નિ ભા વૈદ્ય સમેલન વખતે એક ખાનગી જેવી બેઠકમા કહ્યુ હતું કે આયુર્વેદ અને એલોપથીના આ સયોગને આયુર્વેદના શિક્ષણમા સ્થાન સૌથી પહેલું પણ કરી મુંબઈની પ્રભુરામ આયુર્વેદ કોલેજે લગભગ ૫ વર્ષ પહેલા આપ્યુ છે પછી તો નિ ભા વૈદ્ય સમેલને એના ઉપર મહોરછાપ મારી જો કે આયુર્વે શુદ્ધ અને મિશ્રનો ભારે વાદ ગયે વર્ષે જ મહારાષ્ટ્રના અમુક વૈદ્ય વર્ગમા ચાલ્યો હતો પણ ગુજરાતમા તો એ હવા જ નથી

પણ અહીં શુદ્ધ અને મિશ્રના ગુણદોષની ચર્ચા ઉદ્દિષ્ટ નથી મિશ્ર શિક્ષણના આનુષગિક ફળરૂપ લખાણોની જ ચર્ચા ઉદ્દિષ્ટ છે અન ત્ત દેશી વૈદ્યકના અન્ય માસિકોમા મિશ્ર ચર્ચા નથી હોતી એમ નથી દાક્તરીના ભારે જોરવાળા આ જમાનામા મિશ્રના વિરોધીઓ પણ એલોપથીના સ્પર્શથી મુક્ત રહી શકે એ શક્ય નથી અને ગુજરાતમા તો વદ્ય કલ્પતરુ માસિકમા લગભગ એના જ મ કાળથી એલોપથીના પ્રસગનો સ્વીકાર થયો છે ખરી રીતે તો મહારાષ્ટ્રમા માધવનિદાનના મરાઠી ભાષા તર સાથે ડા ગર્દેએ આયુર્વેદોક્ત રોગોની એલોપથીક તુલના કરી તેની ચે પહેલા–સાઠ–સીત્તેર વર્ષ ઉપર પ્રખર પુરાવિ ડા ભાઉ દાજી અને તેના શિષ્ય પ ભગવાનલાલ ઇ જીએ આ બે વૈદ્યક પદ્ધતિઓ તરફ તુલનાત્મક દૃષ્ટિ નાખેલી

બ્રિટિશ રાજ્ય અમલ નીચે પાશ્ચાત્ય વૈદ્યવિદ્યા આ દેશમા દાખલ થતા પાશ્ચાત્ય અને આયુર્વેદ બેયનુ જે વિદ્વાનને થોડુ પણ જ્ઞાન હોય તેના મનમા બેયની કાઇક પણ તુલના થાય એ બુદ્ધિનો સ્વભાવ છે પણ તટસ્થ રીતે યથાશક્ય તુલના કરીને બેસી રહેવાથી આયુર્વેદના શિક્ષણના કાયમા અધ્યાપકો વિદ્યાર્થીને પૂરો સતોષ ન આપી શકે એ સમજાય એવું છે આ સ્થિતિને પરિણામે સમ ન્વયનો વિચાર કેટલાક વર્ષોથી જ ગ્યો છે બીજી તરફથી પૂર્તિ કરવામાં એક કટકો એક પદ્ધતિના ગ્ર થમાથી અને બીજો બીજી પદ્ધતિના ગ્ર થમાથી ઉપાડીને સાધી દેવામા આવે તો એને પરિણામે વિદ્યાર્થીને કોઇ પણ શાસ્ત્રનું સમગ્રતાથી જ્ઞાન શી રીતે થાય ? મતલબ કે આવશ્યક વિષય અન્ય પદ્ધતિમાથી લઈ તેને આત્મસાત્ કરી લઈ આયુર્વેદનું જ એક અગ હોય એ રીતે એનો ઉપદેશ કરવો એવો આયુર્વેદ શિક્ષણના અગ્રગણ્ય વિચારકોનો મત છે

ટુકામાં આયુર્વેદની ઉત્તમ શિક્ષણ સંસ્થાઓનો આદર્શ સમન્વય અને સંપૂર્તિવાળુ આયુર્વેદનું સર્વાંગપૂર્ણ શિક્ષણ આપવાનો છે પણ યથાર્થ સમન્વય અને આત્મસા કૃતસપૂર્તિ બેય હજી આ શરૂપે દૂર જ છે પણ ભિન્ન ભિન્ન સસ્થાઓમા જે જોવામા આવે છે તે ભિન્નભિન્ન પ્રકારના પ્રયોગો જ છે

ભિષગ્વિલાસ જેવા સામયિકના અવલોકનમા આયુર્વેદના શિક્ષણ વિચારના વિસ્તારથી વિવરણ કરવાનું પ્રયોજન શુ એ પ્રશ્ન સહજ છે પણ આ સામયિક એ આયુર્વેદના આધુનિક શિક્ષણનું પ્રતિબિંબ છે એમા પણ મોટે ભાગે ઉભયની તુલનાના પ્રયોગો છે એમાના લેખોને પ્રયોગરૂપ ગણવાથી જ એની યોગ્ય કિંમત અકાય છે લેખકો પોતે પણ એમ જ ગણતા હશે એમ ધારૂ છુ

આટલું પશ્ચાદ્ ભૂમિકાનું સામાન્ય વિવેચન ક્યા પછી હવે જરા વિગતવાર અવલોકીએ પહેલા જ બે લેખો સાથે સાથે જોવા જેવા છે પહેલો લેખ છે શ્રી ઓચ્છવલાલ કૃપાશંકર ભટ્ટ એલ એ એમ નો આયુર્વેદનું દ્રવ્યગુણ ધર્મશાસ્ત્ર કાચ એ સૌથી લાબો લેખ છે એના લેખક પાટણ વિદ્યાલયના અધ્યાપક છે એમ આપણે ભિષગ્ ભારતીના તંત્રીએ કેટલાક સામયિકોમા લેખના આરભમાં લેખકની કે લેખની પ્રશસ્તિ જેવું આવે છે તેના અનુકરણમા ભિષગભારતીમાં લેખો તે નોધ આપવાનું જે યોગ્ય ધાર્યુ છે તે પ્રમાણે આ લેખના અતમા કરેલી નોધથી જાણીએ છીએ પણ તંત્રીએ દ્રવ્યગુણ ધર્મશાસ્ત્રને વિદ્વાનોની શબ્દની માગ મારીનો વિષય કહ્યો છે તે શા માટે?

દ્રવ્યગુણ ધર્મશાસ્ત્ર પછી બીજો લેખ છે આયુર્વેદમા પદાર્થના અને તેના લેખક છે પાટણની સંસ્થાના મુખ્યાચાર્ય શ્રી નાગરલાલ માધવનાથ પાઠક આયુર્વેદાચાર્ય આયુર્વેદમા પદાર્થવાદ એ લેખ વાચતા આપણને તરત સમજાય છે કે લેખકની બુદ્ધિએ વિષયને તન્ન સ્પષ્ટ—જૂની પરિભાષામા હસ્તામલકવત્ ગ્રહણ કરેલ છે અને સુબોધ રીતે સુસંકલિત રૂપમા લેખકે વિષયનું નિરૂપણ કર્યું છે અલબત્ત આયુર્વેદને જ સામે રાખીને તથા ન્યાય વૈશેષિક સાખ્ય વેદાંત વગેરે જે દર્શનો આયુર્વેદાચાર્યો પાસે તેઓએ પોતાના સિદ્ધાતો બાધ્યા ત્યારે હતા તે તે દર્શનોના તદ્ભૂતદ્વિષયક વિચારો સાથે મેળવીને આયુર્વેદના પદાર્થોનું નિરૂપણ શ્રી નાગરલાલભાઈએ કર્યું છે અસ્પષ્ટતાનો અભાવ એ લેખનો મોટો ગુણ છે અલબત્ત ન્યાય વૈશેષિકના ગ્રથોથી અપરિચિત કે અલ્પ પરિચિત વાચનારને કોઈ કોઈ ભાગ દુર્બોધ લાગવાનો સંભવ છે પણ એનો ઉપાય થઈ શકે છે પાટણના વિદ્યાર્થીઓ તો આચાર્ય પાસેથી સમજી શકે બીજા વાચનારાઓ તે તે ગ્રંથ વચનોને પૂર્વાપર સંબધ સાથે વાચી વિચારી સમજી શકશે

હવે દ્રવ્ય ગુણધર્મ શાસ્ત્ર વિષયની ચર્ચા શરૂ કરતા જ લેખક કહે છે તેમ જો કે દરેક બાબતમા સમન્વય થઈ શકે તેમ નથી તો પણ પૌર્વાત્ય સિદ્ધાંત સાવ ગપ મૂલક નથી એવું વાચનાર સ્પષ્ટ જોઈ શકે એ રીતે વિષયનું નિરૂપણ કરવાનો લેખકનો ઉદ્દેશ છે ઉપરના વાક્યના ભાષાદોષને તો ન ગણીએ પણ જેનો સમન્વય ન કરી શકાય તે પૌર્વાત્ય સિદ્ધાન્ત ખોટો એવો વિચાર ઉપરના વાક્યમા ગર્ભિત છે તે પણ બરાબર નથી *અલબત્ત પ્રત્યક્ષ પ્રમાણથી વિરુદ્ધ કે અનુમાનથી અસાધ્ય કથન પછી પાશ્ચાત્યનું કે પ્રાચ્યનું* તેને ખોટુ માનવુ જ જોઈએ પણ ઉપરના વાક્યમા એ વાત નથી

શ્રી ઓચ્છવલાલ ભટ્ટે આયુર્વેદના દ્રવ્ય ગુણધર્મશાસ્ત્રને લગતા કહેવાય એવા વિચારો જે આધુનિક પાશ્ચાત્ય શાસ્ત્રો કેમીસ્ટ્રી ફીઝીક્સ મેટીરીઆમેડીકા વગેરેના હુન્નર વિચારો સાથે તુલના કરીને સમજાવવાનો પ્રયત્ન કર્યો છે પણ એમનું કેટલુક કથન વિચિત્ર લાગે છે દાખલા તરીકે વૈશેષિક દર્શન માટે એમણે કૌંસમા Nebular theory શબ્દ મુક્યો છે એ મારી અલ્પબુદ્ધિમા તો ઉતરતો નથી ક્યા ખગોળ શાસ્ત્ર (Astronomy)ની નેબ્યુલરથીઅરી અને ક્યા વૈશેષિક દર્શન એ બેની તુલના કરવાની જરૂર જ ક્યા છે?

પછી પૃષ્ટ બીજા ઉપર દ્રવ્ય પ્રભાવથી થતુ કર્મ એનુ વિવેચન છે તેને ૬ ૩૧ માં કર્મનું જે વિવેચન છે તે સાથે સરખાવો એકને એકની અસ્પષ્ટતા અને બીજાની સ્પષ્ટતા ખ્યાલમા આવશે

પછી ત્રીજા પ્ર ારના દ્રવ્ય પ્રભાવ વિષે શ્રી ઓચ્છવલાલભાઈ મ્હે છે કે ? હજુ દુનિયાની કોઈ પ્રજા માનવા તૈયાર નથી તે રસ ગુણ વીર્ય વિપાકના સિદ્ધાન્તમા ગણાવેલ પ્રભાવ છે શાસ્ત્ર ારે પ્રભાવને અચિ ત્ય મ્હેલ છે અને મણિ વગેરેના દાખલા આપ્યા છે પણ શાસ્ત્રકારને ઔષધનો જ પ્રભાવ વિવક્ષિત છે રસ ગુણ ીર્ય અને વિપાકથી જેનો જેનો ખુલાસો ન થાય એવી જે ઔષધની અસર તે પ્રભાવ અને ઔષધમા આવી અસર હોવાનુ તો એલોપથી અને યૂનાની માને જ છે

પણ આ લેખની સવિસ્તર પરીક્ષા રવાનો મારો આશય નથી તુલનાનો પ્રયત્ન સ્તુત્ય હોવા છતા આ લેખમા અસ્પષ્ટતા છે તે તરફ લેખકનુ ધ્યાન ખેંચવા જ પ્રયત્ન કર્યો છે લેખકો તુલનાની ઉતાવળ ન કરે એમ હું તો ઇચ્છુ છુ પણ પ્રયોગ તરીકે આવી તુલનાઓને આવકાર આપવા તૈયાર છુ વાચનારાઓ પણ આ તુલનાનો પ્રયોગ છે એ વસ્તુ ધ્યાનમા રાખે આવા લખાણો ઉપર વિદ્યાલયની ડીબેટીંગ સોસોઈટીમા ચર્ચાઓ થાય કે વિદ્યાર્થીઓ તરફથી વિશેષ વિવેચન લખાઈને ભિષગ્મા તીના અંકોમા જ છપાય તો આવા વિષયો વધારે સ્પષ્ટ થાય એમ માનુ છુ

પણ હવે આગળ ચાલીએ આ અ મા ત્રીજો લેખ પૂ ય પડિત હરિપ્રપન્નજી વિષે એમના શિષ્ય પાટણ વિદ્યાલયના અધ્યાપ શ્રી વિક્રમલાલ જેઠાલાલ રાવળનો લખેલો છ શ્રી ત્રિ મનલાલભાઈ વર્ષો સુધી પડિતજીના અ તેવાસી હતા અને સ્સયોગ સાગરનુ ઘણુ કામ એમને હાથે થયુ છે ેટલે તેઓએ પોતાના ગુરુને આ અજલિ અપવા એમની ઠીક પિછાન આપી છે પ હરિપ્રપન્નજી જેવા સમર્થ વિદ્વાન તપસ્વી અને ત્ય નિષ્ઠાવાળા પુરુષ વિષે આપણે વધારે જાણવા ઇચ્છીએ પણ એ સાધુપુરુષનું જીવન એવુ સાદ હતું કે જેમની પાસે વર્ષો સુધી રહેલા પ્રીતિ પાત્ર શિષ્યો પણ આથી લાબુ જીવનચરિત્ર લખી શકે નહીં એમનુ ઘણુ પ તિજીની સાથે ગયુ છ વર્ષોના

પછી આયુર્વ દ ત્રેક સમીક્ષા એ શ્રી મધુસૂ ન ત્રિવેદી અને ગોવિંદ સ્વામીએ પ શિવશર્માના ભાષણના અમુ ભાગમાથી કરેલો ઉતારો છે નિખિલ ભારતવર્ષીય વૈદ્ય સમેલનના સભાપતિ તરીકે તે ભાષણ આપેલુ હોવા છતા અને આયુર્વેદ વિજ્ઞાનમા પણ શ્રી વલ્લભરામ વાસુદેવ મૂળશકર દ્વિવેદીએ કરેલુ એનુ ભાષાતર છાપેલુ હોવા છતા મારે કહેવુ જોઈએ કે એ મૂળ ભાષણ ભાષામા વાક્ય રચનામા અને વિચારોમા ઘણી જગ્યાએ શિથિલ છે

પછી કાશ્યપસહિતા—વૃદ્ધ જીવકીય તત્રનુ ગુજરાતી અ... શ્રી નાગરલાલ મોહનલાલ પાઠકે કરેલુ અવલોકન છે ાશ્યપસહિતાની વિશેષતાઓ તરફ એ વિદ્વાને જે ધ્યાન ખેચ્યુ છે તે યોગ્ય જ છે

પછી ત્રણ લેખો જુદી જુદી વનસ્પતિ વિષે છે તેમા પહેલો ભાઈશ્રી બાપાલાલ ગ વૈદ્યનો માતુલુગ અને બીજપૂર છે એમની હમેશની રીતે એ શોધક વિદ્વાને બીજોરાં એ બીજપૂરક અને એકાતરા અથવા પપનસ જેટલે માતુલુગ એવો મત એના કારણો સાથે રજુ કર્યો છે સામાન્ય રીતે માતુલુગ અને બીજપૂર એક ગણાય છે પણ એ બે ભિન્ન ફળોના નામ હોવા જોઈએ એમ શ્રી બાપાલાલ ગ વૈદ્ય દર્શાવ્યુ છે એમણે આપેલાં

કારણો મારે ગળે ઉતરે છે અને મારી હમેશાની રીત મુજબ માતુલુંગ એટલે પપનસ એમ એમના કહેવાથી સ્વીકારૂં છું અને શ્રી સ્વીકારે એમ ઇચ્છું છું તેઓ કહે છે તેમ પપનસ જરૂર ચર્ચાસ્પદ છે

પણ માનવિકાગ્નિમિત્રમાં રાણી પાસે ખાલી હાથે ન જવાય માટે વિદૂષક બીજપૂરક લઈને જાય છે એવું વર્ણન છે એ ઉપર શ્રી બાપાલાલભાઈ વધારે પડતો ભાર મુકે છે એમ લાગે છે રાજા મહારાજાઓ પાસે સન્માન અર્થે બીજપૂરક લઈ જવાનો ચાલ હશે એવો અર્થ એમાંથી માનવાની જરૂર નથી रिक्तपाणिर्न पश्यत राजानं देवतां गुरुम् એ તો સામાન્ય નિયમ હતો—છે પછી વિદૂષકને રાણી પાસે જતાં ભેટ તરીકે સહેલાઈથી બીજપૂરક મળ્યું અટલે એ લઈ લીધું એ તો વિદૂષક એને બીજોરા જેવું નમાલું ફળ ભેટ તરીકે લઈ જાય તોય એને વાંધો નહિ મહાકવિ કાલિદાસમાં ભારે ઔચિત્ય છે કે વિદૂષકને બીજું કોઈ ચીજ રીત તો જુદી વાત હતી આ તો વિદૂષક છે એટલે બીજોરૂં જ ભેટ આપ્યું હશે

એ પછી પૃશ્નિપર્ણી ઉપર બ્રહ્મચારી જનાર્દનનો લેખ છે એમાં અથર્વવેદના એક મંત્રમાંથી કદાચ એના દ્રષ્ટા ઋષિઓએ ધાર્યો નહિ હોય એટલો બધો અર્થ કાઢ્યો છે પછી અરડુસી ઉપર શ્રી મૂળશંકર જોષીનો લેખ છે એનું લખાણ ઘણું સ્પષ્ટ છે અરડુસી વિષે આજ સુધીમાં અર્વાચીનોને હાથે પણ ઘણું લખાયું છે પરંતુ આ લેખક લખાણ ન કરતાં અરડુસીનો ટુંકો સાર માગ્યો છે અને છેવટ ચોપાનામાંથી એ ઉતારો કરી ચોપાનીએ નવીન શોધ કરી અરડુસી ક્ષય અને દમમાં ફાયદો નથી કરતી એમ કહ્યું છે તો પ્રશ્ન થાય છે કે સત્ય શું હશે? વૈદ્યજગતે અત્યાર સુધી અનુભવેલી અરડુસી એ વ્યાધિઓ ઉપર કાંઈ પણ કામ નથી કરતી કે વૈદ્યજગતે અરડુસીને ક્ષય વગેરેમાં નથમાવસ્થામાં વાપરી હશે અને એ અરડુસી કફ પિત્તઘ્ન હોવાથી દમ વગેરેમાં કફને પાતળો કરી સાધારણ રીતે દરદીને તત્કાલ પૂરતો આરામ મળતો હશે અથવા તો મૂળ ચરકમાંના પ્રાચીનતર ભાગમાં અરડુસીને માત્ર કફ પિત્તઘ્ન કહેલ છે તેની સાથે અદ્યતન લખાણ વધુ મળતું આવે છે તેજ માત્ર સાચું હશે અને અરડુસીમાં બીજા ગુણ પાછળથી આરોપિત થયા હશે આયુર્વેદમાં ખાસ એક જ વસ્તુથી આ ભ્રમ થયું કે ચાખા પાઠના કોઈ ખાસ ગુણથી તેનો ખાસ સ્પષ્ટતાથી નિર્ણય નથી એટલે આવા વિરોધાભાસ ડગલે ને પગલે આવે છે એમાંથી કોઈ પણ રીતે આપણે મુક્ત થવું રહ્યું અને પૂર્વગ્રહ ત્યાગીને ત્યજીને સત્યની શોધમાં મંડી પડવું જોઈએ

લેખના નિશ્ચય છે તો શુભ એ જ શ્રેયો માર્ગ છે પણ એનો અમલ સહેલો નથી

પછી પપડી વિષે ઉ પી આ મહાવિદ્યાલયના નિયામક ડૉ. દામોદરદાસ નાથાભાઈ જલુંધવાળાનો લેખ છે આ લેખમાં વસ્તુ ખૂબ સ્પષ્ટતાથી નિરૂપાયેલ છે પંચામૃતપપડી સુવર્ણ પર્પટી તામ્રપર્પટી વગેરે પપડીના નમૂનાની બનાવટનું તથા ભિન્ન ભિન્ન પપટીના ગુણોનું એવું સ્પષ્ટ વર્ણન છે કે લેખક લેખાંતે કહે છે તેમ વિદ્યાર્થીઓ આયુર્વેદિક દવાઓ સંબંધી જુની તેમજ નવી દૃષ્ટિએ વધુ માહિતી મેળવે અને ભવિષ્યમાં આયુર્વેદિક દવાઓ વાપરનાર જ નહિ તેમજ એલોપથીક વાળા વાપરનાર ભાઈઓને પણ આયુર્વેદિક દવાઓ સંબંધી કાંઈક ખ્યાલ આવે એ લેખનો ઉદ્દેશ પાર પડે એવો લેખ છે

ડા જહુધવાનાને મેં તુનનાત્મક લેખ લખવા એ વાર વિનતિ કરેલી એનો આ રીતે અમન થયેલો જોઇને મને સતોષ થાય છે પછી શ્રી હરિહર જોષીનો મારો અનુભવ નામનો લેખ છે વિદ્યાર્થી દૃષ્ટીએ પોતાનો અનુભવ ઉતાર્યો છે એનું દૂર ડા ભરૂચાની ચિકિત્સાથી મટયુ છે એમાથી ચિકિત્સાનુ રહસ્ય તો વાચનારે પોતાની મેળે જ શોધવાનું છે

આ પછી નેત્ર રોગ નામનો ઉભયવિદ ડા બાલકૃષ્ણ અ પાઠકનો લેખ છે જેમા આયુર્વેદોક્ત તે તે નેત્ર રોગ સામે એલોપથીમાથી પર્યાય મુકેલી આયુર્વેદોક્ત નેત્ર રોગોની યાદી આપી છે વિદ્યાર્થીઓ આ યાદીને પહેલા પ્રગટ થયેલ ડા મ્હસ્કરની આવી યાદી સાથે જાતે સરખાવી જોશે એવી આશા છે

પછી શ્રી રતિલાલ ત્રિવેદીનો વૃશ્ચિક દશના ચિહ્નો તથા ઉપાયો નામનો વ્યવહાર સૂચનાવાળો ટુકો લેખ છે જેમા વૃશ્ચિક દશથી થતા ચિહ્નો લખ્યા પછી ઉપાયો લખ્યા છે તેમા પોતે કહે છે તેમ કેટલાક અજમાવેલા કેટલાક શાસ્ત્રીય અને કેટલા આસજનો પાસેથી મેળવેલા છે ઉપરાત બહુ ઉપયોગમા આવતી કૃષ્ણામૃત નામની બનાવટનો નીચેનો પાઠ આપ્યો છે

કપુર અજમાના ફુલ તથા પીપરમેટના ફુલ આ બધા સરખે ભાગે લઈ શીશીમા ભરવા આથી પાણી થશે તે લઈ લેવુ

પછી શ્રી શકરલાલ ચોધરીનો વાતરક્ત ઉપર લેખ છે લેખકે વાતરક્ત એટલે Gout અને આમવાત એટલે Rheumatism એવો નિર્ણય કર્યો છે એ ઠીક પણ આ વિષયમા પહેલા થયેલી ચર્ચાનો જે અછડતો ઉલેખ લેખકે કર્યો છે તેથી વાચનારને સ્પષ્ટ ખ્યાલ આવતો મુશ્કેલ છે પણ સાધારણ જનસમૂહે આપેલું નામ મહાકુષ્ટ લેપ્રસીને અર્થે વાપરી શકાય એમ (પૃ ૮૧ મા) લખ્યુ છે તે સાચુ છે? લેપ્રસીને મહાકુષ્ટ નામ કોણે પહેલુ આપ્યુ એની લેખકને ખબર તો હોવી જોઈએ બાકી સાધારણ જનસમૂહ લેપ્રસીને મહાકુષ્ટ કહેતો હોય એવુ લેખકે ક્યાં સાભળ્યુ? મેં તો સાધારણ જનસમૂહ પાસેથી નથી સાભળ્યુ ડૉ ગણનાથસેન જેવા ઉપર એ લેખમા કટાક્ષ છે પણ આ લેખ નુ પોતાનુ વક્તવ્ય અસ્પષ્ટ જ રહે છે

પછી શ્રી બ્રહ્મચારી જનાર્દનનો લઘુત્રયીના લેખકો એ નામનો લેખ છે પણ લેખમા લઘુત્રયીમાથી એક જ શાર્ઙ્ગધર અને તેની ત્રણ ટીકાઓના લેખકોની ચર્ચા છે આ પહેલી ગડબડ પછી શાર્ઙ્ગધર વિષે જે લખ્યુ છે તે શા ઉપરથી લખ્યુ છે એ લેખકે કહ્યુ નથી પણ સમજ્યા વિના લખીને ગડબડ કરી છે બ્રાહ્મણ શાર્ઙ્ગધરને રાજાનો દીકરો ઠરાવ્યો છે એ નાના લેખમા ઘણી ગડબડો છે બધી ક્યા નોધવી? પણ છેલ્લા પારિગ્રાફમા એમ કહેવાય છે કે વૃદ્ધ માધવ ભાવમિશ્ર ચક્રપાણિ મધુનાથ શિવદાસ ઈત્યાદિ ટીકાકારો અને શાર્ઙ્ગધર જેવા આચાર્યો એ બધા એક જ સૈકામા થયા હતા અને તેઓ મોગલ સામ્રાજ્ય આર્યાવર્તમા પ્રવર્તતુ હતુ તે વખતમા વિક્રમના દસમા સૈકામા થયા હતા વિદ્યાર્થીઓને આયુર્વેદનો ઈતિહાસ સમજાવવા નીકળેલા ભાઈએ હિંદુસ્તાનના સામાન્ય ઈતિહાસનું ભયકર અજ્ઞાન ઉપરના વાક્યમા બતાવ્યુ છે મોગલ સામ્રાજ્ય વિક્રમના દસમા શતકમા આર્યાવર્તમા પ્રવર્તતુ હતુ એવુ લેખક ક્યા શીખ્યા? અને વૃદ્ધ માધવ ભાવમિશ્ર અને ચક્રપાણિ એક જ સૈકામા થઈ ગયા એવુ અજ્ઞાન પણ વિદ્યાર્થી માટે સૌભાગ્ય નથી

ધ્યાનમાં નહિ હોય! ઝડુભટ્ટજીએ પણ વિ ગનદુનના પ્રયોગનો પુષ્ટ અનુભવ લીધેલો એમ એમના જીવન ચરિત્રમાં નોંધ્યું જ છે

આ પ્રયોગ વિષે લેખકે લખ્યું છે કે આ પ્રકારનો શુદ્ધિનો એક માસનો પ્રયોગ કરાવવામા આવતો હતો અનેક રોગીઓ આ પ્રયોગના ઉપયોગથી પોતાના ભયંકર રોગો માથી મુક્તિ મેળવીને નવજીવન પામ્યા છે વઢવાણના ઠાકોર સાહેબ બાલસિંહજીને પણ આ પ્રયોગ કરાવવામા આવેલ હતો આ પ્રયોગથી રક્તની શુદ્ધિ થાય છે તેથી રક્તવિકારના રોગો ફીરંગના ઉપદ્રવો માથાના જૂના દુખાવા ખસ ખરજ વગેરે ચામડીના અનેક રોગો નાશ પામે છે

છેલ્લો લેખ Is the Koch Bacillres the only culpoint? એવા અંગ્રેજી મથાળાની નીચે M & D Pandya એ મેડીકલ બુલેટીનના અંક ૧૫૧માના આર બી બીલીમોરીઆ બી એ એમ ડી પારસી જનરલ હોસ્પીટલ મોરજેના ફીઝીશીઅન અને એન એર સનેટોરીઅમના સચાનના લખેલા એક અસામાન્ય નિબંધનો સામાન્ય પરિચય કરાવ્યો છે ઉપરના લેખમા ક્ષેત્ર ઉપર જે ભાર મુક્યો છે તે તો આયુર્વેદના અભ્યાસીને આવશ્યક છે જ પણ બીજી કેટલીક મરમ વાતો એ લેખમા છે દા ત એક રદીને મૂત્રમા શર્કરાનું પ્રમાણ ૫ થી ૭ ટકા હતુ સાથે સાથે જમણા ફેફસામા ક્ષેરોગ હતો ઉષ્ણમાન ૧ ૧ ડીગ્રી ૧ ૨ ડીગ્રી હતું આ દરદીને અસાધ્ય ગણેલ પણ તેને વાતરક્તનો વ્યાધિ હતો આ પ્રસગે તેના વાતરક્તે ઉથલો ખાધો અને તેનું ઉષ્ણમાન ઓછુ થઈ ગયુ અને કોઈપણ બીજાં કારણ વગર એ જ પ્રમાણે રહ્યુ અને વર્ષોના વર્ષો આ પ્રમાણે તેને રહ્યું અને તે બી ન કોઇ ર થી નહિ પણ વૃદ્ધવસ્થાથી મૃત્યુ પામ્યો

ભિષગ્ભારતીના તંત્રીએ નરપેજ ઉપર તથા લેખોને છેડે ઉતારા મુક્યા છે આમા શુ ધોરણ છે તે મને સમજાતુ નથી ફક્ત તેજસ્વી વિચારવાળુ વાક્ય પસ કરવાનું ધોરણ રાખ્યુ હોય તો જુદી વાત નહિ તો એકમા આયુર્વેદની પ્રશસ્તિ ત્યારે બીજામા પૃ ૪ ઉપર ચોપ્રાના વચનમા આયર્વેદની તથા પાટપુ જેવી મિશ્ર શિક્ષણવાળી શાળાઓની નિંદા છે

ભિષગ્ભારતીનુ આ અવલોકન પ્રમાણમા ઘણુ લાંબુ થયુ પણ એના એક કરતા વધારે કારણો છે પાટપુની સંસ્થા ઉપરનું મમત્વ એ એક કારણ મિશ્રશિક્ષણની વિદ્યાર્થીઓના માનસ ઉપર અસર વિષે કહેવાની મને આ રીતે તક મળી એ બીજુ કારણ ત્રીજુ કારણ મારી લખતી વખતની પરિસ્થિતિ છે છેવટે આ અવલોકન દ્વારા મારે જે નવા લેખકોને કહેવાનુ છે તે ટુકામા કહીને પૂરૂં કરીશ

આના વિદ્યાલય તરફથી નીકળતા સામયિકોમા પ્રગટ થતા લેખોમા તુલના હોય કે ન હોય પણ ભાષા અને વ્યાકરણની શુદ્ધિ-શૈલીની સચોટતા વિચારોની સ્પષ્ટતા જરૂર હોવા જોઇએ અને વક્તવ્યમા નવીનતા ભલે ન હોય પણ ખાસ કરીને નિરૂપણીય વિષયના પૂર્વે એ વિષય ઉપર થએલી ચર્ચાઓ સાથે ઊંડો અભ્યાસ એટલુ જરૂર હોય એમ હું ઇચ્છુ છુ

# જોધપુરનુ ૨૯ મું નિ ભા આયુર્વેદ મહાસંમેલન

જોધપુરનુ ૨૯ મુ નિ ભા આયુર્વેદ મહાસમેલન જાહેર થયા પ્રમાણે ડીસેમ્બરની તા ૧૯ થી ૨૧ મા ગૌરવથી ભરાઈ ગયુ એની સાથે રાજપૂતાનાનુ પ્રાન્તીય સમેલન પણ હતુ ના ૧૮ મીએ જ પ્રાન્તીય સમેલન તેમજ મહામડળ અને વિદ્યાપીઠની સંચાલક સમિતિઓની બેઠક હતી એટલે તા ૧૭મીથી જ વદ્યો આવવા માડ્યા ઉતારાની તથા ભોજનની વ્યવસ્થા ઠીક હતી અનભ્યસ્ત કોઈ કોઈ ચુસ્ત સનાતનીઓનો આચાર બરાબર નહિ સચવાયો હોય

તા ૧૯મીએ સવારે જ સભાપતિનુ સરઘસ નીકળ્યુ હતુ દેશીરાજ્યમા ઘોડા, બેન્ડ વગેરેનો ઠાઠ તો હોય જ સરઘસ શહેરમા ફરીને સભામડપ પાસે આવ્યુ ત્યારે સૌભાગ્યવતી સ્ત્રીઓએ સભાપતિને તિલક કર્યુ અને આરતી કરી

બપોરના ત્રણ બજે જોધપુરના મહારાજા રેસિડેન્ટની સાથે સભામડપમા પધાર્યા પછી પાચ બ્રહ્મચારીઓએ સ્વર સાથે વેદ પાઠ કર્યો સસ્કૃત પદ્યોમા મગલકામના થઈ પછી ચારણે રાજાની વશાવળીનુ તથા ગુણોનુ ગાન કર્યુ પછી સ્વાગતાધ્યક્ષે વિનતિ કરવાથી મહારાજાએ સમેલનના ઉદ્ઘાટનનો પોતાનો સદેશો અગ્રેજીમા સભળાવ્યો પોતાની રાજધાનીમા સમેલન ભરવા માટે વદ્યોનુ સ્વાગત કરતા મહારાજાએ કહ્યુ કે અસાધારણ પરિસ્થિતિને લીધે અત્યારે આયુર્વેદનુ અધ પતન થઇ રહ્યુ છે એટલે આયુર્વેદને જેટલી સહાયતા અને જેટલુ પ્રોત્સાહન આપી શકાય તેટલુ આપવુ જોઈએ આયુર્વેદમા સગઠન અને અન્વેષણ (orgnnisation and re earch)ની ઘણી ખામી છે જો યોગ્ય પ્રયત્ન કરવામા આવે તો આ ખામી તરત દૂર થઈ શકે એવી છે સર્વચિકિત્સા પદ્ધતિઓનો મૂળ સિદ્ધાન્ત એક જ છે કે રોગી માનવસમાજનુ દુ ખ દૂર કરવુ એટલે મારી શ્રદ્ધા છે કે સર્વચિકિત્સા પદ્ધતિઓમા જે સારી સારી વાતો છે તેને એકત્ર કરીને આધુનિક ઢાળામા નાખી એવી રીતે આયુર્વેદમા મેળવી દેવી જોઇએ કે આયુર્વેદના મૂળ સિદ્ધાન્તોને કશી ક્ષતિ ન પહોચે આયુર્વેદ વિજ્ઞાનની હું દરેક રીતે સફળતા તથા ઉન્નતિ ચાહું છુ

મહારાજાના ઉપના ભાષણ પછી સમેલનના સભાપતિ પં શ્રી ચિત્રશર્માએ મહારાજાને અગ્રેજીમા ધન્યવાદ આપ્યો અને આજ સુધી ક્ષત્રિય શૂરવીરો અને રાજા મહારાજાઓએ જ ભારતીય વિજ્ઞાન અને કલાની રક્ષા કરી છે અને હાલમા પણ આયુર્વેદની ઉન્નતિ શ્રીમન જેવા કર્મવીર તથા દાનવીરના આશ્રય ઉપર આધાર રાખે છે જોધપુર નગર અને આયુર્વેદ વિદ્યા એ બ ભારતવર્ષના મહાન ગૌરવના પ્રતીક છે પ્રાચીન હોવા છતા પણ સદા નવીન રહેનાર આયુર્વેદ વિદ્યાનુ ચિન્તન કરવા માટે આથી વધારે સારૂ સ્થાન ક્યા મળવાનું હતુ આ મહાન આદર તથા આતિથ્ય માટે આયુર્વેદ મહામડળ તરફથી આપનો તથા અહીંના અધિકારીવર્ગનો હૃદયથી ઉપકાર માનું છુ

આ પછી મહારાજાએ શ્રીમન્ત સેન્ધિયા તેમજ મોટા વદ્યરાજો જે હાજર નહોતા થઈ શક્યા અને જેના તારપત્રો આવ્યા હતા તેના નામો પ્રધાનમત્રી ડા આશાનન્દ પચરત્ને વાચી સભળાવ્યા સદેશાઓ ૪૭ હતા તેમાથી ઔધના શ્રીમન્ત રાજા સાહેબનો જે તાર આવ્યો હતો તેનો સારાશ આપવા જેવો છે

૨૯મા નિ ભા આયુર્વે મહાસમેલનના સ્વાગતાધ્યક્ષને નિમત્રણ માટે ધન્યવાદ આપુ છુ ભારતવર્ષનુ ચિકિત્સા વિજ્ઞાન વિક્રમના ઉન્નતિની પરાકાષ્ઠાએ પહોચ્યુ હતું પણ દુર્ભાગ્યને લીધે ને ના પચાસ વર્ષોમા પાશ્ચાત્ય સભ્યતાના દુ પ્રભાવથી આ વિદ્યા પણ અધકારપૂર્ણ થઈ ગઇ છે સર્વથી વિશેષ ઉપયોગી આ વિદ્યાને જુનાની દવામા આયુ પણ હાલમા મહૂભાગે કેટના વધો આ પ્રાચીન વિજ્ઞાનમા નવો જીવ નાખવાનો પ્રયત્ન કરે છે તેઓનો પ્રયત્ન સફળ થશે એવી મને આશા છે અને આ ૨૯ મા નિ ભા આયુર્વ મહાસમેલનના અધિવેશનમા ઉદ્દેશો પાશ્ચાત્યના પગના માર્ગે આ ઉદ્દેશ એટલે ભારતમા વિ શી ઔષધો અને દ્ર વ્યોની હ ન વિનાશ આયાતને રોકવી ને એ રીતે રાષ્ટ્રીય જીવનના અ વિભાગમા પ્રત્યે ભારતીયને પોતાના પગ ઉપર રહેવાને યોગ્ય બનાવવો હુ આ સમેલનની દરેક રીતે સફળતા ઇચ્છુ છુ

આ પછી સ્વાગતાધ્યક્ષ નાણાચાર્ય વદ્યારત્ન રાજવદ્યોપાધ્યાય ભટ્ટારક આયુર્વેદ માર્તંડ શ્રી પ ૯ ય ર ક.ઝ મહારાજ ચાર્ણેદ–શુરસાલમ એમણે પોતાનુ ભાષણ વાચી સભળા યુ (જુઓ તે ભાષણ માટે ર સ પ ડીસેમ્બર ૧૯ ૯ અ )

સ્વાગત ભાષણ પૂરુ થયા પછી સભાપતિ પ શિવશર્મા પ્રમુખની ખુરશી ઉપર બેઠા પછી સસ્કૃતમા સ્વાગત ગાન થયુ પછી સભાપતિના ભાષણની સ કૃત હિન્દી તથા અગ્રેજીમા છપાયેલી નકલો વહેચવામા આવી એ ઓછી પ તા પત્રોના પ્રતિનિધિઓને પણ ન મળી શક્યા[1] પરિણામે તેઓ એ મહામડપમાથી વૉ આઉટ કર્યો પછી સભાપતિ મહોદય આયુર્વ ાચાર્ય પ ની શિવશર્માએ પોતાનુ ભાષણ વાચી સભળાવ્યુ

પછી શ્રી પ ઠાકુરદત્ત શર્મા (લાહોર) એમનુ સ્વાસ્થ્ય અને દીર્ઘજીવન ' એ વિષય ઉપર મુ વ્યાખ્યાન થયુ અનન્ત વખત ન હોવાથી એ ભાષણ અધુરે રોકવુ પડયુ અને છ બજે સાજે ભોજનાદિ માટે સભા પૂરી કરવામા આવી

આઠ બજે ફરી કાર્યક્રમ શરૂ થયો અને ત્યારે એક વાગ સુધી ધૂતપાપેશ્વર આર્યૌ ષધિ કારખાનુ પનવેલ નિપુરી ડ્રામેમ ૨૮મુ અ–ભા–વદ્ય સમેલન અને મર્પ તથા નોળિઆની લડાઈ વગેરેનો સિનેમા બતાવવામા આવ્યો પછી વળી ૮ બજે શ્રી પ ઠાકુર ત્ત શર્માએ સ્વાસ્થ્ય અને દીર્ઘજીવન ઉપર પોતાનુ અધુરુ રહેલુ ભાષણ ફરી ચાલુ કર્યું જે દશ બજે પૂરૂ થયુ

એ પછી શ્યામનની હવેલીમા વિષય નિર્વાચન સમિતિની બેઠક શરૂ થઈ આયુર્વેદ મહામડળ અને વિદ્યાપીઠના પ્રધાન મત્રી શ્રી ડા આશાનન્દ જી પચરત્ન એમણે મહામડળના સંગઠન માટે જે ઠરાવ મુકેલો હતો તેના ઉપર લગભગ બે કલાક સુધી ચર્ચા ચાલી છેવટ ડા લક્ષ્મીપતિ અને શ્રી એમ કે મુખ જીની સૂચનાઓ મદ્રાસ અને બગાળ પ્રાન્તમા અનુભવ લેવાય ત્યા સુધી પાછી ખેચી લેવામા આવી રાતના બે વાગ્યા છતા બધા ઠરાવો ઉપર વિચાર ન થઇ શકયો એટલે એક ઉપસમિતિ નીમવામા આવી તેને બાકીના ઠરાવો મનારે તપાસી જે ઠીક લાગે તેને ખુ ના અધિવેશનમા રજુ કરવાનો અધિકાર આપવામા આવ્યો

---

૧ પ્રમુખનું ભાષણ પત્રોના પ્રતિનિધિઓને મળે નહિ એ ખામી મોટી છ તની આ વિ

૧ તાલો કાશ્મીરી કેસર ૧ તોલો જાયફળ ૧ તોલા એ ત્રણે ચીજોને સારી રીતે ખરલ કરીને મધ સાથે એક એક રતિની ગોળી બનાવી એ ગોળી પાણીમા ઘોળી પીવરાવવાથી સર્પ વિષ ઉતરી જાય છે પરંતુ બીજાએ આ વૈદ્યના કથનનુ ખંડન કરતા કહ્યુ કે ભાંગનું લોહી અફીણના ઝેરને જરૂર દૂર કરે છે

*શ્રી જગન્નાથજી સારસ્વતે કહ્યુ કે ગૌ ડાના પાનનો રસ અફીણના ઝેરને તથા ગાંડિયાજડી ( वन्दाल ) સર્પ વિષને દૂર કરે છે*

આ પછી વિષ ચિકિત્સા સભાપતિ પંડિત ના અધ્યક્ષ શ્રી પં શિરીદત્તજી શાસ્ત્રીએ જુદા જુદા સોનનાગાઓના પ્રશ્નો ઉપર પોતાનો મત દર્શાવ્યો તથા પોતાનુ ભાષણ વાંચી સભગાવ્યુ જે હવે પછી છપાશે આ રીતે સવારને કાર્યક્રમ પૂરો થયો બપોરે એક વાગે મહાસમેલનની બેઠક પાછી શરૂ થઇ શરૂઆતમા જુદા જુદા વિભાગના અધ્યક્ષોનો તથા પદાધિકારીઓનો પરિચય સસ્કૃત પદ્યમા કરાવવામા આવ્યો પછી વિષયનિર્વાચિનીમા પસાર થયેલા ઠરાવો પસાર કરવામા આવ્યા

( ઠરાવો વૈ સ પ ડીસેમ્બર ૧૯ ૮ અંકમા છપાયા છે તેમાં લેખ લેરા એમાથી એક જ ઠરાવ મહાવિદ્યાલયનો અતિ અગત્યનો પાછળ છાપ્યો છે )

લગભગ સાડાચાર બજે બધા ઠરાવો પાસ થઇ ગયા પછી કાર્યક્રમમા સભાપતિનુ અંગ્રેજીમા વ્યાખ્યાન હતુ પણ સભાની ઇચ્છાને અનુસરી તેઓએ હિન્દીમા વ્યાખ્યાન આપ્યુ

રાતના લગભગ સાત બજે આ વ્યાખ્યાન સમાપ્ત થયુ અને ભોજનાર્થે સભા ઉઠી પછી રાતના સાડા આઠ બજે સ્વાસ્થ્ય રક્ષા સભાના પંડિત મા ડા લક્ષ્મીપતિનુ વ્યાખ્યાન થયુ પોતે અંગ્રેજીમા બોલતા હતા અને શ્રી પ ગણેશદત્તજી સારસ્વત એનુ હિન્દી કરતા હતા ભાષણ પૂર્વે પછી એમણે પોતાની ગાંઠનુ લીનામ મુ અને તેના રૂ ૧ ૫) આપ્યા તે સત્કાર્ય અને આપેલા

લગભગ ૮ બજે ઉપની પરિષદ સમાપ્ત થયા પછી કુચામનની હવેલીમા શ્રી જ્ઞાનેન્દ્રનાથજીની અધ્યક્ષતામા વિષયનિર્વાચિની સભાની બેઠક થઇ અને તેમા અધ્યાપક સમેલનમા પસાર કરવાના ઠરાવોનો વિચાર થયો

૨૧-૧૨-૩૯ સવારે સાડા આઠે સભા મડપમા શ્રીયુત વૈદ્ય શિરોમણિ કવિરાજ મણિલાલ રામ ગુપ્ત એમ એ એમ બી ભિષગ્રત્ન (કલકત્તા)ની અધ્યક્ષતામા આતુર રક્ષા સભાના પંડિત ભઇઇ અધ્યક્ષ મહોદયે પોતાનુ ભાષણ અંગ્રેજીમા વાંચ્યુ એના શિષ્ય શ્રી હરિગોપાલજીએ તેનો છપાયેલો હિન્દી અનુવાદ વાંચ્યો (તેનો ગુજરાતી અનુવાદ છપાશે)

લગભગ નવ બજે રોગ પરીક્ષણનો આરભ થયો રોગીઓમા બધી જાતના લોકો હતા કેટલાક અસાધ્ય રોગીઓ પણ ભારતવર્ષના મોટા મોટા વૈદ્યો પધાર્યા છે તો અમને આપણને ફાયદો થઇ જાય એવી આશાએ આવ્યા હતા પણ રોગ પરીક્ષણ માટે જે સમિતિ નીમવામાં આવી હતી તે વૈદ્યો પોતાના મત દર્શાવી ઔષધિના નામો આપી દેતા હતા

અ ભા આયુર્વેદીય પત્રકાર અને લેખક સમેલનનુ પ્રથમ અધિવેશન મધ્યાહ્નના બારથી બે સુધી આ મા નંદલાલજી ત્રિ મજી આચાર્યની અધ્યક્ષતામા થયુ આ સમેલન આરોગ્ય દર્પણના સપાદક વૈદ્ય ગોપીનાથજી ગુપ્તના અનુરાધથી બોલાવવામા આવ્યુ હતું અને તેઓએ સુકેતા ઠરાવને અનુસરી એ અ ભા આયુર્વેદીય પત્રકાર અને

લેખક મંડળની સ્થાપના કરવામાં આવી ઉપસંહારમાં પ્રમુખે ભાષણ કરતાં કહ્યું કે જે લોકો કમાવાની આશાથી પત્ર કાઢવા ઇચ્છતા હોય તેઓને મારી સલાહ છે કે એવી ભૂલ ન કરવી આ ધંધામાં આ દેશમાં ધનોપાર્જન હજી નથી માત્ર પ્રચારની દૃષ્ટિથી કોઈને પત્ર કાઢવું હોય તો ભલે પત્રોમાં વિવિધ પ્રકારના લેખો હોવા જોઈએ જે કંઈ નવી શોધો જગતમાં થાય તેની માહિતી હોવી જોઈએ અનુભૂતયોગો વિચાર્યા વગર ન છાપવા જોઈએ જે પ્રાચીન સાહિત્ય હજી સુધી અમુદ્રિત છે તેના પ્રકાશન ઉપર પણ ધ્યાન આપવું જોઈએ ભારતવર્ષમાં રાષ્ટ્રભાષાનું સ્થાન હિંદીનું જ છે એટલે જુદા જુદા પ્રાંતના પત્રોના અધિક પ્રચાર માટે નાગરી લિપિમાં તેઓ છપાય એ જરૂરનું છે તામિલ આદિના પત્રોમાં પણ એક બે લેખો જરૂર હિંદીમાં જોઈએ પત્રોનો પરસ્પર બદલો થાય એ વિશેષ પ્રચાર માટે આવશ્યક છે જે વિદ્વાનો પાસે આતુર નો હોય તેઓએ પોતાના અનુભવો પ્રગટ કરવા જોઈએ

બપોરના દોઢ વાગે અધ્યાપક સમ્મેલન કવિરાજ શ્રી જ્ઞાનેન્દ્રનાથની અધ્યક્ષતામાં શરૂ થયું અને ઠરાવો પસાર કરવામાં આવ્યા જેમાં એક એવો ઠરાવ છે કે —

યૂ પી મુંબઈ મદ્રાસ બંગાળા આદિ પ્રાંતોમાં જે બોર્ડ ઓફ ઈંડિયન મેડિસીન સ્થપાયેલ છે તેને આ સમ્મેલન અનુરોધ કરે છે કે તે પોતાની યોગ્યતા પરીક્ષા માટે વિદ્યાપીઠ સંમત પાઠ્યક્રમનો સ્વીકાર કરે

ગ્રીષ્મમાં અ ભા વૈદ્યસમ્મેલન માટે ત્રણ સ્થળેથી નિમંત્રણ હતાં (૧) હરદ્વારથી (૨) ઉદેપુરથી અને ત્રીજું લખનૌથી તેમાંથી લખનૌનું આમંત્રણ સ્વીકારવામાં આવ્યું

પછી મહાસભા અને વિદ્યાપીઠના પદાધિકારીઓની ચૂંટણી થઈ પછી પ્રદર્શનમાં આવેલી વસ્તુઓમાં જે સર્વોત્તમ ઠરી તેને પુરસ્કાર આપવાની તેમજ ઉત્તમ નિબંધો માટે પુરસ્કારની જાહેરાત થઈ છેવટ પરસ્પર ધન્યવાદથી સમ્મેલન જલસો સમાપ્ત થયો

### સર્વાંગપૂર્ણ આયુર્વેદ મહાવિદ્યાલય સ્થાપનાનો ઠરાવ

(ઠરાવ પહેલો) આ અધ્યાપક સમ્મેલન ઠરાવ કરે છે કે ગયા વર્ષે મહાસમ્મેલનની અધ્યાપક પરિષદમાં થયેલા ઠરાવથી વિદ્યાપીઠે પોતાનું સર્વાંગપૂર્ણ વિશાળ આયુર્વેદ મહાવિદ્યાલય સ્થાપનાનો જે આદેશ આપવામાં આવ્યો છે તેને આ વર્ષમાં મૂર્તરૂપમાં ઉતારશે

અને નીચેનું ડેપ્યુટેશન પણ મહિનાની અંદર ભ્રમણનો આરંભ કરે દરેક પ્રાન્તમાંથી ઓછામાં ઓછા પાંચ પાંચ હજાર રૂપિયા એકઠા કરે દરેક પ્રાન્તના મુખ્ય વૈદ્યો એને મદદ કરે

આવતા સંમેલનની બેઠક સુધીમાં રૂપિયા એકઠા કરીને મહાસમ્મેલનમાં બહુમતથી જે સ્થાન પસંદ થાય ત્યાં વિદ્યાલયની સ્થાપના કરી જે પ્રાંત સૌથી પહેલાં એક લાખ રૂપિયા આપે ત્યાં વિદ્યાપીઠ સ્થાયીરૂપમાં રહે

આ ડેપ્યુટેશનમાં પાંચ નામ છે અને તેના સંચાલક છે ગયસાનેશ્મ પં ગોદત્તજી ભવાનીની શ્રી પંડિતજીએ ઉપલા ઠરાવને ટેકો આપતાં બોલતાં ફંડની અપીલ કરી અને પોતે રૂ ૫૦૦ પહેલાં ભર્યા પછી તો એક હજાર એક હજાર રૂપિયાનાં વચનો મળ્યાં અને લગભગ દશ હજાર જેટલી રકમ વૈદ્યોમાંથી જ એકઠી થઈ

નોંધ—જોધપુરના વૈદ્ય સંમેલનની ઉપર ટુંકી હકીકત નોંધી છે. મહાવિદ્યાલય વિદ્યાપીઠ તરફથી સ્થાપવાની વાત નવી નથી. ઘણા સંમેલનોમાં કોઈ ને કોઈ રૂપમાં આ ઠરાવ આવી ગયો છે. વર્ષો પહેલાં એક ડેપ્યુટેશન ગૃહસ્થોને મળેલુ અને અમુક રૂપિયા મળવાની ખાતરી પણ અપાયેલી પણ પરિણામ કાંઈ ન આવ્યું. જોધપુરના સંમેલને નિમેલા ડેપ્યુટેશનના સંયોજક શ્રી દત્તશર્મા કહે છે તેમ ઠરાવ પસાર કરવા ટાણે સંમેલનના મંડપમાં બોલવામાં જે ઉત્સાહ જોવામાં આવે છે તે પછી નથી રહેતો. છતાં આ ડેપ્યુટેશન પોતાનું કાર્ય કરે અને આવતા સંમેલનની મેરક પહેલાં મહાવિદ્યાલય સ્થાપે એવી આશા રાખીએ છીએ. અને જ્યારે વૈદ્યોનું રજીસ્ટ્રેશન બધા પ્રાંતોમાં થવા માંડયું છે ત્યારે વિદ્યાપીઠને પોતાનું મહાવિદ્યાલય હોવાની અત્યંત આવશ્યક્તા છે.

વૈદ્યસંમેલન ઉપર કેટલાક વખતથી એમાં કાંઈ સાચું કામ થતું નથી અને એ અમુક ગણ્યાગાંઠ્યા પ્રતિષ્ઠિત વૈદ્યોનું રમકડું તથા ભાષણ કરવાનો માટે એક તમાસો બની ગયેલ છે એવો આરોપ ખાનગીમાં ઘણીવાર અને જાહેરમાં કોઈ વાર મુકવામાં આવે છે. સંમેલન તરફ સામાન્ય વૈદ્યો ઉદાસીન થતા થાય છે અને માત્ર કોંગ્રેસ નામ આપવાથી કાંઈ લાભ નહિ થાય એવી વાત સંમેલનના જૂના અને પીઢ કાર્યકર્તાઓને પણ નોંધવી પડે છે (જુઓ સુધાનિધિ ૧૯૩૮ નવેમ્બરનો અગ્રલેખ). વિદ્યાપીઠની સ્થાપના પછી અને તેના પ્રતિદિન વૃદ્ધિ પામતા કાર્ય માટે અત્યંત આવશ્યક એવા પાઠ્યપુસ્તકો, જાતવાર વિદ્યાલયોની તથા કેંદ્રિય વિદ્યાલયની સ્થાપના વગેરે સાચાં ઉન્નતિકારક કાર્યો વારંવાર ઠરાવો થવા છતાં થઈ શકતા નથી. અભ્યાસક્રમમાં મિશ્ર અને શુદ્ધના ઝઘડાએ વૈમનસ્ય ઉત્પન્ન કરવા સિવાય કશું ફળ ઉત્પન્ન કર્યું નથી. પાશ્ચાત્ય શાસ્ત્રનો સમન્વય તો હજી દૂર જ છે. સભાઓ પરિષદો દ્વારા વૈજ્ઞાનિક ચર્ચા થઈને જૂના સંદેહો દુર થશે અને નવા મતો પ્રાપ્ત થશે એ આશા ફળી નથી. ઉલટું નાશકની પહેલી સભાના પરિચય કરતા પણ છેલ્લી જોધપુરનીમાં વિદ્યાનું વાતાવરણ ઉતરતી કોટિનું હતું એમ સાંભળ્યું છે. નવું જ્ઞાન મેળવવાની કે જૂનાને વ્યવસ્થિત કરવાની વૃત્તિને બદલે નિરંકુશ પ્રોત્સાહિત અહમહમિકા જ વ્યાપ્ત દેખાય છે. [જુઓ રિપોર્ટ સભાપતિ નરીન્દ્રનો હેવાલ] આ અવસ્થાનો અંત આણવાની સૂચના કરે છે અને મહાવિદ્યાલય જેવો ઠરાવ જો અમલમાં પરિણમે તો ઉજ્જ્વલ ભાવિનો સૂચક છે. ભગવાન ધન્વંતરિ મહા વૈદ્ય સંમેલનને ઉન્નતિને પથ દોરો એ જ પ્રાર્થના.

---

# સિદ્ધભેષજ મણિમાલા

[ અનુસંધાન સપ્ટેમ્બર અંક ૮ પાન ૨૯૮ થી ચાલુ ]

महाबल स्निग्धविलम्बिकेश सुश्यामल स्थूलकलेवरश्च ।
आलस्ययुक्तोऽति गभीरबुद्धि स्वप्नेऽम्बुदर्शी सुमना विलासी ॥ ८९ ॥

કફ પ્રકૃતિવાળો માણસ મહાસત્વવાન હોય છે સ્નિગ્ધ લાંબા શ્યામવાળ વાળો હોય છે શરીર સ્થૂલ આલસ્યયુક્ત ખૂબ જ પ્રખર બુદ્ધિયુક્ત સ્વપ્નમાં પાણી જોનાર ખૂબ ખુશમિજાજમાં રહેનાર અને વિલાસી હોય છે

मेह श्लेष्मणि पीनसे गरगदे कुष्ठे विषे स्याद्वमि
गर्भिण्या तिमिर शिरोरुजि मरुद्रुक् पाण्डुके नो हिता ।
कुष्ठार्श क्रिमिपाण्डु शोणित मरुत्विसर्प विष्टम्भिनो
रेच्या दुर्बल गुर्विणी क्षययुजा नो रेचयोग्या मता ॥ ९० ॥

પ્રમેહ કફના રોગો પીનસ ગર કુષ્ઠ વિષ–આ રોગોમાં ઉલટી કરાવવી હિતકર છે ગર્ભિણી તિમિરવાળા માથાની વેદનાવાળા વાતજન્ય વ્યાધિઓ અને પાંડુરોગ–આટલા માટે વમન હિતકર નથી

કુષ્ટ અર્શ કૃમિ પાંડુ વાતરક્ત વીસર્પ વિષ્ટંભ–આ રોગોમાં વિરેચન હિતાવહ છે ગર્ભિણી અને ક્ષયરોગીને કદી વિરેચન આપવું ન જોઇએ

सुधाद्रवक्षालितभित्तिभाग रांचिष्णुधन्वन्तरिचारुचित्रम् ।
उच्चारचमा नलिकाचकूपी वि यस्तत्तद्रसदर्शनीयम् ॥ ९१ ॥

## હૉસ્પીટલ કેવી હોવી જોઈએ ?

જેની ભીંતો ચૂનાથી વ્હાઈટવૉશ થએલી જેમાં ધન્વન્તરિ ભગવાનનો સુંદર ફોટો યા ચિત્ર ટાંગેલું હોય ત્યાં નાની મોટી તેજસ્વી શીશીઓમાં વિવિધ જાતના રસો વગેરે ભરેલું હોય

यथा भिपक्त्त्र विचित्र यन्त्र कोश स्फुरत्कड्मुखादिरम्यम् ।
दीप्तद्विते द्वान्तिपुट प्रलम्ब शिस्यरथनानाविवलेह्यभाण्डम् ॥ ९२ ॥

જ્યાં સરસ પુસ્તકાલય હોય યંત્ર શસ્ત્રો હોય કાચના કબાટોમાં કંકમુખાદિ શસ્ત્રો જ્યાં ગોઠવેલા હોય ગજપુટ વગેરે આપનારી જ્યાં ભઠ્ઠીઓ સળગતી હોય જ્યાં સ્વચ્છ અને સુંદર સીસાઓમાં વિધવિધ જાતના ચાટણ અવલેહ મુરબ્બા આમવાગિષ્ટ વગેરે રાખેલા હોય

पवित्रपद्मासनराजमान श्री वद्यराजक्षितरुग्णहस्तम् ।
उपर्युपर्यागतदातसार्थप्रदायमानोचितजायुजानम् ॥ ९३ ॥

પવિત્ર વિશાળ આસન ઉપર બેસીને જ્યાં વૈદ્યરાજ રોગીની નાડી જોતા હોય જ્યાં રોગીઓના ટોળેટોળા ઉપરા ઉપરી આવતા હોય અને તે બધાને ઉચિત ઔષધ (जायु–ઔષધ) અપાતા હોય

विशाग्नातायनमन्दम द प्रवाहवाहाङ्कुरजोपजुष्टम् ।
न्घुत्रयीं ह न्त बृहतत्रया वा स्पष्ट पठद्भिवटुमि प्रघुष्टम् ॥ ९४ ॥

જ્યા વિશાળ બારીઓમાથી આવતા મ મ પવનવાળા ઓરડાઓમા બેસીને બ્રહ્મચારીઓ લઘુત્રયી અને વૃદ્ધત્રયીનો સારી રીતે અભ્યાસ કરતા હોય

[ટિપ્પણકાર લઘુત્રયીમા--નિદાન શારંગધર અને નિઘંટ ગણાવે છે તે જરા વિચિત્ર લાગે છે ]

आच्छादनालम्बितलोहशङ्कु विलोक्काचद्रुचमत्कृतान्म् ।
शिलाविभङ्गैश्चतुरस्र वद्धचतुष्कचञ्चत्कदलीकदम्बम ॥ ९५ ॥

ઇસ્પિતાલના એ માળના અતિસું ર મ ાનમા ઠેકઠેર નાના મેજ ઉપર ટેબલક્લોથ બીછાવીને ઉપર માચનાકાક ધાતુની મૂર્તિઓ વગેરે આશ્ચર્યમા ગરગાવ કરે એવી વસ્તુઓ ગોઠવેલી હોય મેદાનમા જ્યા શિલાઓ વડે ચો સ ઓટલાઓ બનાવેલા હોય અને કેળીના વૃક્ષો યા પવનમા મદમ ડિંચી રહ્યા હોય

सवत्र सर्वतुसुखप्रदेश समीपत कूपतटीनिवेशम् ।
प्राची मुख तद्दुदङ्मुख वा तत्तादृगुत्सेधगिरिद्धख वा ॥ ९६ ॥

સર્વત્ર સવ ઋતુઓમા સુખ આપે એવી આ ઇસ્પિતાલની પાસે કૂવા નદી પણ આવ્યા હોવા જોઇએ ઇસ્પિતાલનું દ્વાર પૂર્વનુ કે ઉત્તરનું હોવુ જોઇએ ઊચાઈ (પ્લીથ) બહુ ન હોવી જોઈએ

उदूखलाभ्यर्णनिपण्णख व तता तर तत्तदुपस्करौघे ।
अप्पुच्चशाल परितो विशाल बुधाश्चिकित्सागृहमिच्छन्ति ॥ ९७ ॥

જ્યા ખાડા કરીને મોટા મોટા ખરલોને જમીનમા બેસાડેલા હોય જ્યા અનેક જાતના સાધનોના ઢગ હોય જ્યા ચોતરફ વિશાળતા-પગતાસ-હોય-આવુ ચિકિત્સાલય હોસ્પિટલ-હોવુ જોઈએ

[ આ પછી **मुक्तक संग्रह** નામનો વિભાગ શરુ થાય છે ટિપ્પણકાર કહે છે તે પ્રમાણે આ વિચિત્ર ગુચ્છો સહૃદય મનુષ્યોના ચિત્તને ચમત્કારમા નાખવા માટે છે તેમજ વૈદ્યને રસ લેવા માટે છે શ્રી કૃષ્ણરામ ભટ્ટ સ્વરસિકતા પ્રકટ કરવાના આશયથી આ ગુચ્છ યોજેલુ છે આનુ પ્રયોજન દરદીઓના ચિત્તને ખુશ કરી જ્વરવેગ નિવારણ અર્થે છે દ દીઓના ચિત્તમાથી વિષા કાઢી નાખવા માટે આ ચમત્કૃતિ પ્રધાન પ્રયોગો આપવામા આવ્યા છે વિષા એ રોગ વધારનાર છે એમ ભગવાન ચરક विषादो रोगवर्धनानाम् પણ કહે છે

ज्वरकाल च वेग च चिन्तयन् ज्वयते तु य ।
तस्येष्टैस्तु विचित्रैश्च विषयै नाशयेत् स्मृतिम् ॥

**અર્થ**—તાવ આવવાનો વખત થયો છે એવો વિચાર કરી કરીને જે તાવને લાવે છે-તેવા રોગીની સ્મૃતિને ઇષ્ટ-મનપસં અને વિચિત્ર વિષયોથી હટાવવી

મૌક્તિક જ્વર એટલે હિંદીમા જેને મોતી ઝરા (Typhoid) કહે છે એ ટાઇફૉઇડ તાવ આ તાવમા—

૧ મુક્તાપિષ્ટ મધ સાથે ચાટવુ

૨ સોનાનો વરખ અથવા સુવર્ણભસ્મ મધ સાથે ચાટવુ

૩ મોતી પિષ્ટ અને સુવર્ણભસ્મ બન લવિંગ અને ખાલીના ક્વાથ સાથે લેવુ

(૪) લવિંગ અને મકુ પર્ણી (આપણે ગુજરાતમા જેને ખાલી કહીએ છીએ) તેનો ક્વાથ પીવો

(૫) બે ત્રણ માખીઓ (પાંખો કાઢી નાખી) પાણીમા ઘૂંટી પીવી

(૬) બાજરીની રાબ (વ ગન ાા ગ ઇતિ પ્રસિદ્ધ શાનિવિશેષ) પીવી

सचूष्य मुक्तमसङ्ग नवमृदुलमिलि दमोन्निनीमूलम् ।

मौक्तिकज्वर रररज जयति न किं झटिति गान्नरमूलम् ॥ २१ ॥

મિલિ મોદિનીનો પરિચય ટિપ્પણી રૈ બબ્બુન વિશેષ આપ્યો છે આ પરિચય કઈ પણ પ્રકાશ પાડી શકે એવો નથી પરંતુ આયુર્વેદ મહોપાધ્યાય રસાયનાચાર્ય પં ભગીરથ સ્વામી તેમના સિદ્ધાપર મણિમાલા નામના પુસ્તકમા (પૃ ૧૧) લખે છે– સફેદ ફુલવાળા ાટારાઓ લવગ–ફુલ સુગંધિત હોય છે આ માનગનું નામ જયપુરી ભાષામા ગહિલી છે યૂ પી મા એને રિથા હે છે પ દેવરાજજી વેદ્યરાજપતિ મિલિ મોદિનીનો અર્થ માધવી રે છે ગહિની ખારગનું કોમળ મૂળ ચાવી ચાવીને ચૂસવુ એથી ગમે તેવો દુસ્તર મોતીઝરો તાવ મટે છે

बनप्सिका शाकरसगता मना

किरातपीयूषन्तापृतन य ।

द्विसध्यमासतदिन पिबे त्ला

न तस्य जीर्णवरनिामता रज ॥ २२ ॥

કરિયાતુ અને ગળોનો ક્વાથ બનાવી તેમા બનફસાનો શરબત સમભાગે મેળવવો આ પ્રવાહી સાથે ખૂબ લા (પાનીભાર) નુ ચૂર્ણ સવાર સાંજ ફાકી જવુ જીર્ણજ્વરની વેદના ટળી જશે

(બનફસાના શરબતની વિધિ આગળ શ્લો ૪૩ ૪૪ ઉપર આપવામા આવી છે)

धा यनागरनियूह सनिम्बूकाम्बुशाकर ।

शारद ज्वरम हाय प्रसह्य हरतेतराम् ॥ २३ ॥

ધાણા અને સુંઠના ક્વાથમા એ લીંબુનો રસ અને સાકર મીલાવી પી જવાથી શરદીથી આવેલો તાવ મટે છે

पञ्चाश मरिचानि विरनशक्ल प्रस्थाद्विनीरे पच

क्काथ सामिनिपेदुषि प्रतिकिरत् स्फोटासिताया वहून् ।

उत्पद्यत यदा पुन क्थनस्तत्राधत तृद्भम

सिद्ध सावृतिरत्ष्णमेव हि पिबन्छीनज्वरो उत्तय ॥ २४ ॥

મરી ૫૦ સુકનો એક ગાગડો–આ તેને [ ૧ પ્રસ્થ પાણીમા ઉમાળવુ અર્ધું પાણી બળી જાય એટલે કવાથ ગાળી લઇ તેમા ક્વાથ ગળ્યો થાય એટના પતાસા ના નાખવાં અને પાછુ ઊભાળવુ એમ ઇ તારી ચાસણી જેવુ થાય એટલે ઉતારી લેવુ શીતજ્વર (ઠડી દઇને આવનાર તાવ) વાળાને આ બના આપ્યા પછી ગરમ કપડા ઓઢાડીને સુવાડી દેવો

दाक्षाकलागुड य प्रत्येक तोलको लान्ता ।

गद्याण कासिया क्राथ सव ज्राम हति ॥ २५ ॥

દ્રાક્ષ ખૂબકના ગળો–આ ત્રણ ચીજો એક તોલો ભમની ॥ તોનો–આનો ક્વાથ સવ જ્વરોને હણે છે

कुडरकुलत्थकथित पाथ कोष्ण विनिाय निष्पीतम् ।

शीतज्वर विजयते रक वा चातिमुन्मा य ॥ २६ ॥

૧૬ તોલા કળથીનો ક્વાથ કરી ન્હેજ ગરમ ગરમ પીવાથી શીત જ્વર મટી જાય છે આથી ઉનરી અથવા ઝાડા થઈ જશે

[ કળથી ૧૬ તોલાનો ક્વાથ ખૂબ મોટી માત્રા છે મને લાગે છે કે ૪ તોલા કળથી સોળ ગણા પાણીમા ચતુર્થાંશ પાણી બાકી રહે ત્યા સુધી ઊકાળી ગાળી લઈ પીવુ અર્થાત ૧૬ તોલા ક્વાથ પીવો ટિપ્પણીકાર સામા य परिभापया कुडवकुलत्थाना क्राथ काय " આમા પ રીતે કવાથ પરિભાષા મુજબ કુડવ કુલત્થનો ક્વાથ કરવા જોઈએ એમ કહેવુ છે પરન્તુ આથી કઇ સ્પષ્ટીકરણ થતુ નથી ]

नीरे सितासुहृदि तिष्ठति पादशेषे

निक्षिप्य कालजरण त्रिपुटा त्वच च ।

बाप्प विधाय न खरोष्ण निपीतमुच्च–

स्त्राय धमसलिल ज्वरमाशु हन्ति ॥ २७ ॥

૨ પ્રસ્થ પાણીમા ૪ તોલા સાકર નાખી ચતુર્થાંશ પાણી બાકી રહે ત્યા સુધી ઉકાળી ગાળી લઈ તેમા કાલાજીરૂ (શાહજીરુ લેવુ કે કાળીજીરી ?) ૧ અક્ષ, (તોલો) એલચી દાણા ૫ નગ તજ ૧ વાલ નાખીને ન્હેજ ગરમાગરમ હોય ત્યારે પીજવુ ગરમ કપડુ ઓઢીને સુઈ જવુ પરસેવો આવીને તાવ ઉતરી જશે

पटविहिते पात्रमुख सम समाक्राय काञ्जीमाद्राम् ।

तदुपरि विमुच गगन शिखिनाऽर्क पातय ज्वरार्तघ्नम् ॥ २८ ॥

એક પ્યાલા ઉપર કપડુ બાધી ઈ એની ઉપર લીનો અજમો બીછાવી દેવો આની ઉપર અભ્રકનુ પડુ રાખી આ પત્રા ઉપર દેવતા ભરેલો તવા રાખવો આથી અજમામાથી તૈલયુક્ત અર્ક નીચે પ્યાલામા ટપકે આ અર્ક સવ જ્વરનાશક શ્વાસકાસ હર સુધાવર્ધક છે

[ કાજીનો અર્થ ટિપ્પણકારે યવાનિકા કર્યો છે એટલે મ અ જમો જ અર્થ કર્યો છે બાકી કાજી એટલે સાકુલી માનવાના મતનો હુ છુ આ અજમાના વર્ગની જ વનસ્પતિ છે ]

पुष्पस्थितानामरिष्टस्य शराणामेकविंशतिम् ।

पिष्ट्वा तत्तु यमरिचैर्जलं दत्वा द्रवीकृताम् ॥ २९ ॥

तप्तमद्रिक्तनिश्शेषमागशिशिरीकृताम् ।

निपीय मुच्यते तत्तु ज्वरातङ्कान्न संशय ॥ ३० ॥

લીંબડાની લીલી ૧ મળીઓને પુટપ કરી તેની સાથે ૨૧ મરી ઉમેરી ૧૦ તોલા પાણી નાખી ખૂબ ઘૂટવુ પછી એક રસ થઈ ગયેલા એ પાણીમા, માટીના ગાગડાને લાલચોળ થાય ત્યા સુધી દેવતામા તપાવી છમકાવો આ ગરમાગરમ પાણી પી જવાથી તુરત જ તાવ ઉતરી જાય છે

शतकृत्वो जलैर्धौता कारवी सकणापटु ।

पिष्टाऽम्बुनान्विता कोष्णा पीता जीर्ण ज्वरापहा ॥ ३१ ॥

૧ માસા અજમાને સો વાર પાણીમા ધોઈ નાખી પછી તેમા ૧ લીંડીપીપર ૧ માસા સિંધાલુણ નાખી । એ ગ પાણી નાખી ખૂબ ઘૂટી પછી પાણીને વસ્ત્રગાળ કરવુ આ પાણીને સ્હેજ ગરમ કરી પી જવાથી સર્વ જ્વરો નાશ પામે છે

[ ટિપ્પણીમા સમજુતી આપવામા આવી છે રાત ઉપર ૧ માસા અજમો અને ૧ લીંડીપીપર પાણીમા રાખી મૂકવુ સવારમા પીપર કાઢી લઇ અજમાને સો વાર પાણીમા ધોવાથી ઉપરના છાડા ની ળી જશે એટલે તેમા ૧ માસો સિંધવ નાખી પીપર સાથે વાટી પાણી કરી લઇ વસ્ત્રથી તે પાણી ગાળી લઇ પિત્તળના વાસણમા ભરી અગ્નિ ઉપર મૂકવ ૨ પલ જેટલુ પાણી બાકી રહે એટલે ઠડુ થાય ત્યારે પી જવુ ]

ननु रामसनपाण्ट प्रविरल या यान्दत्र्य ।

किं कुरुत वैद्यपत वर झटिति जजगीरुत्त ॥ ३२ ॥

કરિયાતાના ચૂર્ણને રાતભર ગરમ પાણીમા ભીંજવી રાખી સવારમા ગાળી લઇ કાયમીર ( લીંબાધાણા ) નાખી પીવાથી હે વદ્યપતે ! શુ થાય છે ? આ પીવાથી જલદીથી તાવ ઉતરી જાય છે ( કિરાતકાથ્ય — ઈ કૃતુઝન ચીરાયતા ડાક્ટરો પણ છુટે હાથે વાપરે છે )

गत्रावष्टा जले हि ता विप पाता सितायुता ।

निहन्ति पित्तज दाह दुर्गा शुम्भासुर यथा ॥ ३३ ॥

૧ તોલા ધાણાને રાત ભરતે ૫ તોલા પાણીમા ભીંજાવી રાખી સવારમા તેને ખરલમા નાખી ખૂબ ઘૂટી સાકર ૨ ૧ તોલો નાખી પી જવાથી પિત્તજ જ્વર તજ્જન્ય દાહ મટે છે

जारतीय क्रियति घट तुम्बिपणानि धा यकान्युपरि ।

समतमम्बु निशापितमपहरति कराङ्घ्रितलतापम ॥ ३४ ॥

પાણી ભરેલા એક ઘડામા કરિયાતાની પા ડી અને ધાણાના ચૂર્ણને નાખી રાતભર રહેવા દઇ તે પાણીમા હાથપગ બોળી રાખવાથી હાથપગને તળીયે બળતી બળતરા શાંત થાય છે [ આ પાણી પીવાના કામમા પણ લઈ શકાય ]

( અપૂર્ણ )

Regd. No B 1319

વડોદરા રાજ્યની લાયબ્રેરીઓ માટે મંજુર થએલું

વૈદક સિદ્ધાન્તોને તુલનાત્મક દ્રષ્ટિથી તથા
અનુભવની દ્રષ્ટિથી, ચર્ચનાર વૈદક માસિક

# આયુર્વેદ વિજ્ઞાન

પુસ્તક ૨૨ तदेव युक्तं भैषज्यं यदारोग्याय कल्पते। નવેમ્બર-ડીસેમ્બર
અંક ૧૧-૧૨ स चैव भिषजां श्रेष्ठो रोगेभ्यो यः प्रमोचयेत्॥ ૧૯૪૮

તંત્રી અને પ્રકાશક
દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી
ઝંડુ ફાર્માસ્યુટીકલ વર્કસ લી૦ તરફથી
૩ સયાની રોડ મુંબાઇ-૧૪

શુદ્ધ આયુર્વેદીય દવાઓની માફક શુદ્ધ આયુર્વેદ
સંબંધનું શાસ્ત્રીય જ્ઞાન પણ તમને ઝંડુ ફાર્મસી
તરફથી પ્રકટ થતા આ માસિક દ્વારાજ મળશે

લવાજમ રૂા ૨-૦-૦ લાયબ્રેરીઓ માટે ૧-૮-૦

નવેમ્બર-ડિસેમ્બર માસના અંકનો વધારો

# આયુર્વેદ વિજ્ઞાન

ઈ સ ૧૯૩૯, પુસ્તક ૨૨ની અનુક્રમણિકા



... જ્યારે પુનર્મુખથી વિરોધ કરવો તેનું ભાનુમતી વ્યાખ્યા માટે રહેતું નથી

# આયુર્વેદ વિજ્ઞાન



नमो ब्रह्मप्रजापत्यश्विबलभिद्भवन्तरिसुश्रुत-
भरद्वाजपुनर्वस्वग्निवेशचरकप्रभृतिभ्य ॥

પુસ્તક ૨૨ મુ ]   નવેમ્બર ૧૯૩'   [ અંક ૧૧

## સુશ્રુત સંહિતાનુ સૂત્રસ્થાન, શ્રીચક્રપાણિદત્તવિરચિત ભાનુમતી વ્યાખ્યાન સાથે, મહામહોપાધ્યાય કવિરાજ ગણનાથસેન સરસ્વતી મહોદયે લખેલા ઉપોદ્ઘાત સાથે

સંશોધક —આયુર્વેદ માર્તંડ શ્રી યાદવજી ત્રિકમજી આચાર્ય તથા જયપુર સંસ્કૃત મહાવિદ્યાલયના આયુર્વેદના પ્રધાનાધ્યાપક ભિષગાચાર્ય પં. નં. કિશોર શર્મા

પ્રકાશક શ્રી સ્વામી લક્ષ્મીરામસ્વામીનિધિ મંત્રી પં. શ્યામસુંદર શર્મા એમ. એ. વિ. સં. ૧૯૮૫ મૂ. ૫ ૪ રૂપિયા

આ ભાનુમતીની વ્યાખ્યા સાથેનુ સુશ્રુતસૂત્રસ્થાન એ શ્રી સ્વામી લક્ષ્મીરામનિધિ ગ્રંથમાળાનું પહેલુ પુસ્તક છે. સ્વ. આયુર્વેદ માર્તંડ લક્ષ્મીરામ સ્વામીએ પોતાની મિલ્કતનું જે ટ્રસ્ટ કરેલુ તેમા વીશ હજાર રૂપિયાના વ્યાજમાથી આયુર્વેદ સંબંધી નવીન પુસ્તકો રચનાર વિદ્વાનોને પુરસ્કારરૂપે મદદ આપવાની તથા પ્રાચીન અર્વાચીન અમુદ્રિત આયુર્વેદિક પુસ્તકો પ્રકાશિત કરવાની યોજના છે. એ યોજના અનુસાર શ્રી સ્વામી લક્ષ્મીરામ ગ્રંથમાળાનું આ પહેલુ પુસ્તક પ્રસિદ્ધ થયુ છે.

સુશ્રુતસંહિતા ઉપર ચક્રપાણિએ રચેલી ભાનુમતી વ્યાખ્યા છે એમ વિદ્વાનોના જાણ વામા ઘણા વખતથી છે. એ વ્યાખ્યા સૂત્રસ્થાનના નવમા અધ્યાય સુધી પહેલા બંગાળી લિપિમા મહામહોપાધ્યાય કવિરાજ વિજયરત્નસેન અને કવિરાજ શ્રી નિશિકાન્તસેનદ્વારા સંપાદિત થઈ છપાયેલ છે. પણ હાલ જે સ્વામી લક્ષ્મીરામ ટ્રસ્ટમાંથી છપાઈ છે તેમા સંપૂર્ણ સૂત્રસ્થાન છે. વળી એનુ મુદ્રણ દેવનાગરીમા છે અને નિર્ણયસાગરમા થએલુ હોઇ અતિ સુંદર છે. એટલુ જ નહિ પણ આ સંપાદન પણ આયુર્વેદીય સંસ્કૃત ગ્રંથોના સંપાદન કાર્યમા જેણે આખુ આયુષ્ય ગાળ્યુ છે તથા પરમ નિપુણતા પ્રાપ્ત કરી છે તે અમારા મિત્ર આયુર્વેદ માર્તંડ યાદવજી ત્રિકમજી આચાર્ય છે અને એમણે ઉપલબ્ધ સાધનોનો ઉપયોગ કરી લીધો છે. જે જોતા જરૂર પડે ત્યારે પુનમુદ્રણથી વિશેષ કરવા જેવુ ભાનુમતી વ્યાખ્યા માટે રહેતું નથી.

# ભાનુમતી ટીકાયુક્ત સુશ્રુતસંહિતાના સંસ્કૃત ઉપોદ્ઘાતનો અનુવાદ

મૂળ લેખક મ મ કવિરાજ શ્રી ગણનાથ સેન સરસ્વતી

સુશ્રુતનો આ ઉપોદ્ઘાત અનેક દુર્લભ આયુર્વેદ નિબંધોના ઉદ્ધાર સંપાદનમાં અતિકુશલ અને મારા પરમમિત્ર આયુર્વેદ માર્તંડ જેવું યથાર્થ બિરુદ ધારણ કરનાર શ્રી યાદવજી ત્રિકમજી આચાર્યના અનુરોધથી લખવામાં આવે છે અને પ્રત્યક્ષ શારીરના ઉપોદ્ઘાતમાં જે કહ્યું છે તેમાંનું જ મોટે ભાગે થોડું અહીં કહેવામાં આવે છે વળી તેઓએ પણ ઐતિહાસિક વિસ્તારનું હમણાં જ વર્ણન કરેલું હોવાથી સુશ્રુત વિષયક થોડું જ કહેવાનું રહે છે છતાં વિદ્વાનોના ચિત્તના વિનોદ માટે કાંઈક યથામતિ વિચાર અહીં [illegible] આ એમાં જેટલું પણ તેઓની જ્ઞાનામૃતની તૃષાને છીપાવવા માટે પૂરતું થશે એવી આશા છે અને અગસ્ત્યની ઉપમા જેને આપી શકાય એવા મહાબુદ્ધિશાળીની જ્ઞાનપિપાસાને નિવારવા માટે તો શ્રુતિ સ્મૃતિ ન્યાયાદિ અનેક શાસ્ત્રોમાં નિષ્ણાત અને અમારા અત્યંત આપ્ત એવા નેપાળરાજ ગુરુ શ્રી હેમરાજ શર્માની ઐતિહાસિક તત્ત્વામૃતના પારગામી જેવી [illegible]સંહિતાના ઉપોદ્ઘાતરૂપ કૃતિ જ શક્તિમાન થશે

હવે સુશ્રુત સંહિતા એ આયુર્વેદતંત્રરૂપ સમુદ્રનું અમૂલ્ય રત્ન છે કે જે આયુર્વેદ[illegible]પાસકોના સદ્ભાગ્યે હારીતાદિ સંહિતાની પેઠે અદ્યાપિ લુપ્ત થયું નથી કે ભેડ કાશ્યપાદિ સંહિતા પેઠે કીટાદિ વડે અતિ ખવાઈ ગયું નથી એ પ્રાચીન શલ્યતંત્રનું અત્યારે પણ મૂલ છે વિદેહાધિપાદિના શાલાક્યતંત્રોનું નિધાન છે ધન્વંતરી એ ઉપદેશેલ કાયચિકિત્સાનો આકર છે અગ્નિવેશાદિ છ ઋષિઓએ રચેલ કાયચિકિત્સા તંત્રોના અર્થનું મુખ્ય સ્થાન છે અને કાશ્યપાદિ એ રચેલ કૌમારભૃત્યાદિ તંત્રોના સારાંશને સાચવવાનો સંપુટ છે

આ જ્ઞાનવિજ્ઞાનના નિધિરૂપ આયુર્વેદતંત્ર કોણે ક્યારે રચ્યું એ જિજ્ઞાસાના ઉત્તરમાં થોડુંક કહેવામાં આવે છે આ તંત્રમાં કાશિરાજ ધન્વંતરિને શલ્ય જેવું પ્રધાન અંગ છે એવા આ આયુર્વેદના ઉપદેષ્ટા કહેલા છે અને એ ઉપદેશના ગ્રાહક તરીકે સુશ્રુત ઔપધેનવ ઔરભ્ર પૌષ્કલાવત ભોજ વૈતરણાદિ ઋષિઓના નામ [illegible] છે તે [illegible] જુદા જુદા તંત્રો લખ્યા જેમાંના પહેલા ચાર શલ્યાંગના મૂળ હતા એમ કહેલું છે[1] આ બધા તંત્રો હજાર વર્ષ પહેલાં સુલભ હતા એમ તેમાંથી જૂના ટીકાકારોએ પાઠો ઉતાર્યા છે તેથી નક્કી થાય છે તેમાં પણ વારંવાર ઉતારેલા યંત્ર શસ્ત્ર અને શારીર વગેરેનું વર્ણન આપનાર ભોજતન્ત્રના પાઠોથી વિશેષજ્ઞોને ખાત્રી થાય છે કે આ તંત્ર મળે તો વૈદ્યો ઉપર ઘણો ઉપકાર થાય

હવે થોડું ધન્વંતરિનું વૃત્તાંત કહેવાય છે પુરાણોમાં એ વિસ્તારથી મળે છે પુરાણોમાંથી બે જ ધન્વંતરિનો પત્તો લાગે છે તેમાંના પહેલા ધન્વન્તરિ તે સમુદ્રના મથનમાંથી ઉત્પન્ન થયેલા વિષ્ણુના અંશાવતાર રૂપ અબ્જ નામના જેનું વર્ણન હરિવંશ મહાભારત ભાગવત વિષ્ણુપુરાણ વાયુ બ્રહ્માંડ અને આગ્નેય પુરાણમાં મળે છે[2] તેને ભાગવતમાં

---

1 औपधेनवमौरभ्रं सौश्रुतं पौष्कलावतं ।
शेषाणां शल्यतन्त्राणां मूलान्येतानि निर्दिशेत् ॥

સુશ્રુતોક્ત પ્રાચીન પદ્ય

2 વિસ્તારના ભયથી તે તે પુરાણોમાંથી અહીં ઉતારા નથી કર્યા થોડું દિગ્દર્શન માટે ઉતાર્યું છે તે નીચે જોવું

તે પણ ઘણુંખરી બે હજાર વર્ષ જેટલો પ્રાચીન છે એમ અનુમાન થઈ શકે છે કારણ કે વિક્રમ સંવતને ૧૯૯૫ વર્ષ થઈ ગયાં છે[1]

આથી જુના એક બ્રાહ્મણોના ગોત્ર પ્રવર્તક ધન્વન્તરિ થઈ ગયા છે અને તે પણ વૈદ્યના આચાર્ય હતા એવું અનુમાન થાય છે કારણ કે તેના ગોત્રના વૈદ્ય અગ્રના સારસ્વત બ્રાહ્મણો હાલમાં પણ પંજાબ સિંધ અને બંગાળામાં છે તેઓ ધન્વન્તરિ અપ્સાર નૈધ્રુવ અને કાશ્યપ એ રીતે પોતાના પ્રવર ગણાવે છે એ જોતાં કાશ્યપ વંશના જણાય છે કાશ્યપ વંશની પરંપરા પણ આથી જ સમજાય છે આ કાશ્યપ તે ક્યા ! કાશ્યપ સંહિતાના કર્તા કે બીજા કોઈએ આપણે જાણતા નથી સૂક્ષ્મદષ્ટિવાળાઓએ આ વસ્તુની શોધ કરવાની છે

ઉપર પ્રમાણે પાંચ ધન્વન્તરિ મળે છે આ તેના વિચાર કરતાં ધન્વ રાજાના પુત્ર તે જ સુશ્રુત આદિના ઉપદેશક ધન્વન્તરિ એવો નિશ્ચય થાય છે તે ધન્વન્તરિ બીજા દ્વાપરમાં ( દ્વાપરના અન્તમાં ? ) ઉત્પન્ન થયા હતા એમ ઘણા પુરાણોના કથનથી જણાય છે આ રીતે દ્વાપરના અન્તમાં અથવા કલિની સંધ્યામાં ચાલેલા કુરુક્ષેત્રના મહાયુદ્ધમાં ધન્વન્તરિ સંપ્રદાયના જ વૈદ્યો શસ્ત્રો કાઢવાના કામમાં રોકાયેલ હશે એવું અનુમાન કાઢવું શક્ય છે અને એ મહાયુદ્ધને પાંચ હજાર વર્ષ થયાં છે એમ મહાભારતમાં કહેલી કાલગણના વડે તે વૃત્તાન્તમાં વિશ્વાસ રાખનારા નવીન ઐતિહાસિકોના નિશ્ચયથી નક્કી થાય છે[2] માટે એ કરતાં પણ પાંચસો વર્ષ પહેલાં આદ્ય સુશ્રુત તંત્રની રચના થઈ છે એમ કબુલ કરવું પડશે કલિયુગના આરંભને પાંચ હજારને ચાળીશ વર્ષ થયાં છે એવો જ્યોતિષનો સિદ્ધાંત છે એથી પણ કુરુક્ષેત્રનું મહાયુદ્ધ દ્વાપરના અન્તમાં થયું હોવાનું સિદ્ધ થાય છે ભગવાન શ્રીકૃષ્ણનું મહાપ્રયાણ એ પછી થયું છે એ વાત પૂર્વોક્ત નિશ્ચયને ટેકો આપે છે

બીજાઓ વળી મિલિન્દ પ્રશ્નાદિ બૌદ્ધસાહિત્ય ગ્રંથોમાં તથા પાણિનિસૂત્ર વાર્તિક પાતંજલ મહાભાષ્યાદિ અઢીહજાર વર્ષથી ઓછા જૂના નહિ એવા ગ્રંથોમાં ધન્વન્તરિ

---

૧ કેટલાક આધુનિક ઐતિહાસિકો વિક્રમાદિત્ય રાજાનો સમય ઇ સ પાંચમા શતકમાં મૂકે છે પણ ચંદ્રગુપ્ત નામનો સાહસાંક રાજા જુદો જ છે કારણ કે વિક્રમાદિત્ય શકારિ છે અને તે પંચમ શતકમાં હોવાનો સંભવ નથી કારણ કે શક રાજ તે પહેલાં થઈ ગયા છે ( કવિરાજ ગણનાથસેનની ઉપરની દલીલ મને બરાબર નથી લાગતી ગુપ્તવંશના પાંચમા શતકના ચંદ્રગુપ્ત રાજાનું બિરુદ વિક્રમાદિત્ય હતું અને તેણે સુરાષ્ટ્રના શક ક્ષત્રપ રાજાને હરાવી પોતાનું રાજ્ય ગુજરાતમાં ફેલાવ્યું હતું વળી ઉપરના પદ્યની પણ ઐતિહાસિક કિંમત કાંઈ નથી કારણ કે વરાહમિહિર છઠ્ઠા શતકમાં થઈ ગયા છે એ ચોક્કસ છે તંત્રી આ —વિ )

૨ ઉપરનું વાક્ય કાંઈક ગૂઢ છે પણ એમાંયે મહાભારતના યુદ્ધના સમય વિષે મતભેદનું અસ્તિત્વ સૂચિત છે ખરી વાત એ છે કે અપવાદભૂત ઐતિહાસિકોને બાદ કરતાં એ યુદ્ધને પાંચ હજાર વર્ષ પહેલાં માનવાનો ઐતિહાસિકોના મોટા ભાગનો મત નથી વસ્તુતઃ ઉપર કવિરાજ કહે છે તેમ પાંચ હજાર વર્ષ પહેલાં ભારત યુદ્ધ કે કલિ સંવત્ પ્રવૃત્તિ એ જ્યોતિષ સંપ્રદાયનો જ મત છે પુરાણો પોતે એથી જુદો ઈ સ પૂર્વે ૧૪ મી સદીમાં મહાભારતના યુદ્ધનો સમય ૨૫૮ દર્શાવે છે ( જુઓ મારો બૌદ્ધ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ સં ૧૯૯૫ની આ પૃ ૬૨ તંત્રી આ વિ )

પ્રતિસંસ્કર્તા નાગાર્જુન એમ લાગે છે તેણે સુશ્રુતમા માત્ર પ્રતિસંસ્કૃત સૂત્રો મૂક્યા છે એમ નથી પણ ઉત્તરતન્ત્ર જે સ્વલ્પ અવશિષ્ટ હશે તેને બીજા પ્રાચીન તન્ત્રનો સાર લઇને વધાર્યું પણ છે એમ અમને લાગે છે વાત્સ્યે પણ કાશ્યપસંહિતામા એમજ કર્યુ છે એમ એ પોતે કલ્પસ્થાનમા તે કહે છે આ સિદ્ધ નાગાર્જુન સાતવાહન રાજાના સમયમા થઈ ગયો બોધિસત્ત્વ સ્થાનને પ્રાપ્ત થયો હતો મહાવિદ્વાન હતો તન્ત્રવિદ્યામાં નિપુણ હતો રસાયનમા પ્રસિદ્ધ અને વૈદ્યકમા પણ વિદ્વાન હતો એવો રાજગુરૂ પં હેમરાજ શર્માએ નિશ્ચય કર્યો છે શાતવાહનનો કાળ બુદ્ધ જન્મ પછી બસ્સો વર્ષે એમ ઐતિહાસિકો કહે છે[1] અને બુદ્ધ જન્મને અઢી હજાર વર્ષ થયા છે માટે સુશ્રુતના પ્રતિસંસ્કર્તા સિદ્ધનાગાર્જુનને સવા બે હજાર વર્ષ થઈ ગયા એમ સિદ્ધાન્ત કરી શકાય આ રીતે અતિ દીર્ઘ કાળમા વારંવાર સુશ્રુતસંહિતા પ્રતિસંસ્કારને યોગ્ય થઈ જતી હતી અને અનેક આચાર્યોએ વિલુપ્ત ભાગને નવું લખાણ સંક્ષિપ્ત થનેનો વિસ્તાર તથા કેટલાક વિસ્તારનો ત્યાગ વગેરે ક્રિયાઓદ્વારા સુશ્રુતનો વારંવાર પ્રતિસંસ્કાર કર્યો છે એવુ અનુમાન થઈ શકે છે ક્વચિત્ ક્વચિત્ હાલમા પણ સુશ્રુતનો પ્રતિસંસ્કાર કરવામા આવે છે

હવે પં શ્રી યાદવજી આચાર્ય બીજી રીતે સુશ્રુતના કાળનો નિર્ણય સાધે છે સુશ્રુતમા શસ્ત્રકર્માદિ બધા કર્મો પ્રશસ્તતિથિ કરણ મુહૂર્ત અને નક્ષત્રમા કરવાનુ કહેલુ છે તેમા પ્રશસ્તવારનો ઉલ્લેખ નથી તે તે વારના શુભાશુભના વિચાર સાથે રવિ–સોમાદિ વારની ગણના શકારંભ પહેલા હજાર વર્ષ પહેલા ચાલુ થઇ છે એવો આધુનિક જ્યોતિષ ઇતિહાસવાદીઓનો મત છે શકારંભને ૧૮૬૧ વર્ષ થઇ ગયા તે પહેલા હજાર વર્ષે એટલે ત્રણ હજાર વર્ષ પહેલા રવિ–સોમાદિ ગણના શરૂ થઈ અને તે પહેલા સુશ્રુત સંહિતા રચાઇ છે

અહીં કોઈ પૂછે કે ટીકાકારોએ જેમાંથી પાઠો લીધા છે એવા જૂના વખતમા પ્રસિદ્ધ વૃદ્ધસુશ્રુતનુ સ્થાન કયા? અને વર્તમાન સુશ્રુત સાથે એનો શો સબંધ છે? તો તેના જવાબમા કહેવાનું કે આદ્ય સુશ્રુતતન્ત્ર તે જ વૃદ્ધસુશ્રુત જે બહુધા ખંડિત તન્ત્રનો (સંક્ષેપણ વિસ્તારણરૂપ) અનેક પ્રતિસંસ્કર્તાઓએ પ્રતિસંસ્કાર કરીને રચેલી સંહિતા તે હાલમા મળતી સુશ્રુતસંહિતા આ જ કારણથી વૃદ્ધસુશ્રુતના કહીને ઉતારવામાં આવેલા કેટલાક પાઠો વર્તમાન સુશ્રુત સંહિતામાં મળે છે ત્યારે કેટલાક નથી મળતા હાલમા મળતા સુશ્રુત ગ્રંથમા ન મળતા કેટલાક પાઠો ટીકાકારોના કાળમા હતા પણ તેમજ અત્યારે ડલ્હને સ્વીકારેલા કેટલાક પાઠો ચક્રપાણિને સંમત નથી અને એથી ઉલટુ ચક્રપાણિને સંમત પાઠો ડલ્હનને સંમત નથી અને નેપાલમાંથી મળેલ તાડપત્ર ઉપર લખાયેલ જુની હાથપ્રતના ઘણા પાઠો જુદા છે બીજા કેટલાક પાઠો જેજ્જટ ગયદાસ આદિએ સ્વીકારેલા છે તેમજ કેટલાક છોડી દીધા છે આ બધુ આ ગ્રંથમા પરમ કુશલ પં યાદવજી આચાર્યે નીચે ટીપોમા મોટે ભાગે બતાવ્યુ છે[2] વૃદ્ધ ભોજ વગેરેના વિષયમા પણ આ જ વસ્તુ સ્થિતિ

---

૧૮ શાતવાહનના આ સમય માટે કયા ઐતિહાસિકોનો મત ટાંક્યો છે તે સમજાતું નથી સાધારણ રીતે તો ઇ સ પછીનો સમય મનાય છે તંત્રી આ વિ

૨ જુઓ સુશ્રુત સંહિતા સૂત્રસ્થાનના પૃષ્ઠ ૮૭ ૭૮ ૮૬ ૧૧૩ ૧૨૬ ૧૩૫ ૧૫૧ ૧૮૧ ૧૬૧ ૧૯૫ ૧૯૪ ૧૯૬ ૨૩૯ ૨૪ ૨૪૬ ૨૭ ૨૮૪ ૩ ૬ ૩૭ વગેરેની ટિપ્પણીઓ

સંપાદિત કરી છે[1] તેઓ લખે છે કે ગય ામ ટહનથી પ્રાચીન છે કારણકે ઘણે ઠેકાણે તેના પાઠોનો ડલ્હને વિચાર કર્યો છે અને જેજ્જટથી અર્વાચીન છે કારણકે પંજિકામા ગયદાસે ઘણે ઠેકાણે જેજ્જટ મતને દૂષણ આપ્યુ છે માટે એ બેયના મધ્ય કાળમા ગયદાસ થઇ ગયા એમ અનુમાન થાય છે હવે નીચે ડલ્હનનો સમય સમા શતકમા નક્કી કરવામા આવશે અને જેજ્જટ વાગ્ભટ પહેલા થઈ ગયેલ છે માટે આ બેની વચ્ચે છ સ ત્રીજા કે ચોથા શતકમા ગયદાસ થઈ ગયા એમ કલ્પના કરવી યોગ્ય છે[2]

**ડલ્હન**— લ્હનાચાર્ય અથવા ડલ્હણ[3] એ રીતે પ્રસિદ્ધ સુશ્રુતની નિબંધસંગ્રહ ટીકાના કર્તા ઈ સ દશમા શતકમા થઈ ગયા એવુ અનુમાન થાય છે તેઓ મથુરા પાસે આવેલા ભાદાનક દેશમા ભ તપાલ વધપુર અને મરપા ગજાના પ્રીતિપાત્ર હતા એમ નિબંધ સંગ્રહના આરંભમા પોતાનો પરિચય આપ્યો છે આ રાજાનુ પાલ એવુ બીજુ નામ હતું અને તેઓ ભાદાનકના રાજા હતા એમ સુશ્રુત ઉત્તરતંત્રના ૨૬મા અધ્યાયની ટીકાને છેડે આવેલા નીચેના પદ્યથી જણાય છે જેમકે —

सम्बुध प्रसन्न पद सुयशस सद्वृत्तश्च क्रिया
मासास सुकृती क्रियासु निपुण श्री डल्हनाख्यो भिषक् ।
श्री भादानकनाथसाहल्लनृपस्यातीव यो वल्लभ
शास्त्र तस्य निबन्धसग्रह इति ख्यातधरित्रीतले ॥

આ સહપાલ રાજા મથુરા પ્રદેશના કોઈક ભાગનો અધિપતિ પણ અને સામંત હશે એમ લાગે છે કારણકે ભાદાનકનાથ એવા સાદા શબ્દો તેને વિષે વાપર્યા છે આ રાજા ભારતના ઇતિહાસમા પ્રસિદ્ધ તેજ પ્રદેશમા તમ જ બી ગ ય મ ાગ મહીપાલ ામના ચ દ્રશેખર ાજાનો પૂર્વજ હશે એવુ અનુમાન થાય છે ારણકે તેના જ સમયમા (ઇ સ ૧૧મા શતકમા) ગજનીના સુલતાન મહમુદે મોટી સેના સાથે સત્તરવાર મોટી લૂટફાટ તથા નાશ સાથે સોમનાથ પાટણ દીલ્હી મથુરા વગેરે ઉપર ચડાઈઓ કરી છે એવો ઐતિહાસિકોનો નિર્ણય છે[4] અને એવો વિપ્લવ ચાલતો હોય ત્યા નિબંધસંગ્રહ જેવા ગ્રંથની રચના સભવિત નથી પાલ નામના રાજાઓ બગાળમા જ નહિ પણ આખા આર્યાવર્ત ઉપર દશમા અગીઆરમા શતકમા રાજ્ય કરતા હતા એવો ઐતિહાસિકોનો નિર્ણય છે[4]

વળી ઐતિહાસિકોને સારી રીતે જાણીતા બંગાળાના રાજા નયપાલના સમયમા થઇ ગયેલા ચક્રપાણિ દત્તનો બીજી ટીકાઓમાથી પુષ્કળ ઉતારા કરનાર ડલ્હને કોઈ ઠેકાણે ઉલ્લેખ કર્યો નથી એ ઉપરથી તેઓ ચક્રપાણિ પહેલા થઈ ગયા હોય એવુ સૂચિત થાય છે વળી

---

૧ સુશ્રુત સંહિતાની નિર્ણયસાગરમા છપાયેલ ૧૯૩૮ ની આવૃત્તિમા

૨ અહીં વિચાર ાદાનાચાર્યે ની કાઢક શતક યઈ લાગે છ ટનન અને જે ટની વચ્ચે ગયદાસ એમ નક્કી કર્યા પછી અહીં જે ટ પહેલા ગયદાસને મુકતા હોય એમ જણાય છે ખરી રીતે છઠ્ઠા સાતમા શતકમા ગયદાસનો સમય ાય (ત ની આ વિ)

૩ મથુરા પ્રદેશમા રહેનાર લાનુ વન નામ ઠીક લાગે છે ત દેશમા ાલન નામ ાાાન ા પણ પ્રચાર છે ક ટાને મળતુ ડલ્હણનો કાશ્મીરવાસીનુ ાવાનો સભવ ઓછો નહિ

૪ જુઓ વી સે ટસ્મિથની ઓક્સફર્ડ હિસ્ટરી ઓફ ઇન્ડિઆ પૃ ૧૮૬ ૧૯૦

ચક્રપાણિએ લીધેલા સુશ્રુતના પાઠોથી ડલ્હનના પાઠો ઘણે ઠેકાણે ભિન્ન છે છતા ડલ્હને તેનો ઉલ્લેખ કોઈ ઠેકાણે કર્યો નથી બીજી તરફથી નામ લીધા વગર પણ ડલ્હનના મતનુ ચક્રપાણિએ ખ ન કર્યું છે જેમકે અહ હિ ધન્વન્તરિરાદિ દેવો ઈત્યાદિ પદની આદિદેવ શકર એવુ ડલ્હનનુ વ્યાખ્યાન ચક્રપાણિએ એમ કેટલાક કહે છે એ રીતે ઉતાર્યું છે અને દૂષિત ગણ્યુ છે (જુઓ સુશ્રુત સ. ૧) ખરી રીતે અહીં ડલ્હનનો મત ખોટો જ છે કારણકે અહીં આદિપ પહેલા ધ વ તરિનુ વાચક છે આ રીતે પ્રત્યક્ષશારીરના ઉપોદ્ઘાતમા ડલ્હન ચક્રપાણિના સમકાલીન છે એમ જે લખ્યુ છે તે હવે થોડુ સુધારવુ રહ્યુ

(૪) ચક્રપાણિ—ચક્રપાણિ દત્ત નામના વૈદ્યાચાર્ય જેણે ચરક સુશ્રુત એવ ઉપર ટીકા લખી છે તથા ચિકિત્સાસાર સગ્રહાદિ ગ્રથો લખ્યા છે તેઓ નરદત્ત વૈદ્યના શિષ્ય (ચરકની ટીકામા એવો ઉલ્લેખ છે ) ગૌડદેશના રાજાના વિશ્વાસપાત્ર વૈદ્યરાજ નારાયણના પુત્ર અને ગૌડાધિનાથના અન્તરગ ભાનુદત્તના નાના ભાઈ હતા એ પ્રમાણે ચક્રદત્ત ગ્રથને અ તે તેણે પોતાનો પરિચય આપ્યો છે આ ગૌડરાજ તે ઈતિહાસ પ્રસિદ્ધ નયપાલદેવ એમ શિવદાસસેને લખ્યુ છે ભાનુદત્તનો પરિચય હીસ્ટરી ઓફ બેગાલ નામના ગ્રથમા તેના લેખક શ્રી ગોવિન્દ મુખોપાધ્યાયે રામગોપાલ નીચે પ્રમાણે આપ્યો છે જેમકે ગૌડાધિનાથ નયપાલદેવના વૈદ્ય ચક્રદત્તના અનુજ (કે મોટાભાઈ?) ભાનુદત્ત હતા નયપાલદેવ બગાળ અને બિહારના પાલવશના સ્થાપક ગોપાલ ગ નથી અગીઆરમા રાજા હતા અને ભાનુદત્ત એના મુખ્ય સેનાપતિ હતા તેના વશના તરીકે પોતાને ઓળખાવતા કેટલાક રિદ્ર માણસો અત્યારે પણ ત્યા મળી આવે છે પણ ભાનુદત્તના વશજો પહેલા અતિસમૃદ્ધ અને જમીનના માલિક હતા ચક્રદત્ત પોતે પોતાનો નીચે શ્લોકમા આપે છે—

गौडाधिनाथरसवत्यधिकार पात्र
नारायणस्य तनय सुनयोऽन्तरगात् ।
भानोरनु प्रथित लोध्रवलीकुलीन
श्री चक्रपाणिरिह कर्तृपदाधिकारी ॥

પોતાનો પરિચય ઉપરના વર્ણન સાથે મળી રહે છે નયપાલ રાજાનો સમય ઈ સ ૧૦૪૦ થી ઈ સ ૧૦૬૦ મનાય છે માટે ચક્રપાણિનો સમય અગીઆરમા શતકની પાછલી અર્ધી શતાબ્દી નક્કી માનવો જોઈએ[1]

હવે ચક્રપાણિના રચેલા ગ્રથો—ચરક સુશ્રુતની ભાનુમતી ટીકા અને ચરકની આયુર્વેદ દીપિકા નામની ટીકા એટલુ જ લખ્યુ છે એમ નથી પણ દ્રવ્ય ગુણ સગ્રહ નામનો

---

૧ ઉપર ચક્રપાણિ ડલ્હન પછી થઈ ગયા એમ નક્કી કર્યું છે પણ સુશ્રુત ઉત્તરતત્રના ૪૯ મા અધ્યાયના ૬ મા શ્લોકની ટીકામા ડલ્હને પઞ્ચમૂલી મન્ત્રીતિ ચર્ ककार स्वपत चक्रपाणि એ રીતે ફક્ત એક જ વખત ચક્રપાણિના નામનો ઉલ્લેખ કર્યો છે તે પ્રક્ષિપ્ત જેવો લાગે છે કારણકે ત્યા જ પઞ્ચમૂલીકર્તા એના બે અર્થોની ટીકાને વ્યાખ્યા કરી છે વળી પહેલા ક્યાય ચક્રપાણિનુ નામ ન લેનાર ડલ્હન ખાસ પ્રયોજન ક્યા નથી એવા ગ્રથના આ ઉલ્લેખમા તેનુ પ્રમાણ ટાંકે એ સભવતુ નથી અમે તો કહીએ છીએ કે હાસીઆ ઉપરનુ ટિપ્પણ ક્યારેક અદર ઘુસી આવ્યુ છે

ન્હાનો ગ્રન્થ અને ચિકિત્સામાર્ગ મગ્રદ નામનો એક ગ્રંથ એ પણ રચેલ છે ચક્રપાણિના રચેલા બધા ગ્રન્થો ગ્રહણ કરવા યોગ્ય અને અતિ વિશ્વસનીય છે એ વિદ્વાનોના જાણવામા જ છે

ચરકની આ ભાનુમતી ટીકા સુશ્રુતના સૂત્ર સ્થાન ઉપર જ મળે છે બીજા સ્થાનોની ટીકા ચક્રપાણિએ લખી હતી કે નહિ તે પણ આપણે જાણતા નથી કારણ કે બીજા ગ્રન્થોમા તેના પાઠો મળતા નથી જો ઉત્તરતન્ત્રનો ચક્રપાણિનો મત ડલ્હને ઉતાર્યાનો જે દાખલો ટીકામા આપ્યો છે તે સાચો હોય તો આખા સુશ્રુતતન્ત્રની ભાનુમતી ટીકા રચાઈ હતી એમ અનુમાન થાય વનૌષધિદર્પણના ઉપોદ્ઘાતમા શ્રી વિરજાચરણ વિગજે ડલ્હન મતનુ ચરક ટીકાના આરંભમા ચક્રપાણિએ ખંડન કર્યુ છે એમ જે લખ્યુ છે તે ચિંત્ય છે કારણ કે છપાયેલ ચરક ટીકામા કોઈ વિષયના પ્રસંગમા ડલ્હનના નામનો ઉલ્લેખ મળતો નથી વસ્તુત ચક્રપાણિએ લીધેલા સુશ્રુતના પાઠો ડલ્હને લીધેલા પાઠોથી અત્યંત ભિન્ન છે છતા કોઈ એકે બીજાનો ઉલ્લેખ કર્યો નથી એ આશ્ચર્યકારક છે

હવે ડલ્હન અને ચક્રપાણિની ટીકાઓના વિશેષ સંબંધનો વિચાર કરતા ચક્રપાણિની ભાનુમતી ટીકા પદે પદે પોતાના ઉત્કર્ષ દર્શાવે છે અને તેમા ચક્રપાણિની ગંભીર પ્રવેશિતા ઉચ્ચકોટિનુ પાંડિત્ય અને વ્યાખ્યાન કુશળતા દેખાય છે પણ વિદ્યાર્થીઓને ઉપકારક થાય એવી સરલતા બીજા મતોને મથડવાની નિપુણતા અને અનેકવિધ પ્રાચીન પાઠો દર્શાવવાની કુશળતા વગેરે ડલ્હનના ગુણો પ્રશંસનીય છે અને વિદ્યાર્થીઓને બોધ થવામા એની ખાસ ઉપયોગિતા હોવાથી નિબંધ સંગ્રહ ટીકાનો વધારે પ્રચાર થયો છે સુશ્રુતના મોટા પાઠોને કાઢી નાખીને જેનો અર્થ યુક્તિયુક્ત હોય એવા પાઠો નક્કી કરવાનો તો બે ટીકાકારોમાથી એકેયને આગ્રહ નથી પણ જેનો અર્થ અસંગત હોય એવા પ્રાચીન પાઠોનું પણ ગમે તેમ કુશળતાથી વ્યાખ્યાન કરવા તરફ તેઓનુ ધ્યાન છે આનુ દૃષ્ટાન્ત જોવુ હોય તો પ્રસંગોપાત્ત આપવામા આવે છે જેમકે સુશ્રુતના પ્રથમ અધ્યાયમા कस्मात् लोकस्य द्वैविध्यात् એ વાક્યના વ્યાખ્યાન પ્રસંગે इति प्रकरणाय એટલુ જ કહીને ચક્રપાણિએ પતાવ્યુ ત્યારે ડલ્હને મહેર પણ કર્યા વગર અર્થની મુશ્કેલી ઓળંગી નાખી અને અર્થની સ્પષ્ટતા કરી જ નહિ ખરી રીતે તો लोकस्य तद्विषयत्वात् એવો પાઠ જે અમારી પાસેના હસ્તલિખિત પુસ્તકમા મળે છે તે વધારે સારો છે નહિ તો पुरुष प्रधान तदुपकरण मन्यत् એ રીતે પછીનુ વાક્ય અને तद्धिकिया संधिष्ठानम् એ આગળનું વાક્ય એનો મેળ બેસતો નથી ગ્રન્થનો વિસ્તાર થઈ જવાની બીકથી આ જાતના* બીજા ઉદાહરણો નથી આપ્યા પણ પ્રત્યક્ષ શારીરના ઉપોદ્ઘાતની ત્રીજી આવૃત્તિમા જોઈ લેવા

ચક્રપાણિએ પોતાના રચેલા ચિકિત્સામા મગ્રદમા ચિકિત્સામા ઘણી કુશળતા બતાવી છે એ નિઃસંદેહ છે તેણે પોતાના ગ્રંથમા કેવળ આયુર્ચિકિત્સા જ કહી છે એમ નથી પણ રસપર્પટી તામ્રયોગ લોહનો પ્રયોગ વગેરેનુ લોકોપકાર માટે સારી રીતે વર્ણન કર્યુ છે તેણે કાયચિકિત્સાના વિધિનુ જ વ્યાખ્યાન કર્યુ છે એમ નથી પણ શલ્યતન્ત્રના કર્મોનો પણ મોટેભાગે વિધિ ઉપદેશ કર્યો છે જેમકે પથરીમા પથરી કાઢવાનો વિધિ ગૃધ્રસીમા નાડીની અગ્નિકર્મ છે વ્રણશોધમા વિસ્રાવણ અશ્મરીમા ઉપનાહ પાટન વગેરે કર્મો અર્શ અને ભગંદરમા ક્ષારકર્મ અગ્નિકર્મ અને છેદન પ્લીહા અને યકૃતમા શિરાવ્યધન લિંગનાશ (મોતીઆ)મા કાચનુ શલાકાવેધનાદિ શસ્ત્રકર્મ વગેરે આ ઉપરથી ચક્રપાણિના સમયમા પણ વૈદ્યો મોટેભાગે

૫ મધુસૂદન ગુપ્તેર સુશ્રુત સંહિતા પહેલીવાર છપાવેની પછી પચાસ વર્ષ પહેલા વિરાજ અવિનાશચન્દ્ર નિબન્ધ સંગ્રહ ટીકા સાથે આ ગ્રંથ છપાવ્યો અને પછી પં વિદ્યાસાગરે યથામતિ સંશોધીને છપાવ્યો પછી મુંબઈ વગેરેમાં પણ આ ગ્રન્થ છપાયો ભાનુમતી ટીકા સાથે આરંભથી ચાળીસ અધ્યાય સુધીનો ભાગ પહેલા મહામહોપાધ્યાય કવિરાજશ્રી વિજય રત્નસેને તથા કવિરાજશ્રી નિશિકાન્તે કલકત્તામા છપાવ્યો હતો હાલમા છેલ્લા પંદર વર્ષમા મુંબઈના નિર્ણયસાગરમાથી અમારા મિત્રવર્ય શ્રી યાદવજી આચાર્યને હાથે સંપાદિત થઈ ને ત્રણ ચાર આવૃત્તિઓ સુશ્રુતની બહાર પડી છે આયુર્વેદના પ્રતિસંસ્કારની પ્રવૃત્તિ કરતા અને શુદ્ધિ ધૃતિ સ્મૃતિ અને વિદ્યાથી વિભૂષિત તથા ધાર્મિક એવા તે મહાન વૈદ્ય દીર્ઘાયુષી થાય અને વિજય પામો

---

# નિખિલ ભારતીય આયુર્વેદ વિદ્યાપીઠનો ૧૯૩૯મા વર્ષનો હેવાલ

નીચેનો વિદ્યાપીઠનો હેવાલ વિદ્યાપીઠ મંત્રી શ્રી હરિદત્ત શાસ્ત્રીએ જોધપુરના મહાસંમેલનની આગળ રજુ કર્યો હતો —

શ્રી ભગવાન ધન્વંતરિની અનુકંપાથી નિ ભા આયુર્વેદ વિદ્યાપીઠનો ૨૮ મા વર્ષનો હેવાલ રજુ કરવા માટે હુ ઉભો થયો છુ સંમેલનના ગયા સંમેલન વખતે આપની આજ્ઞાથી બનારસથી કાર્યાલયને બહાર ફેરવવામા આવ્યુ આ સંસ્થા જુદા જુદા સ્થળે જૂની હોવા છતા કાર્યાલયના ફેરફારથી જ્યારે શરૂ થઈ હોય તેમ ઉન્નતિ તરફ મંદ ગતિ કરી શકે છે એ જાણુ છુ વળી કાર્યકર્તાઓ ફરી જતા નવા આવનાર આ સંસ્થાનો નિભાવ કેમ થાય છે તેથી અજાણ્યા હોય છે સ્થાનના ફેરફારથી સાધનોની પણ ગડબડ થઈ જાય છે અને બે ત્રણ વર્ષે જ્યા કાર્યકર્તાઓ નવા પાવરધા થાય ત્યા તેની સામે મહાપ્રલય પેઠે સ્થાનનો ફેરફાર આવીને ઉભો રહે છે ઠીક આ બાબતમા તો આપ સૌના હાથમા તંત્ર છે એટલે વધારે કહેવાનું નથી

**પરીક્ષા વૃત્તાન્ત**—કાર્યાલયના ફેરફારથી જો કે ઘણા વિદ્યાર્થીઓને અને અધ્યાપકોને કષ્ટનો અનુભવ થયો છતા આગલા વર્ષો સાથે સરખાવતા આ વર્ષે ઘણી વધારે સંખ્યામા વિદ્યાર્થીઓ પરીક્ષામા બેઠા હતા તેમા આચાર્ય પરીક્ષામા ૨૪ વિશારદ પરીક્ષામા ૬૨૮ અને ભિષક પરીક્ષામા ૧૪૫૧ વિદ્યાર્થીઓ એટલે કે કુલ ૨૩૦૪ને પરીક્ષામા બેસવાની રજા મળી હતી પણ તેમાથી ૯ હાજર ન થયા પરિણામ જોઈએ તો આચાર્ય પરીક્ષામા પ્રથમ શ્રેણીમા ૨ દ્વિતીયશ્રેણીમા ૮ અને તૃતીયશ્રેણીમા ૧૮ એટલે કુલ ૬૮ પાસ થયા વિશારદ પરીક્ષામા પ્રથમશ્રેણીમા ૩ દ્વિતીયશ્રેણીમા ૧૮ અને તૃતીયશ્રેણીમા ૧૮૬ અર્થાત્

---

૧ પહેલી ઇ સ ૧૮૩૬મા છપાયેલી સુશ્રુતસંહિતા મારા (ગણનાથસેનના) પુસ્તકાલયમા છે

આ મધુસૂદન ગુપ્તે જ ઇ સ ૧ ૩ મા સ્થપાયેલ મેડિકલ કૉલેજ આફ બેંગાલ નામના વિદ્યાલયમા મડદુ ચીરીને શારીર શીખવાનુ શરૂ કર્યુ અને તેના એ સાહસના માનમા કલકત્તાના ફોર્ટ વીલીઅમ ઉપરથી તોપ ફોડવામા આવી હતી

આનક ખર્ચ—આવક અને ખર્ચ તમારી આગળ રજુ કર્યું છે (ડિસેમ્બરની વૈદ્ય સમેલન પત્રિકામા એ છપાયેલ છે) એનુ ઓન ઓડીટ જરૂર પ્રકાશિત કરવુ જોઈએ એવો મારો પણ મત છે

ગ્રંથાલયમા સગ્રહવાચો ય અતિ આવશ્યક પત્ર પુસ્તકાદિ સાધનોના રક્ષણ માટે વિદ્યાપીઠનું સ્થાયી ગ્રંથાલય અત્યાવશ્યક છે એ બાબતમા કોઈને શ ! નહિ હોય એમ ધારૂ છુ

આ બાબતમા આપે તરત યથ સહિત વિચાર કરવો જોઈશે વળી વિદ્યાપીઠની આવકમાથી રહેતી બચત વિદ્યાપી તરફથી સ્થાયી વિદ્યાલયની સ્થાપનામા તથા બીજા વિદ્યાપીઠના ઉપયોગી કાર્યોમા વપરાય એવી ગોઠવણ કરવાની તથા એની વ્યવસ્થા માટે એક વિશ્વાસપાત્ર ટ્રસ્ટ નીમવાની જરૂર છે

આ વર્ષે વિદ્યાપીઠની વ્યકારિણીના ચાર અધિવેશન થયા છે જેમા સ્થાનિક સભ્યો સિવાયના જે બહારના મહાનુભાવોએ ખાસ શ્રમ લઈ કામમા મદદ કરી છે તેઓ ધન્યવાદને પાત્ર છે

હું તો સર્વથા અનુભવશૂન્ય છુ આપના હુકમ અનુસાર ગમે તેમ કરીને આ ભાર ઉપાડુ છુ તેમા આપના આશીર્વાદની જ ખૂબી છે ખાસ કરીને અનેક જાતના સંકટોને કાપવામા કુશળ અને માન્ય પૂજ્ય નાગપુરના શ્રી છાગાણજીએ વારવાર વાત્સલ્ય ભાવથી સલાહ આપીને મારો રસ્તો સહેલો કર્યો છે એ માટે એમનો ઉપકાર માનુ છુ વળી મારા અભિન્ન હૃદયમિત્ર અને અમારી બધી મુશ્કેલીઓમા ઢાલરુપ શ્રી શિવશર્માજીએ તથા સ્થાનિક મિત્રોએ એકમતથી મને જે ટેકો આપ્યો છે તે માટે ધન્યવાદ સિવાય મારે કંઈ કહેવાનુ નથી (વૈદ્ય સંમેલન પત્રિકા—જાનુઆરી ૧૯૪ અંકમાથી અનુવાદ)

---

### વિષચિકિત્સા સભાષા પરિષદના અધ્યક્ષ

# રાજવૈદ્ય પ્રાણાચાર્ય શ્રીયુત પ કિશોરદત્તજી શાસ્ત્રી

## કાનપુરનુ ભાષણ

### જોધપુરના સમેલનમા

यद् याद येन रचित जगदेतच्चराचरम् ।
स वो भवतु भव्याय भूतात्मा भूतभावन ॥
यपत्रपत्रानिलत कालव्यालविषानल ।
रुजय शाम्यति त वन्दे विभु धन्वतरिं हरिम् ।
मूक करोति वाचाल पगु लघयते गिरिम् ।
यत्कृपा तमहं वन्दे रामनारायण गुरुम् ॥

અગદ તંત્રના નામથી એક વખત વિષ ચિકિત્સા પૂર્ણરૂપમા પ્રચલિત હતી અને એ તત્ર આયુર્વેદનુ અવિચ્છેદ્ય ભાગ મનાતુ આ અંશના જાણનાર વૈદ્ય સંપ્રદાયની એક પરંપરા

વિષો ઉપર જંગમ વિષ લાભ કરે છે કે જંગમ વિષ ઉપર સ્થાવર વિષ એનો વ્યવહારૂ અનુભવ ન હોવાથી આપણને આ બાબત શંકારૂપ છે જો કે એ મોટી બાબત છે અને એનું રહસ્ય જાણવું જરૂરનું છે વિષોના અને બે હોવાથી ભિન્ન ભિન્ન સ્થાવર વિષો ભિન્ન ભિન્ન જંગમ વિષોના નાશક હોય એ સંભવ છે પણ એની શોધ કરવાની જરૂર છે આપણા પ્રાચીન આચાર્યોએ પણ આ સિદ્ધાંત માન્યો છે પણ કેમ માન્યો છે એ શોધવાની જરૂર છે

નિઘંટુઓમા લખેલી એક પણ વસ્તુ સર્પ વિષનાશક ન માલુમ પડી અથવા ક્રિયા વિશેષના કારણથી સર્પવિષ નાશકતા સિદ્ધ ન થઇ એટલું સાંભળીને જ આપણે મુગા રહેવાની જરૂર નથી અનેક શોધો સેંકડો વાર નિષ્ફળ ગયા પછી સફળ થઈ છે એ પ્રસિદ્ધ છે અસફલતા લક્ષ્યપ્રાપ્તિમા વિઘ્નરૂપ છે પણ વિઘ્નોનો ચે ધ્યારક ઘડો આવે છે એમા દૃઢ વિચારવાળા માણસોની લગની હોવાની જરૂર છે कार्य साधयेयं शरीरं वा पातयेयं પ્રતિજ્ઞા કરીને મંડ્યા રહેવું જોઈએ તો છેવટ જરૂર સફળતા મળે છે એમ સમારંભ કાઇ એક જ ક્રિયા નથી એની હજારો રીત છે —

उत्थातव्यं जागृतव्यं योक्तव्यं भूतिकर्मसु ।
भविष्यतीत्येव मनः कृत्वा सततमव्ययैः ॥

કોંકણમા સર્પોની સંખ્યા ઘણી છે ત્યાના વેતસપત્ર સર્પને ત્યા કુરસા કહે છે તેના કરડની ચિકિત્સા અંધારામા રાખીને થાય છે ત્યાના ચિકિત્સકો જે રીતે ચિકિત્સા કરે છે તેના જ્ઞાનનો સંગ્રહ કરવાની જરૂર છે કેટલાક પહાડી લોકોમા તથા જોધપુરમા વીંછીનું જોર છે ત્યા સફળ કે નિષ્ફળ પણ ઘણા પ્રયોગો કરવામા આવે છે આપણે તેની શોધ કરવી જોઈએ

એક સજ્જને મને એક જડી આપી હતી એ વિષ આપનારે કહ્યુ છે કે આ કરીનના મૂળમા થાય છે એ ખાઇને નોળીઓ પોતામા સર્પ વિષઘ્ન શક્તિ ઉત્પન્ન કરે છે લોકોએ આ જોયુ છે જો આના પ્રયોગનો અનુભવ કરવામા આવે તો સારૂ છે આ પ્રયોગમા કાંઈ તત્ત્વ હોય એવો સંભવ છે * મારૂ આ ભાષણ અગદતંત્રના પુનરૂદ્ધાર માટે પ્રાર્થના માત્ર છે આપ એ પ્રયત્ન માટે બદ્ધ પરિકર થશો એવી મને આશા છે

(વ સ ૫ ૧૯૮૪ ફેબ્રુઆરી અંકમાથી અનુવાદ)

* નોંધ —નોળીઓ અમુક વસ્તુ ખાય અને એનામા સર્પ વિષઘ્ન શક્તિ ઉત્પન્ન થાય માટે એ વસ્તુમા સર્પ વિષઘ્ન ગુણ હોવા જોઈએ એ તર્કમા સજીવ પ્રાણીઓના શરીર બંધારણનું ભારે અજ્ઞાન છે એ સ્થિતિ શોચનીય છે સજીવ પ્રાણીઓના શરીરમા ખાધેલા પદાર્થોમાથી તદ્દન જુદા જ ગુણવાળા પદાર્થો ઉત્પન્ન કરવાની સ્વાભાવિક શક્તિ છે સર્પની દાઢની કોથળીમા ભયંકર પ્રાણહર ઝેર ઉત્પન્ન થાય છે એ કાંઈ ઝેરી પદાર્થો ખાવાથી નથી થતું એના શરીરમા ઉત્પન્ન થાય છે એ જ પદાર્થોથી બીજા પ્રાણીમા એ જ વસ્તુ ઉત્પન્ન નથી થતી

તંત્રી આ વિ

# કાય-કલ્પ સંપત્તિ*

વૈદ્ય મણિશંકર નાનિદાસ યાજ્ઞિક ([illegible])

મહાવીર ફાર્મસી- રાજકોટ

કાય-કલ્પ વિષયમાં ઘણા વિદ્વાન વૈદ્યોએ લેખો લખી જનતાનું ધ્યાન ખેંચ્યું છે અને આયુર્વેદના ગ્રંથોમાં લખેલા પ્રયોગોને સંગ્રહ જુદી જુદી રીતે પ્રગટ કર્યો છે તેમજ માલવિયાજીએ કાય-કલ્પનું અનુષ્ઠાન કર્યા પછી દેશના ખુણે ખુણે કાય-કલ્પની ચર્ચા થવા લાગી છેવટે ગુજરાત આયુર્વેદિક ફાર્મસી (અમદાવાદ)એ ભેટ તરીકે એક કાય-કલ્પ વિજ્ઞાન ગ્રન્થ પ્રગટ કર્યો છે એટલે હવે આ વિષયમાં લખવાનું પ્રયોજન હેતુ નથી કિંતુ કુટી પ્રવેશ તેમજ ચરક વાગ્ભટમાં બતાવેલા પ્રયોગાના× સાધનોનો જ્યાં અભાવ હોય ત્યાં આવા વિજ્ઞાન વિષયમાં કઈ રીતે કાય-કલ્પનો અનુભવ કરવો એમ સહજ શંકા થાય છે એમ એક મિત્રની સૂચના થતા કાય-કલ્પ તરીકેના વાસ્તવિક સાધનો નિત્ય માનવ જાતિની પાસે જ હોય છે પરંતુ આલંબન એ વાસ્તવિક શાંતિજનક નિવડતું નથી તેમજ પરાવલંબન પર રહેલી કાય-કલ્પની ભલે ભવ્ય સામગ્રી હોય તો પણ તે કાય-કલ્પ અનુષ્ઠાનમાં સમ્પૂર્ણ રૂપમાં વિજયી નીવડે નહિ તે સ્વાભાવિક છે એમ માની અને 'કાય-કલ્પ સંપત્તિ' આપણે સરલતાથી કેવી રીતે પામી શકાય અને ક્યા ક્યા સાધનોદ્વારા કેવા પ્રકારના અનુષ્ઠાનોથી તે પ્રાપ્ત કરી શકાય તે વિષયમાં ઔષધિ દ્રવ્યોના પ્રસંગમાં આયુર્વેદ જેમ સાક્ષી આપે છે તેવી જ રીતે કાય-કલ્પ સંપત્તિ પ્રાપ્ત કરવામાં સરલ સાધનો ક્યા છે? અને તે સાધનોદ્વારા સંપત્તિ પ્રાપ્ત થઇ શકે છે તેમાં પ્રમાણ શું? અને તે સંપત્તિની પ્રાપ્તિ પૂર્વ કાળે કોણે કરલી છે વગેરે વગેર તત્ત્વોની શાસ્ત્રીય વિચારણા કરવાના હેતુથી આપણે પ્રથમ માનસ શાસ્ત્રનો આશ્રય લઇશું પછીથી શારીરિક વિજ્ઞાનની પ્રક્રિયા અને ઉત્કૃષ્ટ સાધન રૂપ ઉત્પાદક અવયવોમાં થતી સ્ફુરણાના વિજ્ઞાન વિષે વિચારણા કરી કાય-કલ્પ સુસાધ્ય થઈ શકે તેવી રીતીથી વિચારો રજુ કરીશ

શુભ નિશ્ચય અને સંકલ્પમાં એવી ભાવના મનમાં વર્તતી રહે કે મારો વિકાસ અને જીવનની વૃદ્ધિ નિત્ય થયા જ કરે છે આવો સંકલ્પ કરવાથી વૃદ્ધિ અને વિકાસ સ્વાભાવિક થાય છે જ આ માનસ શાસ્ત્રનો સિદ્ધાંત એ પણ વય સ્થાપનીય અર્થાત્ વય ને સ્થિર રાખવામાં પ્રથમ પદે છે

અદ્રષ્ટ સત્તા જેને આપણે કુદરત કહીએ છીએ તેની પાસે માનવ જાતિના જીવન વિકાસ અને આરોગ્ય માટે અખૂટ ભંડાર ભરેલા છે પણ તે કુદરત આપણને પુરૂષાર્થ કર્યા વિના આપતી નથી પણ કુદરત પોતાના નિયમને અનુકૂળ વર્તનારને જ પોતે ફળ આપે છે અને આ પ્રસંગનું પ્રત્યક્ષ પ્રમાણ જોઇએ તો બાળકનું જીવન છે બાળકનું જીવન કુદરતને અનુકૂળ હોવાથી તેના જીવનની વૃદ્ધિ અને વિકાસ સરળતાથી થયા જ કરે છે

---

*કાય પુરૂષોના શરીરના ત્રણ ભેદ સાત્વિક રાજસ અને તામસ સાત્વિક શરીરના સાત ભેદ રાજસ શરીરના છ ભેદ અને તામસ શરીરના ત્રણ ભેદ છે

× કલ્પ પુ વિશે રોગ મુક્તો શરીરના વિધ વિધ રોગોથી મુક્ત થવું તે કાય કલ્પ છે

સ્ત્રીપુરુષોનો શાસ્ત્રીય સબંધ છે અને સ્ત્રી પુરુષના શાસ્ત્રીય પવિત્ર સબંધ સકલ વિશ્વની આરોગ્ય વિભૂતિનું વિજ્ઞાન છે અનંત અનંત સુખસપત્તિ અનત અનત આરોગ્યરૂપ કલ્પ વૃક્ષની ચાવી જે પવિત્ર ગૃહસ્થાશ્રમરૂપે રક્ષાએલી છે તેની આજે અવગણના અને કાય કલ્પની વામદશાનું જ્ઞાન આપશે આજે વાચીએ છીએ

અજરામરત્વ તેમજ વ્યાધિ અને વૃદ્ધત્વ પર વિજય મેળવવામા સહાયક લગ્નની ક્રિયાને વેદ જેવા પવિત્ર શાસ્ત્રોમા સ્થાન છે તેમજ લગ્નના તેમજ ગર્ભાધાન સંસ્કારના પ્રત્યેક મન્ત્રોમા નૈસર્ગિક કાયકલ્પ સપત્તિનું સૂચન કરુણાસાગર ઋષિમુનિઓએ કરેલું છે

શારીર રચનામા જ કુદરતે વયસ્થાપનીય શક્તિ ઉત્પાદક અવયવોમા સગ્રહી છે તેથી ઉત્પાદક અવયવોમા તે ઇચ્છા સ્વાભાવિક રહેલી છે

ઉપર જણાવ્યા પ્રમાણે કુસા જઠર અને ઉત્પાદક અવયવો આ ત્રણેનો વિધિપૂર્વક ઉપયોગ તે વૈદિક સમયની કાયકલ્પ સંપત્તિ છે અને તે વિધિપૂર્વકનો ઉપયોગ વ્યાધિ અને વૃદ્ધાવસ્થા પર જય મેળવી યુવાવસ્થાને સ્થિર રાખે છે

જઠર અને પ્રેમમાની ઇચ્છાનો વેગ તેને વિધિપૂર્વક તૃપ્ત કરવામા માર્ગો આયુર્ શાસ્ત્રોમા બતાવ્યા છે વાચકો સમક્ષ આ વિચારશ્રેણી રજુ કરતા સામાજીક નીતિનું સ્મરણ થાય છે પણ આવા સાહિત્યોની આજે પુરતી જરૂરિયાત છે

આજે સ્ત્રી-પુરુષમા રહેલ અપૂર્વ સપત્તિરૂપ અને મહાનફળ આપનાર તેમજ અજરામર થવામા પરમ મહાયક જાતીય વિષયની ચર્ચા કરાય તો તેને અસભ્યતા કહેવાય છે દુખનો વિષય છે કે જે વિષય પવિત્રતાના પૂર્ણાગ સમો છે જે વિષય નૈસર્ગિક કાય કલ્પ કરવામા પરમ મહાયક છે તેમજ જીવન અને આરોગ્ય સાથે જેનો નિકટનો સબધ છે તેવા સ્ત્રી-પુરુષોના જાતિય સબધી વિજ્ઞાનની વાતોને આજનો કેળવણી પામેલો વર્ગ પણ અપવિત્ર ગણે છે આ કેળવણી ગમે તેવી ગણવામા આવે પણ ભારતવર્ષની પ્રાચીન કેળવણી પાસે તે મોતી જેવી મનાશે

કાય-કલ્પનુ સાચુ સ્વરૂપ અને યથાર્થ બળ તો સ્ત્રી-પુરુષોના ઉત્પાદક અવયવોમા કુદરતે સગ્રહી રાખ્યુ છે અને પાણીમે મીન પ્યાસી મોહે સુનસુન આવત હાંસી આ કબીરજીના કથન જેવી હાસ્યપાત્ર સ્થિતિ આજે પ્રજાની જોવાય છે

માનવજાતિથી આરંભી પશુ પક્ષી વૃક્ષાદિ પ્રત્યેક જીવ યોનિના ઉત્પાદક અવયવોમા યુવાવસ્થા સ્થિર રાખવાની સામગ્રી કુદરતે સગ્રહી રાખી છે આ વાતની પુષ્ટિમાં વેદોના પુષ્કળ મત્રો છે પણ અહીં યજુર્વેદનો એક મત્ર આપીશ शिवोनामाऽसि निवर्तयाम्यायुषेऽन्नाद्याय प्रजननाय रायस्पोषाय सुप्रजास्त्वाय सुवीर्याय । આ વે મત્રમા સ્ત્રી-પુરુષના વિધિ પૂર્વકના જાતિય સંબધથી પ્રાપ્ત થતી સપત્તિનું વિધાન છે વિધિપૂર્વકના જાતિય સબધદ્વારા પ્રજનન (સુપ્રજોત્પત્તિ) અને નવજનન નવુ જીવન જેને વયસ્થાપનીય અથવા કાય-કલ્પ સપત્તિ કહીયે તે ઉભય પ્રકારની સપત્તિ પ્રાપ્ત થાય છે

જેવા અધ્યાત્મપૂર્ણ ગ્ર થમા પણ શ્રીકૃષ્ણે જનતાને સકેત ર્યો ? કે ધર્મા વિરુદ્ધ કામોઽસ્મિ લોકેઽસ્મિન્ ભરતર્ષભ । હે અર્જુન ! ધર્મથી અવિરોધ મ (પવિત્ર ન ારનુ ઉત્પાદક અવયવોનું મિલન) તે (મા ર મ ન છે) હુ

સ્ત્રી અને પુરુષના ઉત્પા ક અવયવોનુ વાસ્તવિક મિલન જે સુપ્રજા આપનારૂં હોય તે નજનન જે સામા ન ભાષાકોશમા યુજેનિક્સ કહેવાય છે સરકારી અને જ્ઞાનીઓની પરિભાષામા પ્રકૃતિ કા ણુવા તેમજ સચેતન પરમાણુવાદ (બાયોગેમ) કહુ છે

બૃહદારણ્યકની એક પક્તિ મળી આવે છે દિશામેક પુણ્ડરિકમસિ શ્રેષ્ઠ મનુષ્યાણાં એક પુણ્ડરિક ભૂયાસમ્ । હે સૂર્ય તમે જે । દિશાઓના કમળરૂપ છે તેમ મનુષ્યોમા અદ્વિતીય કમળ રૂપ થાઉં આવી જાતના આપણા ભારતવર્ષના સુપ્રજનન શાસ્ત્રના સિદ્ધાત ઘણા જ પ્રાચીન કાળના છે આવા મર્મો ધર્મશાસ્ત્રોમા કામશાસ્ત્રોમા અને આયુર્વેદમા પણ વર્ણવામા આવ્યા છે ચરક ચિકિત્સા સ્થાન મપ્રયોગ સ્ત્રીભૂત વાજીકરણ પાદ નામનો રસાયનાધિકારનો બીજો અધ્યાય, વાજીકરણમગ્ર્યં ચ ષષ્ઠ સ્ત્રી યા પ્રહર્ષિણી તેગાર્ષ સ્ત્રો વૃષ્યતમા મતા । સૌથી શ્રેષ્ઠ વાજીકરણ ક્ષેત્ર છે અને હર્ષને ઉત્પન્ન કરનારી સ્ત્રી ક્ષેત્ર છે સ્ત્રી સૌથી ઉત્તમ વાજીકરણ છે ઉપરના આયુર્વેદના વાક્ય આનો અધિકાર છે, આ પ્રજનન અને નવજનન વિદ્યાનો વ્યવસ્થિત રીતે અભ્યાસ મહત્તાનુ ધોરણ સાચવીને આજે પશ્ચિમમા થઈ રહ્યો છે સામાન્ય શિક્ષિત પ્રજા પણ મર્યાદા સાચવીને આ વિષયની ચર્ચા પણ કરી શકે પ્રજનનના વિષયમા લખે છે—એક જોડાની લિંગી સૃષ્ટિ (મેસ્સુઅન) ૭૪૦ ૭૫ વર્ષમા ૧૮૦૦ ૦ વ્યક્તિઓને પ્રગટ કરી શકે છે

આ જાતનુ વિજ્ઞાન યથાયરૂપમા તૈયાર કરવા પશ્ચિમમા આજે પુરુષાર્થ થાય છે લેમાર્ક લેખકે એ પોતાના પ્રજાસત્તાક નિરૂપણમા લખ્યુ છે નિર્માલ્ય સ્ત્રીપુરુષોને પ્રજનન કામમા જોડવા એ તેને ઉત્તેજન કરનાર વધુ દોષવાળુ છે અને તેવી જાતને પ્રજનન કાર્યમા રોકાવુ નહિ એવી શાસન મર્યાદા કરવી જોઈએ

ફ્રાંસિસ ગોલ્ટન તેમનો જન્મ સન ૧૮૨૨મા બર્મિંગહામ પાસેના ગ્વાકૃષ્ણ શહેરમા થયો હતો તેમણે આ શાસ્ત્રનો સારો અભ્યાસ કર્યો હતો તેમજ સુપ્રજનન વિષયમા બે નિબંધો પણ લખ્યા હતા અને સુપ્રજનન માટે તેણે યુજેનિક્સ શબ્દનો પ્રયોગ માનુષી બુદ્ધિ શક્તિ (હ્યુમન ફેકલ્ટી)નામના નિબંધમા કર્યો છે આ પોતાની પૂજા આ વિદ્યાપ્રાચીન શોધખોળ કરનાર માનને આપેલી છે

પશ્ચિમમા અમેરિકામા આ વિદ્યાના મૂળતત્ત્વોનો પ્રચાર ઝડપથી થઈ રહેલ છે જર્મનીમાં પ્રજાશુદ્ધિ અર્થે એક મંડળ સ્થાપવામા આવ્યુ છે ફ્રાન્સ ઇટાલી બેલ્જીઅમ ડેન્માર્ક હોલેન્ડ વગેરે દેશોમા પણ આ વિદ્યાના મંડળો સ્થાપવામા આવ્યા છે જીવનને પરમોપયોગી આ સુપ્રજનન વિદ્યા તેમજ નવજનન (મયપ પ મપત્તિ યુવા સ્ત્રી પુરુષોને કેવી રીતે મળી શકે તેની યોજના કરવામા આવી છે તેમજ સુપ્રજનન સમાલોચક (યુજેનિક્સ રિવ્યુ) પ્રગટ થાય છે સમાજના અધિકાર મુજબ તેને સમજાવવા લીવરપુલ માન્ચેસ્ટર ગ્લાસગો બર્મિંગહામ વગેરે સ્થળે તેની શાખાઓ ખુલી છે ઈ સ ૧૯૧૧મા બર્લિનમા ભરાયેલી સાર્વજનિક આરોગ્ય મહાસભા (કોંગ્રેસ ઓફ નેશનલ હેલ્થ)મા સુપ્રજનન વિદ્યા અને વિજ્ઞાનને સ્થાન આપવામા આવ્યુ હતું

માનવજાતિ સિવાય વનસ્પતિ સંસારમા પણ આ વિજ્ઞાન કેવુ વિકાસ પામ્યુ છે તે ડા. ગ્રેગ જોન તેણે લખેલ છે કે સૃષ્ટિના વૈભવો અને જીવન વિકાસની બળવાન ચાવી સ્ત્રી જાતિમા છે આ સિદ્ધાતને અનુકૂળ આપણા ભારતીય શાસ્ત્રો પણ કથન ઉચ્ચારે છે કે લગ્નાસુ વિશિષ્યતે ।

સુપ્રજનન શાસ્ત્રના ત્રણ વિભાગ પાડવામા આવે છે

(૧) વિધિશાસ્ત્ર એટલે શુદ્ધ પ્રજનના ઉત્પત્તિ હેતુઓને રચના નિયમો કેવા સ્ત્રીપુરુષોએ પ્રજનન ક્રિયાની જવાબદારી લેવી અને સંતતિની વૃદ્ધિમા રોકાવુ

(૨) નિષેધશાસ્ત્ર અશુદ્ધ પ્રજાની ઉત્પત્તિ નિવારક ઉપાયોની યોજના અને કેવાં સ્ત્રી પુરુષોને પ્રજોત્પત્તિથી નિવૃત્ત થવુ તે

(૩) સરક્ષણશાસ્ત્ર મનુષ્ય જાતિના બીજમા રહેલું વિજાતીય વિષ શુદ્ધ પ્રજાની ઉત્પાદક વિકૃત પામેલા વ્યક્તિઓમા ન ઉતરે તેવી સાવધાનતાના નિયમો તે આ રીતે પશ્ચિમની જગત આજે આ સંપત્તિનો પ્રચાર કરી રહેલ છે તેવી જ રીતે ભૂતકાળે ભારત વર્ષમા આ કામરૂપ સંપત્તિનુ સાહિત્ય વૈદિક સંસ્કાર વિધાન તેમા પણ લગ્ન સંસ્કાર તે કામરૂપ સંપત્તિનુ ઉત્તમોત્તમ સાહિત્ય જ છે

કૌપીતકી ઉપનિષદ જોતા જણાય છે કે વદિકલગ્ન સંસ્કારના પ્રયોજન માત્ર ત્રણ જ હતા (૧) પ્રજાતિ (શુદ્ધ પ્રજા પ્રાપ્તિ) (૨) રતિ (સસારસુખ) (૩) આનંદ, અસંસારીસુખ એટલે અવિનાશી સુખ એ પણ લગ્નદ્વારા મળી શકતું એમ પુરવાર કરે છે ગૌરાપૂર્વ કામાસ્યોના સર્વો સવ ઋગ્વે ૨ -૮૫-૪૪ દેવગમ્યતાવાળા તુ વીર પુત્રને જ મ આપનારી થા આપણા સુખો અને આરોગ્યને પ્રગટાવનારી થા આ રીતે સુખ અને આરોગ્યરૂપ સંપત્તિ એ પણ નામ ક્રીડા । યતાનું વિધાન વદામા છે तदेवतुपाजिरण्याय यौनाल्कि स्वतक्तु सचिक्षप । કામસૂત્ર આ શાસ્ત્ર પાચ અધ્યાયમા ઉદ્દાલકના પુત્ર શ્વેતકેતુએ સંગ્રહ કર્યું હતુ આ રીતે પ્રજાશુદ્ધિ અને સમાજશાસ્ત્રના નાણદાર પ્રાચીન મુનિઓને સમાજમાં મોટો ભાગ માત્ર ત્યાગી વૈરાગી તરીકે જ ગણે છે પણ કામશાસ્ત્રનું સમાજશાસ્ત્ર સાથે અવિરોધી ઘડતર કરનાર સમાજ સુધારક તરીકે કોઇ ભાગ્યે જ જાણતું હશે આ પ્રકારે ઉત્પાદક અવયવોના પરંપરના પવિત્ર અને શાન્તિ આટલુ કે સિતનને આસ્વાભાવિક રાકવાનો જે પ્રયત્ન કરે છે તે એક પ્રજાના જીવનતત્ત્વનો નાશ કરનાર તત્ત્વોને આવકાર આપે છે

ચ્યવન પ્રાશના પ્રસંગમા ઋષિ માત્ર આમળાના પ્રયોગથી જ યુવાવસ્થા પ્રાપ્ત થી શક્યા હતા કે તે ચ્યવન પ્રાશાવલેહના સાકેતરૂપમા ચ્યવન મુનિના નવજીવન (નવયૌવન)રૂપ મહત્વ સંપત્તિનુ વિધાન તેના તરફ શાસ્ત્રો લક્ષ ખેચે છે તે જોવાનું રહ્યુ

ચ્યવનના પત્ની સુકન્યાએ ચ્યવનના વાકયોમાથી યાવન આપનાર હતાં તે શાસ્ત્રમય વાર્તા છે

(ક્રમશ)

———o———

# आयुर्वेदोपदेशेषु विधेय परमादर ।

લેખક વૈદ્ય પદ્મનાભ શાસ્ત્રી

આજના જમાનામા વિશેષ કરીને સામાન્ય રીતે અદ્યકાળ મનુષ્યોને દરેક વિષયમા એક પ્રશ્ન અવશ્ય થાય છે કે શા માટે અમુક યોગ્ય માટે સ્વીકારી લેવુ જોઇએ તથાપિ કેટલીએક બાબતો એવી પણ હોય છે કે જેમા એ પ્રશ્ન અસ્થાને અથવા તો બીનજરૂરી જણાય છે

આયુર્વેદ માટે આ જમાનામા એ પ્રશ્ન જોરશોરથી સતત ચર્ચાઈ રહ્યો છે મુબઈમા ડાક્તર ગીડર સાહેબે એક અનમના ઉપાડે આયુર્વેદના વિચારને ધક્કો દીધો ત્યારે મદ્રાસમા ડૉ રામનના ચશ્મા વડે જોનાર શ્રી રાજગોપાલાચાર્યે આયુર્વેદના ઉપાસકોને વિરોધી વચનથી ગુગળાવી નાખવા પ્રયત્ન કર્યો

આયુર્વેદ તરફ ઉપેક્ષાના અનેક કારણોમા સરકારી વલણે એક ઉમેરો કર્યો છે એમ કહીએ તો કશુ ખોટુ નહિ ગણાય ભૌતિકવાદીઓની દૃષ્ટિ હમેશા એવા પ્રકારની તથા અધુરી જ રહે છે રસાયનવિદ્યાને તેઓ પરમ-આપ્તવ સમાન-પ્રમાણ માનનારા હોય છે તેથી એ વિદ્યા હજી ઉછરતી આવે છે ત્યા તેના ઉપર બહુ આધાર રાખી ચાલવામા अन्धेनैव नीयमाना यथान्धा । જેવી આપત્તિ આવી પડે છે એ વાત પુરી નહિ સમજવાથી કેટલાએક અધદગ્ધો પોતાના જીવ ઉપર આવી જાય છે આવા પુરૂષોને આપણા ઋષિ મુનીઓના પ્રમાણ ખ્યાલી અને તરંગી જણાય છે પરંતુ એ જ વાત જ્યારે વિદેશી વિચારકો દ્વારા તેમના જાણવામા આવે છે ત્યારે તેને સ્વીકારતા જરા પણ આચકો ખાતા નથી

આયુર્વેદનુ મતવ્ય સમજતા પૂર્વે આપણે બેચાર નામાંકિત પ્રમાણભૂત ગણાતા ડાક્ટર ડબલ્યુ એચ હે (W H Hay)ના ઉદ્ધૃત કરીશુ તેઓ એક સ્થળે લખે છે કે —

Scientists who have achieved much who have proved to the world their ability to think independently and reason correctly are still unable to apply these mental traits to their own bodily condition They seem to have much respect for the thoughts of others outside their own field of research that they go to the clinic and in all good faith accept the findings of a group of men who have made a deep study of disease perhaps yet who are finite minds subject to all the mistakes in observation & reconing from cause to effect that is usual in every other field of endeavour

If we know the intimate body processes we might perhapes call medicine a science but the internal Chemistry & Zymotic activity of the body are still a very deep secret as enzymes or ferments, are not subject to exact chemical analysis and their processes must be guessed at largely

પ્રગતિ થઇ કે ન થઈ હોત તો પ્રગતિ ક્ષણ બે ક્ષણ અટકત એવા મિથ્યાભિમાનમાંથી પરમાત્મા બચાવે એવી પ્રાર્થના કરૂં છુ

મારી વાત અહીં પૂરી થાય છે અવસ્થાના સ્વભાવબળથી નિર્વેદના વિચારો મને આવતા હોય તો પણ એ વિચારોનો ભાર આ માસિકના વાચનારાઓને માથે નાખવાનો મને કશો અધિકાર નથી પણ મારા લેખક મિત્રો જેઓએ આ માસિક ચલાવવામા મને આજ સુધી સહાય કરી છે એ સૌનો આ વિદાય લેતા ઉપકાર માનુ છુ આયુર્વેદિક સાહિત્યના જગતમા સાથે ફરતા જીવનની જે આનંદી ક્ષણો ગાળી છે તેના સ્મરણથી ચિત્ત ધન્યતા અનુભવે છે કેટલાક લેખકો અત્યારે આ ભૂમિ ઉપર નથી. તેઓને તો શ્રદ્ધાજલિ જ આપવાની રહે છે પણ જે લેખકો હજી આ ભૂમિને અલકૃત કરે છે એટલુ જ નહિ આયુર્વેદ જગતને પોતાની સેવાઓ આપી રહ્યા છે તેઓને આ અક્ષરાજલિ અર્પુ છુ આ મિત્રો પાસેથી વિદાય લેતા એક આશ્વાસન મને છે ખરૂ કે એમના વિચાર જીવનનો મને તો આયુર્વેદ વિજ્ઞાનદ્વારા નહિ તો બીજી રીતે પરિચય રહેશે અને મારૂં સ્મરણ કોઈવાર એ મિત્રોને થશે તો એને હુ ઈશ્વરનો અનુગ્રહ માનીશ

આયુર્વેદ વિજ્ઞાનને બધ કરતા એક વ્યાવહારિક સૂચના નોંધવાની રહે છે શ્રી ગુજરાત કચ્છ કાઠિયાવાડ વૈદ્યમડળના મુખપત્ર તરીકે 'આયુર્વેદ સમેલન પત્રિકા'નો આ વર્ષથી આરભ થયો છે એ પત્રિકાના તત્રીમડળની માગણીથી આયુર્વેદ સમેલન પત્રિકા સાથે આયુર્વેદ વિજ્ઞાન જોડાય છે એમ છાપવાની અનુમતિ આપી છે અને આયુર્વેદ વિજ્ઞાનના જે ગ્રાહકોએ આજ સુધી એને પોતાનું ગણ્યુ છે તેઓ હવે આ સમેલન પત્રિકાને અપનાવશે અને એ રીતે તત્રી મડળનો એ પત્રિકાને ઉચ્ચકક્ષાનું સામયિક બનાવવાનો ઉત્સાહ બળવત્તર બનાવે એવી આશા છે

તા ક આ છેલ્લા અકમા આયુર્વેદની ભારતીય તથા વિશેષત ગુજરાતી વર્તમાન સ્થિતિનુ સિંહાવલોકન જેવુ કાંઈક લખવાનો પહેલા વિચાર હતો પણ પાછળથી એ ઈશ્વરેચ્છા હશે તો અન્ય સ્થાન માટે મુલતવી રાખી અહીં તો મધુરેણ સમાપયેત્ એ ન્યાયે લેખક વાચનારની ક્ષન્તવ્યા વયમ્ એટલા જ શબ્દોથી રજા માગુ છુ

---

# છેલ્લા ખબરો

મુબઈ પ્રાંતના વૈદ્યોનું રજીસ્ટ્રેશન તા ૧૩-૩-૩ થી શરૂ થઈ ગયુ છે મરાઠી, અંગ્રેજી અને ગુજરાતી એમ ત્રણ ભાષામા અરજી કરવાના ફોર્મ છાપ્યા છે જે વૈદ્યો કે હકીમો રજીસ્ટર્ડ થવા માગતા હોય તેઓએ અરજી કરી ફોર્મ મગાવી લેવુ જોઈએ અને તે ફોર્મ ભરી ઓફીસમા મોકલી આપવા સાથે રૂ ૧૧-૮-૦ રોકડા કે મનીઓર્ડરથી મોકલવા જોઈએ રૂ ૧ નો રજીસ્ટ્રેશન ફી છે આ અરજી તથા રૂપિયા મોકલવાનું ઠેકાણું -

'રજીસ્ટ્રેશન ની અરજીના ફાર્મમા નામ ઠેકાણુ જ મનાગી મ, શિખણ લીધુ હોય તેની વિગત કોઈ માન્ય પરીક્ષા આપી હોય તો મૂળ સર્ટીફિકેટ સાથે બીડવુ અને પરીક્ષા ન આપી હોય તો ક્યારથી ધંધો કરવા માડયો છે તેનું વર્ણન ઇ સ ૧૯૨૮ અગાઉ પ્રેક્ટીસ શરૂ કરી હોય તો એ બાબતની ખાત્રીનો નીચેના ગૃહસ્થોમાથી એકની સહી સાથેનો પત્ર સામેલ રાખવો જરૂરી છે (૧) મેજિસ્ટ્રેટ (૨) સબજજ (૩) મામલતદાર (૪) જે પી (૫) ઓનરરી મેજિસ્ટ્રેટ આ પાચમાથી ગમે તે એકની સહીવાળુ ખાત્રીપત્ર અરજી સાથે મોકલવુ પણ જેઓએ કોઈ પરીક્ષા ન આપી હોય તેમ જેઓ ઉપર કહેલા પાચ અધિકારીઓમાથી કોઈનુ ખાત્રી પત્ર ન મેળવી શકે તેઓએ તેમના દવાખાનામા રાખવામા આવેલ દરદીઓનુ રજીસ્ટર જે જગામા દવાખાનુ હોય તેના ભાડાની રસી ને બજારમાથી તેઓએ ખરીદેલી દવાઓના બિલો વગેરે રજુ કરવા દશ વરસથી વધારે મુદતના હશે તે પુરાવા તરીકે કાઈ ઉપયોગમા આવશે

જેઓને દશ વર્ષ ધધો કરતા નથી થયા તેઓના નામ નોધી લઈ ધધો કરવાનો હક્ક આપશે પણ રજીસ્ટર્ડ વૈદ્યના હક્કો તેમને મળશે નહિ

આગલા વખ પેઠે આ વર્ષે પણ મુબઇ ઇલાકાની દવી વૈદ્યકના વિદ્વાનોને સરકાર તરફથી ઓછી વધુ ગ્રાન્ટ મળી છે એટલુજ નહિ પણ મુબઈમા સરકારી આયુર્વેદિક કોલેજ ઘણુ કરી આવતા વર્ષમા ઉઘડવાના ચિન્હો દેખાય છે મુબઈના નિ ભા વૈદ્ય સમેલન વખતે મુબઈની તે વખતની કોગ્રેસ સરકારના જે મત્રીઓએ સમેલનની બેઠકમા હાજરી આપીને ઉદ્ઘાટન સમારભને અગે ભાષણો આપ્યા હતા તેમાથી મુબઇ ઇલાકામા ચારેક કોલેજો ઉઘડશે એવી આશા બધાઈ હતી પણ પછી તો દેશનુ રાજકીય વાતાવરણ ફરી ગયુ કોગ્રેસ સરકાર ખસી ગઈ અને એ સ્થિતિમા અપાયેલા વચનો પળાવાનો સંભવ ભાગ્યે જ રહ્યો પણ હાલની સરકાર સાધારણ રીતે પ્રેરક રહી ચલેલી નીતિને વળગી રહે છે અને દેશીવૈદકના ઉત્તેજનની બાબતમા કોગ્રેસ સરકારે શરૂ કરેલી નીતિ ઘણે અશે ચાલુ રહી છે પણ આયુર્વેદિક કોલેજોની બાબતમા બીજીનુ ગમે તે થાય પણ શેઠશ્રી પોતદારનુ દાન જાહેર થઈ ગયેલુ હોવાથી મુબઈમા તો કોલેજ ઉઘડશે એ માટે મુબઈ સરકારે વરલી ઉપર જમીન મફત આપી છે અને તે ઉપર સાડાત્રણ લાખ રૂપિયાનુ મકાન બધાવાનું કામ શરૂ થઈ ચૂક્યુ છે એ કોલેજ માટે ફર્નીચર વગેરે પ્રાથમિક ખર્ચ માટે સરકારે પોણો લાખ રૂપિયા આપ્યા છે અને અધ્યાપકોને નીમવા માટે અરજીઓ માગવામા આવે છે બનતા સુધી આવતા વર્ષના સત્રનો આરભ એ નવી કોલેજમા થશે

બીજી તરફથી રજીસ્ટ્રેશનને અગે સરકાર માન્ય વિદ્વાનો માટે અને ઉપર કહેલા નવા વિદ્યાલય માટે પાઠ્યક્રમ ચોક્કસ કરવાની જરૂર સૌથી પહેલી હોય એ દેખીતુ છે ઓડની વ્યવસ્થાપક કમિટી વડે સખ્યાબધ વિદ્યાલયોના પાઠ્યક્રમો તપાસી તે ઉપરથી જે પાઠ્યક્રમ ઘડાય છે કે ઘડાયો છે તે અત્યત જેને શુદ્ધ નહિ પણ મિશ્ર કહે છે તે ધોરણને અનુસરે છે એની ના પડાય એમ નથી રજીસ્ટ્રેશનના કાયદામા જ એ વસ્તુ તો ફરજીઆત છે પણ આયુર્વેદમા જે અશ સબળ છે તે અશ સ્વીકાર્યા પછી આવશ્યક અંશ જ બીજેથી લેવો એ ધોરણને ત્યાથી અનુસરવામા આવ્યુ છે એમ હુ સમજુ છુ વળી

ધીમે ધીમે પ્રત્યેક વિષયના ઉપરના ધોરણે પાઠ્યપુસ્તકો તયાર કરાવી કોઈને કોઈ રસ્તે છપાવી નાખવા માટે બોર્ડના સભ્ય અને આયુર્વેદિક અધ્યયન અધ્યાપનને લગતા કાર્યને પોતાની સર્વ શક્તિ સમર્પનાર આયુર્વેદ માર્તંડ ગ ત્રિ આચાર્ય પરમપરિશ્રમ કરે છે એમનો શ્રમ સફળ થશે અને મુંબઈ ઇલાકામા આયુર્વેદનુ શિક્ષણ ઉત્કૃષ્ટ દિશામા પ્રગતિ કરશે એવી આશા છે અસ્તુ

---

# શિવદાસસેનની લઘુવાગ્ભટ–ટીકા

## (લેખ કવિરાજ શ્રી જ્યોતિષચન્દ્ર સરસ્વતી કલકત્તા)

શ્રી શિવદાસસેનને ટીકાકાર તરીકે તો બધા વૈદ્યો ઓળખે છે તેની દ્રવ્યગુણ સંગ્રહ ઉપરની કે ચક્રસંગ્રહ ઉપરની ટીકા ન જોઇ હોય એવો કોઇક જ વૈદ્ય હશે આ બેય ગ્રન્થો સપૂર્ણ મળે છે અને ઘણીવાર છપાઈ ગયા છે શિવદાસસેને ચરક સહિતા ઉપર પણ ટીકા લખી હતી પણ તે પૂરી નથી મળતી બસ શિવદાસનો વૈદ્ય સમાજને આટલો જ પરિચય છે તેઓએ લઘુવાગ્ભટ ઉપર પણ ટીકા લખી હતી એ કોઇને ખબર નથી પણ સદ્ભાગ્યે મને તેની હાથપ્રત મળી છે જનતાની માહીતી માટે એ વિષે અહીં બે શબ્દો કહેવા માગુ છુ

આ હાથપ્રત અત્યત જીર્ણ છે જો એને છપાવવાની વ્યવસ્થા તરતમા નહિ થાય તો એ નષ્ટ થઇ જવાનો ભય છે આ હાથપ્રતમા અષ્ટાગહૃદયના ઉત્તરતન્ત્રની ટીકા છે એની લબાઈ ૧૫¾ ઇચ અને પહોળાઈ અઢી ઇચ છે પૃષ્ઠ સખ્યા ૨૧૪ છે પણ બેય પૃષ્ઠ ઉપર એક જ સખ્યાક હોવાથી કુલ ૪૨૮ પૃષ્ઠ છે દરેક પાના ઉપર બગાળી અક્ષરમાં પાચ પક્તિઓ છે ટીકાનુ નામ અષ્ટાગહૃદય તત્ત્વબોધ છે આ તાલપત્ર નામના એક તાલજાતિના ઝાડના પાન ઉપર લખાયેલ છે લેખકનુ નામ જગન્નાથ શર્મા છે અને શકાબ્દ ૧૪૪૮ મા લખાયેલ છે અને એ પુરાવાથી ૪૫ વર્ષ પહેલા શિવદાસસેન થઈ ગયા છે એટલુ ચોક્કસ ઠરે છે અને એ સમય બરાબર લાગે છે કારણ કે એના પિતા બગાળના નવાબ બાર્બક શાહના રાજવૈદ્ય હતા અને એ નવાબે તેના પિતાને અન્તરગ નો ઇનામ ખિતાબ આપ્યો હતો કાઈ ભૂતથી મુદ્રિત ગ્રથોમા નીચેનો પાઠ છપાયો છે—

> योऽन्तरग पदवीं तु दुरापा उत्तमप्यतुलकीर्तिरवाप।
>
> गौडभूमि पतेरवरिसाहन् तत्सुतस्य कृतिन कृतिरषा॥

જે મોટો છે અને એને પરિણામે શિવદાસસેનનો સમય ચોક્કસ થઇ શક્યો નથી લગભગ પચીશ વર્ષ પહેલા વૈદ્ય માધવ નામનો માણસે નિબધ બગાળના એક માસિક પત્રમા છપાવેલ હતો અને તેમા ઉપરના શ્લોકના અવરિસાહાત્ પાઠને બદલે બારબકસાહાત્ એવો પાઠ જોઇએ એમ પ્રતિપાદિત કર્યુ હતુ આ જે મારો વિચાર સાચો હતો એમ જણાય છે બગાળાનો નવાબ બારબક શાહ ઇતિહાસ પ્રસિદ્ધ છે સ્ટુઅર્ટ સાહેબે પોતાના બગાળના ઇતિહાસમા બારબક શાહનો સમય ઈ સ ૧૪૫૭ થી ૧૪૭૭ આપ્યો છે

# આયુર્વેદીય ઔષધિ–સંશોધનની વ્યાપ્તિ અને દિશા

(લેખક વૈદ્ય ચૈતન્ય દેસાઈ)

[ પુ ૨૧ અંક ૯ ઉપર થી આગળ ચાલુ ]

## आयुर्वेदीय औषधिकल्प अने तेमां सुधारो

જે વખતે મનાદિ સૂક્ષ્મ અને વિજ્ઞાન સાધનો અને દ્રવ્યશાસ્ત્ર-(Chemistry)ના જ્ઞાનયક્ષુ માનવને પ્રાપ્ત થયેલા હતા નહિ તે પ્રાચીન સમયમા આયુર્વેદે ઘણા ખરા કલ્પ શોધી કઢાવી રાખ્યા હતા જે પોની વિવિધતા અને સર્વાંગીણતા જોઈને આપણને દુનિયાના આ આદ્ય વૈદ્યકશાસ્ત્ર માટે અત્યતમાન ઉત્પન્ન થાય છે આજે એલોપથીમા જે કલ્પો વાપરવામાં આવે છે તેમાથી ઘણાખરા કલ્પ આયુર્વેદે ખોળી મૂકેલા છે અમ્લોમા निंबुकाम्ल (citric acid) काजियाम्ल (acetic acid) मूत्राम्ल (Uric acid) વગેરે સેન્દ્રિય અને શંખદ્રાવ (Nitromuriatic acid) જેવા નિરિન્દ્રિય આમ્લો સુગંધી જેવી બાષ્પભવનશીલ તૈલ (Volatile oils)વાળી ઔષધિના તિર્યક્પાતન (distillation) વડે જલકૃતિઓ (Aqua) પાક કહેવાતા એવા શર્કરામિશ્રિત अवलेह (Confectio વનસ્પતિ દ્રવ્યોના જલદ્રાવિત તત્ત્વોના કલ્પો તરીકે हिम અને फाट (Infusum) क्वाथ (Decoctum) અને ઘન તરીકે પ્રસિદ્ધ થયેલી रसक्रिया (Extractum) વનૌષધિનો स्वरस નામક કલ્પ (Fresh extract and succus) ગ્લિસરીનની જગા મધનો ઉપયોગ ગોળીઓના કરવામાં અને લેપમા કરવાની યોજના (Glycerinum and mel) લગાડવા માટેના સાંદ્ર યા અઘઘન तैल અને लेप (unguentum Lotio and Linimentum) સ્થિર (fixed) અને બાષ્પભવન શીલ તૈલકલ્પ (oleum) चुर्ण (Pulvis) गुटीका (Pilula) Suppositoria and Trochisdus) શર્કરાયુક્ત કહેવાતા રાગ (Syrupus) ઔષધિ દ્રાવિત आसव Vinum વિ કલ્પકલ્પના આયુર્વેદ તથા એલોપથીમા એક સરખી જ છે કેટલાક કલ્પોમાની વ્યકલ્પના પણ સમાનજ લાગે છે જેમકે Extractum Gentianae અને વાસહળધરનુ रसांजन Infusum chiratae અને કરીયાતાનો ફાંટ Linimentum camphorae અને કપૂરતૈલલેપ, Pilula Aloes et Ferri અને कन्यालोहादि વટી Pilula is cinuamomi Co અને ચાતુર્જાતચૂર્ણ Vinum Ferri અને लोहासव વિગેરે એલોપથીમાના કેટલાક સારા કલ્પોનું અનુકરણ હાલમા આયુર્વેદીઓ કરવા લાગ્યા છે જેમકે Pulvis (Pilula) Rheico અને શિવાક્ષારપાચન તથા શુંઠીહરીતકી ગુટિ। Pulvi Glycyrrhizae co અને સ્વાદિષ્ટ વિરેચન ખાવી અને તેટના થોડા દ્રવ્યોના અને આવશ્યક તેવાજ યોગો પોતાના કલ્પોમા બનાવવાનો સંયોગ એલોપેથીએ રાખ્યો છે અને બીજા ફાવે તેવા અસખ્ય યોગો Prescription રૂપે બનાવવાનું ચિકિત્સકની ઇચ્છા ઉપર રાખ્યુ છે જ્યારે આયુર્વેદના યોગો અને તેમાના દ્રવ્યો અસખ્ય છે અને કેટલીકવાર અનાવશ્યક વધારેના લાગે છે વળી chemistryનું સહાય ન મળવાથી આયુર્વેદના ઘણા ખરા કલ્પો અને બનાવટો જલદીથી બગડી જાય એવા હોય છે અને એમજ નિર્ગુણ અનેક રૂપ ગો ધરાવતી કે ઓછા વધતા ગુણવાળી નીવડે છે। Chemistry એ એલોપથીને કદાચિત્

ગુણ અને રૂપવાળી તથા Alcoholic extracts કે Tinctures જેવી દીર્ઘકાળી બનાવટો શોધી મઢવા અને બનાવવા શીખાડયું તેમજ chemistry ને Physiology અને Pharmacologyની નવતી કિંમતી જોડ મળી જવાથી Injections Vaccines અને Serums આદિ કલ્પો એલોપથીને શીઘ્ર અને નિશ્ચિત ચિકિત્સા પદ્ધતિની કોટીમા સ્થાપવા સમર્થ થયા જીવાણુઓ (Bacteria)ના અભ્યાસ વડે Vaccine અને Serum ચિકિત્સા શક્ય બની તેવી રીતે અંતઃસ્રાવ ગ્રંથિઓ (Endocrines)ની શોધ થયા પછી તે ગ્રંથિઓના કલ્પ એલોપેથીમા જારી થયા વળી Chemistry અને Pharmacology વડે અફીણ જેવા ઔષધિ દ્રવ્યમાંથી Morphine જેવું કે જેમા અફીણના રસ્તગનાં દોષો નથી એવાં મૂળતત્ત્વો અલગ કરી વાપરવાનું શક્ય બન્યું મતલબ કે એલોપથીની આ બધી પ્રગતિ જોતા આયુર્વેદની કલ્પક્રિયા બાલ્યદશામા લાગે છે! એલોપથીની વા બનાવટની આપણી ફાર્મસીઓ પણ બાલ્યાવસ્થામા લાગે છે એલોપથીના કલ્પો બનાવવામા કે ઔષધિ ર નિર્ણય કરવામા આપણે જ્યા હજુ વિદ્યાર્થી છીએ, ત્યા આયુર્વેદી ઔષધિનો ગુણરૂપ નિર્ણય અને એલોપથિસમ કલ્પો તૈયાર કરવામા આપણે બહુ આગળ નથી વધ્યા એ સ્વાભાવિક છે પાછળ બતાવવામા આવ્યું જ છે કે ડૉ ચોપ્રા કે મ્હૂસક્કર વગેરેએ કરેલું ઔષધિસંશોધન ઉપરચોટીયું (clinical) અને ત્રિદોષાત્મક નથી એટલે આયુર્વેદિક દૃષ્ટિથી તેના સંશોધનથી વિશેષ ફાયદો નથી આજે આપણી મેચાર ફાર્મસીઓ પોતાના છાપામા **ઔષધિકલ્પો અને ઔષધિકર્મ શુદ્ધ કર્મ વિવેચન શુદ્ધ આયુર્વેદિક રીત હોવા જોઈએ** એવી બૂમો પાડતા દેખાય છે અને તે સાચું છે છતા કેવી રીતે શક્ય છે આ એક પ્રશ્ન છે તોપણ ઔષધિક દ્રવ્યોનું ત્રિદોષાત્મક સંશોધન કરી આયુર્વેદ શાસ્ત્રને કોઈ ઉજ્જવળ રાખી શકે ત્યા સુધી ઔષધિકલ્પ ક્રિયામા આપણે કેમિસ્ટ્રીની મદદ લેવાનું ફાયદાકારક તો થશે જ

બીજા વનસ્પતિકલ્પો અપક્વજી છે આ વાત આયુર્વેદને સમજાઈ ગઈ ત્યા થી એટલે કે વાગ્ભટ પછીના રસ ભસ્મ-કલ્પ ઉપર આયુર્વેદિક સંશોધકો વધારે ધ્યાન આપવા માંડ્યા અત્યાર સુધી એલોપથીને અજ્ઞાન એવી સુવર્ણ જેવી ધાતુ આયુર્વેદ ચિકિત્સામા સેંકડો વર્ષ પહેલાંથી વપરાશમાં આવેલી ખાનાની દવા તરીકે રજતરૂપ અને તામ્રરૂપે કેટલીક ધાતુના chloride oxide અને sulphate યોગો એલોપથીની વપરાશમા હજી આવી શક્યા નથી આયુર્વેદિક ધાતુકલ્પ વનસ્પતિના સંયોગથી બનાવવામા આવે છે જેમાથી તે સેન્દ્રિય (organic) બને છે અને શરીરમા જલદીથી ભળી (assimilate) જાય છે એવા તર્ક કેટલાક વિદ્વાનો કરતા અને આજે એલોપથી પણ Tannate albuminate જેવા ધાતુના સેન્દ્રિય કલ્પો બનાવતા થાય છે આ દિશામા આયુર્વેદિક ધાતુ-ખનિજ- કલ્પોનું પણ સંશોધન કરવાનું બાકી છે શુદ્ધક્રિયામા ભાવના અને અસખ્યપુટનો વિધિ આજે કેવળ અપ્રિય થયો છે વત્સનાભની ગોમૂત્રમા શુદ્ધિ કરવાથી હૃદયાવસાદક વત્સનાભ હૃદયોત્તેજક બને છે આ વાત હવે એલોપથીની લેબોરેટરીમા સિદ્ધ થઈ ચૂકી છે દ્રવ્ય શુદ્ધિમાંનો કેટલો દ્રવ્યદોષપરિહારજ, કે દ્રવ્યરૂપાંતર કરવાનો હશે કે મિશ્રી આ બાબતમા કેટલાક માન બનાવે તોપણ તે પોતે જ હજી કેટલીક બાબતોમાં અપૂર્ણ થઈ પડે છે આ સ્થિતિમા દ્રવ્યશુદ્ધિ ભાવના અને અસખ્યપુટ ક્રિયા બાબત આપણે દરદીઓ ઉપર અનુભવ લઈ નિર્ણય કરવો

તે ઉપરાંત બીજું સાધન દેખાતું નથી ભસ્મોને અસંખ્ય પુટ આપવાથી અને પારાને પો કુપીપક્વ કરી ઉડાવવાથી અત્યંત સૂક્ષ્મ થાય છે અને શરીરમાં તરત ભળી જાય છે એવી એક કલ્પના છે હેમગર્ભપોટલી કે ચઢો ૫ ચટા વાથી દર્દીની નાડ (pulse)ની ગતિ તરત જ સાગ પ્રમાણમાં વધી ગઈ એવા દાખનાઓ વૈદ્યરાજ મહેતા સભળાય છે આ વસ્તુનું સંશોધન થવું આવશ્યક છે અને તે બ... અઘરૂં નથી જ Lime oxide બજારમાંથી એ ચાર રૂપિયા રતલના ભાવે લઈ આવી જસ ભસ્મ તરીકે નણ રૂપિયા તોલાના વેચવાવાળા ૦ એક બે પુટમાં જ ભસ્મ બનાવી તેની ઉપર શથી એક હજાર પુટના લેબલ ચોંટાડનાર લોકો યા ફાર્મસીઓ પાસેથી આના સંશોધનની આશા રાખવી ખોટ્ટ છે। નવશિક્ષિત વૈદ્યો અને સારી ફાર્મસીઓ આ ...ય ઉપાડી નઈ શકે

પારાના કલ્પો વધારે પરિણામકારક દીર્ઘદૃષ્ટી અને સમવડભરેલા લાગવાથી આયુર્વેદ તેઓને અપનાવ્યા અને તેઓની બનાવટમાં અને ઉપયોગમાં એટના સુધારા કેમિસ્ટ્રીના જ્ઞાન વગર કરી શક્યા તેનું આપણને જરૂર આશ્ચર્ય લાગશે પારદની કજ્જલિ આ સામાન્ય કલ્પ પિત્તસ્રાવી રેચન અને કૃમિઘ્ન હતો તેને કુપીપક્વ એટલે sublimed કરી તેના મકરધ્વજાદિ (ચન્દ્રોદયાદિ) કલ્પો બનાવ્યા કે જે હૃદય ઉપર જલદી અસર કરી શકે છે વળી કજ્જલીરૂપે Sulphateને ઉષ્ણતા આપી પીગળાવી એના Sulphideમાં રૂપાંતર કરી પર્પટી નામક કલ્પ બનાવ્યો કે જે જઠરમાંથી રુપાંતર થયા વગર આંતરડામાં પહોંચી શકે છે અને ત્યાં જતુઘ્ન ક્રિયા બતાવી શકે છે આ ઉપરાંત રસકપૂર રસપુષ્પ અને પીતભસ્મ (yellow Mercuric oxide) પ્રાચીન આયુર્વેદિકો બનાવી શકતા અને તે તે રોગમાં વાપરતા આ વાત પણ મહત્ત્વની છે પારદાદિ ધાતુકલ્પ ક્રિયા અને તેના કર્મ (actions) પ્રાચીનોએ માત્ર અનુભવના આધારે શોધી કાઢેલા જે ઉપરથી તેમની અસામાન્ય બુદ્ધિમત્તા અને પ્રયત્નદક્ષતા દેખાઈ આવે છે સાથે સાથે જ પારદાદિ ક્રિયામાંની કેટલી ક્રિયા આજે નિરૂપયોગી પણ લાગે છે કે આપણને સમજાતી નથી કેમિસ્ટ્રી વગેરેનો આપણે તેમાં હજી ઉપયોગ કરી શકતા નથી સંશોધનમાં કે કલ્પ બનાવવામાં તેથી આપણું અસામર્થ્ય આંતરર પણ દેખાઈ આવે છે। આયુર્વેદિક પોતાની નાનાવિધ ક્રિયા આપણને અર્થ વગરની લાગતી હોય તો પછી તે કચરો આપણે ફેંકી દેવો જોઈએ પણ આપણને તેટલું ધૈર્ય નથી અને દહાડે દહાડે આપણે દારિદ્ર બનતા જઈએ છીએ આપણા કેમિસ્ટો તો આયુર્વેદ કલ્પક્રિયાને ધતિંગ જ માને છે અને આપણા સુશિક્ષિત વધા વૈદ્યક-શિક્ષકો કોલેજ કમિટીના અધ્યક્ષો અને મેમ્બરો કે મહાવિદ્યાલયોના વિદ્યાર્થીઓ પણ આયુર્વેદની કેટલીક પ્રક્રિયા નિરુપયોગી માને છે છતાં આયુર્વેદ વિદ્યાલયના અભ્યાસ ક્રમમાં આ બાબત સુધારો કરવાનું ધૈર્ય આ લોકોમાં નથી તેમજ ઉક્ત કલ્પક્રિયામાં શ્રદ્ધાથી સંશોધન કરવાનું બનતું નથી આ આયુર્વેદ માટે મરણ જેવી રીતે કુચિહ્ન જ ગણવા જોઈએ

પ્રાચીનોની ધાતુક્રિયા ...સિદ્ધ હતી નહિ પણ એક કલા તરીકે હતી અને આપણા માટે હજી પણ તે કલા જ રહી છે। ( Chemistry as an art was practised thousands of years before the christian era History of chemistry by Sir E Thorpe)

શીઘ્ર પરિણામી પારા કલ્પની માફક જ રસાયન વિધિ પણ આયુર્વેદનું મહત્ત્વનું વિશિષ્ય ગણવું જોઈએ શરીરની શક્તિ અને વજન વધારનારા ઔષધિ દ્રવ્યો રસાયન (Alterative) નામથી આયુર્વેદમાં કહેવાય છે વાવડીંગ ભીલામા ખેરસાર ગળો ભાંગરો હરડે વગેરે સાધારણ દવાના રસાયન પ્રયોગ ઉપર આયુર્વેદે ખૂબ ભાર આપ્યો છે અને જીર્ણ તથા અસાધ્ય ગણાતા વ્યાધિઓ ઉપર રસાયન પ્રયોગ જેવો બીજો એકે ય ઉપાય આજે કોઈ પોથીમાં લખાતો નથી ઉર્ણ રક્તપિત્તમાં આજે ય મહત્ત્વાદિ કવાથ માટે ડૉક્ટરો જનામણું કરતા દેખાય છે એવી જ રીતે આયુર્વેદના કેટલાક કલ્પ-જેમકે હિંગાષ્ટક સીતોપલાદિ અશ્વગંધાદિ અભયાદિ ભાર્ગ્યાદિ નામાવલેહ ચ્યવનપ્રાશ ત્રિફલાઘૃત ત્રિભુવન કીર્તિ ચંદ્રોદય સમીરપન્નગ હેમગર્ભ ચંદ્રપ્રભા યોગરાજ મકરધ્વજ વગેરે બનાવટો આયુર્વેદના દુશ્મનો પણ આજે ન છૂટકે વાપરતા થાય છે અને ઉક્ત કલ્પો અજરામર ઠર્યા છે કેમકે તેઓની બનાવટમાં આયુર્વેદની દીર્ઘ તપશ્ચર્યા છે તેઓની શોધમાં Chemistry કેમિસ્ટ્રીનું સૂક્ષ્મ અને તાત્વિક જ્ઞાન નથી પણ તીવ્ર પ્રતિભા ઉચ્ચ યોજકતા અને ઊંડો અનુભવ છે આમાં વપરાતી ચીજો જેમકે ભાર્ગી પાષાણભેદ અશોક જીવતી હિંગ હરડે ગુગળ, શિલાજીતુ વગેરે સાચી અને સારી વાપરી શાસ્ત્રોક્ત પાઠ પ્રમાણે ચીજો બનાવાય તોય આ દિશામાં ઘણું થઈ શકે તેવું કહેવાય કેટલીક ઔષધિના નવા કલ્પો બનાવી શકાય, નવા અંગોનો ઉપયોગ (જેમકે અરડુસીના મૂળની છાલનો ઉપયોગ) કરી શકાય કેટલીક નવી અકસીર ઔષધિના કલ્પ બનાવી શકાય અને વળી પ્રસિદ્ધ અને ઉત્તમ દેશી વનસ્પતિના મધાર્ક કલ્પ એટલે કે ટિંક્ચરો બનાવી શકાય પણ આ હજી તો હજી બહુ દૂર છે ! એમ આજની આપણી ફાર્મસીઓની સ્થિતિ જોતા લાગે છે છતા આ દિશામાં બેંગાલ કેમિકલ-ફાર્મસી એ અને લેસ લેબોરેટરી જેણે પહેલા પગલા નાખેલા તેનું સારું અનુકરણ હવે બધી ફાર્મસીઓ કરતી દેખાય છે જેથી ભવિષ્યમાં વધારે સુધારાની ખાતરી રાખી શકાય છે

કુપીપક્વ રસાયનો આયુર્વેદનું વૈશિષ્ટ્ય ગણાય તેવીજ રીતે પચકર્મ-વિધિની ચિકિત્સા આયુર્વેદનું એક મહત્ત્વનું અંગ ગણાવું જોઈએ કે જે આજે નષ્ટ જ થયું છે મદ્રાસ બાજુમાં આ ચિકિત્સા હજી જીવંત છે એમ કહેવાય છે આ અંગ ફરીથી પ્રચારમાં આવવું જોઈએ અને તેનું સંશોધન થવું જોઈએ પંચકર્મોમાં ખાસ કરી વસ્તિ એક અનેરો ઉપાય લાગે છે અને પંચકર્મના નાશ સાથે આયુર્વેદ ક્રમ નષ્ટ થયું એમ કહેવાની ફરજ પડે છે આ પ્રમાણે જ નેત્રરોગ ચિકિત્સા ગર્ભાશય રોગ ચિકિત્સા, અને વ્રણ ચિકિત્સાના ઔષધિ દ્રવ્યોનો અનુભવ અને સંશોધન થવું આયુર્વેદની ઉન્નતિ માટે જ નહીં પણ માનવી જીંદગી વધારે સુખી કરવા માટે આવશ્યક છે આ બાબતમાં વૈદ્ય ઝંડુ ભટ્ટજી અણ્ણાસાહેબ પટવર્ધન અમૃતલાલ પટ્ટણી જાદવજીભાઈ વગેરે વૈદ્ય શ્રેષ્ઠોએ અને અહમદ નગર ફાર્મસી એ કેટલોક અનુભવ લેવાના પ્રયત્નો કર્યા છે જે ઉલ્લેખનીય છે

આપણો દેશ અને પ્રજા પરદેશી લૂંટારાઓએ ગરીબ કરી નાખ્યો છે પરદેશમાં હવે કુદરતી ઔષધિ કરતા કૃત્રિમ સંયોગ (Synthetical product) વાપરવા ઉપર જોર છે આવી દવા અહીંયા મોંઘી પડે છે અને લડાઈ જેવા પ્રસંગ ઉપર તો મળતી જ નથી એવી કૃત્રિમ દવા આપણા કારખાનાઓ ન બનાવી શકે ત્યાં સુધી તેઓની જગ્યા

(Sharch) તે ખાવો જ નહિ એવુ અધ અનુમાન અને અનુજ્ઞા એનોપેથીની જેમ આયુર્વેદમા નથી પણ મધુમેહમા મ્ક વધેલો અને વિકૃત હોય છે તે રોગનું મારણ છે અને તેને પી નાખવા માટે મધ અને જવ આ રૂક્ષ પ ાર્થો લેવાનું આયુર મ્હે છે પછી ભલે કેમિસ્ટ્રીની દૃષ્ટિથી મધમા સા ર કે જવમા સ્ટાચ હોય। વર્ગીકરણ અને ઉપપત્તિ (classification and theory) આ દરેક શાસ્ત્રના બે પ્રાણ છે અત્યાર સુધીનુ ધુ વેદ્ય શાસ્ત્ર ર ટગ જેટલુ માત્ર છે એમ પણ કેટલાક પાશ્ચિમાત્ય વિદ્વાનો કહે છે એટલે ત્રિદોષસિદ્ધાત કે સમચિકિત્સા સિદ્ધાત વગેરે બીજા વદ્ય શાસ્ત્રના મૂળસિદ્ધાતો કેવળ કલ્પિત વસ્તુ પણ હોઈ શકે પણ પૂર્ણ સત્ય જ્યાસુધી ન જડયુ હોય ત્યાસુધી દરેક શાસ્ત્રમા અર્ધ સત્ય અને પાદ સત્ય (Half truths & quarter truths) તેની જગા લઈ આપણને આગળ વધારે છે। Atomic theory Kinetic theory of matter Relative theory Quaontum theory Electric theory વગેર નાનાવિધ ઉપપત્તિઓ પ્રત્યક્ષ અને સ્થૂળ ેવા કેમિસ્ટ્રી જેવા શાસ્ત્રમા પૂ ા સત્યના આત્માને ઝાખુ પણ ચિતરવાના પ્રયત્નો બહુ હોશથી કરી ગ્યા દખાય છે અને બે પાચ વરસે વળી એ ાદ નવી Theory નિ ળી પડે એવી ખી લ્યા કરે છે યટનનો મહાન્ ગુરુત્વા ષણસિદ્ધાત પણ વાસ્તવિ રીતે એક કલ્પના જ છે પણ તે ક પનાથી અત્યાર સુધી બીજા શાસ્ત્રના ામ આગળ ધપાવવામા સહાય જ થયુ છે વદ્ય શાસ્ત્ર તો ચિકિત્સારૂપે ક્રિયાત્મક જ હોવાથી તેને કોઇ મૂળસિદ્ધાતની જ્ઞાનચક્ષુની વિશેષ જ જરૂર રહે છે ઉપલબ્ધ નાનાશથી અત્યારનું કામ ચાલુ રાખવા માટે આયુર્વેદે પણ સાખ્યશાસ્ત્ર વગેરે જગ ચનાના તત્ત્વલીન બીજા શાસ્ત્રોના આધારે પચમહાભૂત સિદ્ધાતાત્મક ત્રિદોષસિદ્ધાત સ્વીકાર્યો છે એમ કહી શકાય અને એલોપથી જેવા બળવાન અને પ્રયોગશીલ ન ા શાસ્ત્રે જ્યાસુધી દુનિયાને ત્રિદોષસિદ્ધાતની જગાએ વધુ સારો કે સત્ય એવો બીજો સિદ્ધાત આપ્યો નથી ત્યાસુધી ત્રિદોષ સિદ્ધાતને સત્ય અને સાધન માન્યા વગર આપણને તો છૂટકો નથી એલોપથીમા પણ મૂળ નિદાનસિદ્ધાત હતો અને આજે તેણે તેનો ત્યાગ કરેલો દખાય છે તોય Nervous Temperament Bilhary Temperament વગેરે રોગીના પ્રકૃતિના વર્ગો એલોપથી ન છુટકે દવાના વર્ણનમા વાપરે છે વળી શારીરમા મજ્જાયત્ર (Nervous system)ના વર્ણનમા Anabolic ( કફની વિસર્ગક્રિયા) અને Katabolic (પિત્તની આદાનક્રિયા) આવા વર્ગીકરણનો આશ્રય જર્મનીના જગત્પ્રસિદ્ધ ગ્રથકારો Strumpell અને Seyfarth લેતા દેખાય છે (A practice of medicine p 2170) આ ઉપરથી આટલુ જ સિદ્ધ થાય છે કે ગમેતેથી ના ાડીએ તોય કુદરતમા આપણને કોઈ સિદ્ધાતનો આશ્રય લેવો પડે છે અને નિદાનચિકિત્સા સુગમ થવા માટે ત્રિદોષસિદ્ધાતનો એવો અગત્યનો ઉપયોગ છે એલોપથી ભવિષ્યમા કોઈ વધારે સારો સિદ્ધાત શોધી ાઢશે ત્યારે આપણે ખુશીથી ત્રિદોષને મૂકી દઇ ત્યાસુધી તો આયુર્વેદનો અને નવી લઇએ તે એલોપથી વગેરેની ઔષધિ ઉપાયો કે ચિકિત્સા આપણે ત્રિદોષસિદ્ધાતના જ આધારે સ્વીકારવી જોઈએ પછી ડાક્ટરો ભલે ત્રિદોષની મશ્કરી કરે। સીજી સારી અપેક્ષા વૈદ્ય શાસ્ત્રને ન મળે ત્યાસુધી આપણી ત્રિદોષની આખે ફેરી ન નાખવી। તેવી દુષ્ટ ઇચ્છા કોઇ ડાકટરો કે નવશિક્ષિત પ્રદર્શિત કરે તેઓને આપણે પાગલ ગણવા

## आरोग्य अने औषधि

માનવી પ્રાણી વનસ્પતિની સેવાથી બીજાં પ્રાણીઓને ભક્ષણ કરીને જ તે જીવી શકે છે અનુભવથી એમ જણાઈ આવ્યું છે કે સિદ્ધ થયું છે એમ કહીએ તો ચાલે—કે ઔષધિજન્ય અને બીજા પ્રાણિજન્ય અન્ન ખાતા માણસના આરોગ્યને વધારે પોષક છે આમાં ફક્ત દૂધ અને તજ્જન્ય પદાર્થો અપવાદ તરીકે ગણવા જોઈએ માણસનું આરોગ્ય ભૂલભરેલા આહાર-વિહારથી અને કેટલીક વાર હવા પાણીની નૈસર્ગિક પ્રતિકૂળતાથી બગડે છે અને ખોરાક ઔષધિમાં ફેરફાર કરવાથી આ આરોગ્ય પાછું મળી શકે છે સાથે વિહારમાં પણ ફેરફાર કરવો જોઈએ એવી રીતે હવા અને પરેજી મળીને આહાર વિહારના આ ફેરફારને ચિકિત્સા કહેવાય છે પશુ વગેરે રોગી થાય છે ત્યારે તેઓ પણ આહારમાં એવા ફેરફાર કરે છે યા વમન અને અપવાસના ઉપાયો કરે છે મનોરોગ જણાય ત્યારે બિલાડી અને કૂતરાઓ લીલું ઘાસ ખાતાં દેખાય છે એવી રીતે માણસ અભક્ષ્ય વનસ્પતિ ઝેરી વગેરે દવા તરીકે ખાતો થયો પછી ઈતર પ્રાણીજન્ય ચીજોનો ઉપયોગ થવા માંડ્યો ત્યાર પછી ખનીજો ઉપયોગમાં આવ્યાં અને આજે કૃમિજન્ય વિષો ( Serums etc ) આકૃમિજન્ય આદિ વાયુ વિદ્યુત અને ક્ષ કિરણ ઇત્યાદિ વિવિધ પદાર્થો ઉપરાંત અનેક તેવા જ સૂક્ષ્મ રૂપો જેનાથી ચિકિત્સાપ્રણાલી વધુ સાધનસંપન્ન બનીને વિસ્તાર થઇ છે ચિકિત્સાનાં આટલાં બધાં સાધનો જોઈને આપણને ભાન થવું જોઈએ અને રોગોને માટેની બીક નાબૂદ કે ઓછી થવી જોઈએ પણ પરિણામ ઊલટું જ આવ્યું છે વૈદકમાં સૂક્ષ્મ અનેક શોધો લાગી છે અને નિદાન ચિકિત્સાનાં સાધનો ઢગલાબંધ વધ્યાં છે પણ તે સાથે જ આપણા રોગો વધ્યા છે અને બીક શતગણી વધી લાગી છે આનું કારણ આ છે કે સાધનો વધતાં પહેલાં જ તેવાં સાધનોને ઉત્પન્ન કરી શકતી રહેણી કરણી ( જેને આપણે સંસ્કૃતિ કે સુધારો કહીએ છીએ તે ) ઉત્પન્ન થતી હોય છે અને આ નવી રહેણી-કરણી જ નવા અનારોગ્યને ઉત્પન્ન કરે છે એટલે વૈદકની ઘાણીનો મૂંગો બળદ આટલું ચાલીને પણ પહેલાં કરતાં પાછળ જ પડેલો દેખાય આ ઉપરથી એમ કહેવામાં વાંધો નથી કે ચિકિત્સાશાસ્ત્રની શોધ કરવામાં નાના રસાયનો સેંકડો ઇંજેક્શનો અને અનેક પેથીઓનો ચરો વધારવામાં આપણે જેટલા પ્રયત્ન કરીએ છીએ તેના હજારમા ભાગના જેટલા પ્રયત્નો આપણે આપણું આરોગ્ય સાચવવામાં અને આરોગ્ય બગાડનાર રહેણીકરણીનો ત્યાગ કરવામાં—ટૂંકમાં કહીએ તો નૈસર્ગિક આહાર વિહારનું સેવન કરીએ તો જગતને જ પાંચ શ રોગોનું નામનિશાન રહેશે અને વધતા વૈદ્યશાસ્ત્ર સાથે વધતા રોગો જોવામાં પણ આવશે નહિ આ દૃષ્ટિથી વિચાર કરતાં કોઈ એવા નિર્ણય ઉપર આવી જાય કે માણસ પાછો જંગલી થાય તો સારું તો આ બરાબર નથી Back to Nature એવી બૂમો આપણે ઘણીવાર સાંભળીએ છીએ પણ આમ માણસ પાછો તેની પ્રાથમિક જંગલી સ્થિતિમાં જાય કે ચાર પગ ઉપર ચાલવા માંડે એવો પશુ થાય એ તો ઇચ્છનીય પણ નથી અને શક્ય પણ નથી ત્યારે બંને સ્થિતિનો સમન્વય કરવાનું રહ્યું હિંદુ સંસ્કૃતિ આ સમન્વયના લેવડ-દેવડ ઉપર ઘડાયેલી છે અને આપણા ગામડાનું જીવન આ બાબતમાં આપણને માર્ગ બતાવી શકે તેની ચર્ચા કરવાનું આ સ્થળ નથી પણ ગામડાના ખેડૂતનું મહેનતુ અને સ્વાન

**લમી જીવન ત્યાની છુટી વસતી સ્વચ્છ હવાપાણી અને તાજે નિર્ભેળ અને સાદો આહાર આ માનવી સપૂર્ણ આરોગ્યશાસ્ત્રની સુન ચતુર્થી છે એમાય થોડા** પણ અગત્યની પ્રકારના રોગો થાય તે સામાન્ય આરોગ્યના સેવનથી જરૂર મટી જાય. **આના માનન-જીવન સિદ્ધાન્ત ઉપર આયુર્વેદ શાસ્ત્ર રચાયેલુ હતુ** જો કે પછીની વિલાસી રહેણીથી તેમા પણ ફેરફાર એટલે સુધારો થયો પણ આપણા ઋષિઓની આ દષ્ટિ હતી અને આ તે આપણે ભૂલી ગયા છીએ વળી તેમા આપણે પાશ્ચિમાત્યોની આસુરી સસ્કૃતિના પુજારી બનતા જઈએ છીએ પણ આમ લાગા વખત સુધી નહિ ચાલે **દુનિયાને જીવવુ હોય તો એક વખત ફરીથી આયુર્વેદના સિદ્ધાન્તોનો સ્વીકાર** કરવો પડશે શાકભાજી ધાન્ય દુધ વગેરેના આહાર કહેના ગુણ અભ્યગાદિ ઉપચારો ઋતુચર્યા વગેરે આયુર્વેદોક્ત આરોગ્યશાસ્ત્ર કે માણસને લાગા વખત આરોગ્યથી જીવાડવા માટે જે રસાયન જેવુ છે અને જે માટે પાશ્ચિમાત્ય શોધકો પણ હજી મથી રહ્યા છે તેનું સપૂર્ણ અધ્યયન કરી તે તેમ વર્તે ત્યારે વૈદ્યકશાસ્ત્રનો સાચો ઉપયોગ થયો કહેવાય માનવી આયુષ્યનુ આરોગ્ય અને આરોગ્યનું આ મમ જાણી ઋતુચર્યા અને તેમ વર્તતા કવચિત્ રોગો થાય તો તેમા ઉપયોગી થાય એવી ઔષધિ આદિના ગુણધર્મો સુન્દર અને સાદી રીતે કહેતો આયુર્વેદ શુ શાથી શ્રેષ્ઠ નથી ?

---

## જોધપુરના ૨૯ મા નિ ભા આયુર્વેદ મહાસમેલનની આતુરરક્ષા સભાષા પરિષદમા તા ૨૧મી ડિસેમ્બરનુ તેના સભાપતિ

# વૈદ્ય શિરોમણિ કવિરાજ મણિન્દ્ર લાલદાસ ગુપ્ત

## એમ એ એમ બી કવિરત્નનુ અભિભાષણ

**માનનીય બહેનો અને ભાઈઓ**

સસ્કૃત ભાષામા આતુર શબ્દનો અર્થ દર્દી અથવા રોગયુક્ત એવો થાય છે એટલે આપણે રક્ષા સાથે એટલે દર્દીઓની સભાળ સાથે આપણા વિચારોને જોડવા પડશે આ તેના મુખ્ય વિષય ઉપર હુ આવુ તે પહેલા ૨૯ મા નિ ભા આયુર્વેદ મહાસમેલનની સ્વાગત સમિતિનો આ વિશિષ્ટ શાખાના સભાપતિનુ મોટુ માન આપવા માટે મારે ઉપકાર માનવાનો છે આયુર્વેદના એક સમ્મેવ તરીકે નિ ભા આ મ સમેલનની આ શાખાના પ્રમુખ મારે મન પામીને મોટુ માન આપ્યુ છે તેનુ મને સાભાર માન છે આ અતિ માનનીય અને જોખમદારીવાળા સ્થાન માટે જેમા આયુર્વેદના વિદ્વાન અધ્યાપકો જ નહિ પણ મહારથિઓ પણ માતૃભૂમિના દૂરના ભાગોમાથી આવીને એકત્ર થતા હોય એવી આ એક જ નિખિલ ભારતવર્ષીય સસ્થા છે એ તેના ખાસ કરીને હુ મને પોતાને અયોગ્ય માનું છુ મારી ક્ષતિઓ જે કોઈ અક્ષમ્ય નીવડે તે માટે હુ તમારી સાનુકૂળ દષ્ટિની પ્રાર્થના કરૂ છુ

ડીસેન્ટરી ) સાનિપાતિક અતિસાર ( એસીનરીડીસેન્ટરી ) અથવા ગનનોક બુખાર–કે અભિન્યાસ વર ( મેરીગો પાઇનલ ફીવર ) જેવા વ્યાધિમા વદ્યને કોઈ બોલાવતુ નથી આનું કારણ આયુર્વેદિક વદ્ય આ તીન વ્યાધિની ચિકિત્સા નથી કરી શકતો એમ નથી પણ સમાજને આવા રોગો માટે આધુનિક વદ્ય ઉપર વિશ્વાસ નથી

અને આ અવિશ્વાસનું કારણ એ છે કે મારભારિક બાલ્યમા આપણને પાશ્ચાત્યોએ જીતી લીધા છે અને આપણી ગુલામી મનોદશા આપણા નિમ્નના ભગવાનહાલાને ઉપર મ્હી તેરી સ્થિતિમા મુરઘના હાથમા સોપવાની આડે આવે છે

અહીં પશ્ચિમ જગતમાં લડાઈ માટી નીકળવાને લીધે પર રીતે વા ખાસ કરીને જે દવાઓ પરદેશમા બનતી હોય તે અત્યારે વિરલ થઈ પડી છે એ ખાસ નોંધવી જોઈએ પણ એમ છતા આપણા દેશીનાર્ઈ મો એલોપથિક ડૉક્ટરોની સલાહ લે છે અને પરદેશી વાસ્ગોની અતિ ભાર કિંમત ખરચે છે ગ્લો ટેરાલીન ઈર્ડોક્રોઝોન કોરમાઈન કેમ્પોલન વગેરે વાઓ કલકત્તાની ખ નરમા લડાઈ પહેનાના ભાવ કરતા બમણા નમણા ભાવે આ દેશમા આર્થિક મોધારત હોવા છતા વેચાય છે અહીં એક હકીકત નોંધવી અસ્થાને નથી કે ૧૯૧૪ના મહાયુદ્ધ વખતે જ્યારે પરદેશી દવાઓના લગભગ અભાવે ધવાને મુકી દીધા હતો ત્યાર જે પ્રખ્યાત ફાર્માસ્યુટિકલ કારખાનાઓનો આ દેશમા ઉદ્ભવ થયો છે તેનાથી આ કોયડાનો ઉકેલ થયો નથી કહેવાતા ઘણા ફાર્માસ્યુટિકલ કારખાનાઓ પરદેશથી આવેલી વાઓને નાટલીઓમા ભરનાર તથા ઉપર પોતાનું લેબલ ચોડનારથી વિશેષ નથી અને આ પરદેશી વાઓ મોટેભાગે આપણા શત્રુ રાજ્યોમાથી આવે છે

જો આપણે ઇતર મિત્રો તરફ જોઈએ છીએ તો તેઓ દયાપાત્ર સ્થિતિમા આવી પડેલા છે ચિકિત્સાના ક્ષેત્રમા શોધખોળની મોટીમોટી વાતો હવે ચાલે તેમ નથી આપણી સરકાર મોટા પગારવાળા શોધખોળના પંડિતોને પાલવવામા કરોડો રૂપિયા ખરચે છે પણ આ શોધખોળથી આપણા દેશનુ શુ ભલુ થયુ ? એ પ્રશ્ન અહીં પૂછવામા શુ ખોટુ છે ? એલોપથિક દાક્તરો પોતે પણ સમજે છે કે પોતે પરદેશી દવાઓના કેનવાસરથી વધારે કશુ નથી જે રોગો આપણા દેશમા ભારે મનુષ્ય નાશ કરે છે તેવા રોગો માટે એક બે અકસીર દવાઓ શોધી કાઢવા સિવાય હિંદના શોધખોળના પંડિતોએ કાંઈ કર્યું નથી એટલુ જ નહિ પાશ્ચાત્ય વદ્યક જગતના સ્થંભોએ પણ આ દેશની પીડિત જનતાને રોગ મુક્ત કરવા માટે કશુ કર્યું નથી

વળી દવાઓના અભાવના આ દિવસોમા આપણા દેશભાઈઓ પોતાના મગજ વહાના માટે આયુર્વેદિક ચિકિત્સકની સલાહ લેવા કરતા મરવાનું વધારે પસંદ કરે છે કારણ કે એલોપથિક દાક્તરની સમાન કક્ષામાં આયુર્વેદિક ચિકિત્સક ગણાતો નથી અને એના ઉપર એટલો વિશ્વાસ પણ નથી મારા ધંધાભાઈઓને આ પ્રશ્નનો તોડ તેવી રીતે નીકળે તેનો વિચાર કરવાની સૂચના કરુ છુ આપણા શાસ્ત્રોના લુપ્ત થયેલા ખજાના આપણે શી રીતે શોધી શકીએ આપણા દેશના દૂરતમ ખૂણાના ગામડા સુધી આપણી ચિકિત્સાપદ્ધતિ શી રીતે પહોંચે ? પરદેશી દવાઓને મોંઘવારીના આ જમાનામા આપણા ભાઈઓમા જ પોતાના મિત્રો—આયુર્વેદિક વૈદ્યોની સલાહ લેવાની બુદ્ધિ શી રીતે ઉત્પન્ન

થાય વગેરે પ્રશ્નોનો વિચાર કરવાની જરૂર છે મારા મત બીજા બધા પ્રશ્નો કરતા ઉપરના પ્રશ્નોનો આપણ ગંભીર વિચાર કરવો જોઈએ કારણ કે આ પ્રશ્નોના તો ઉપર આધુનિક આયુર્વેદીયોના ઉદ્ધારનો આધાર છે

આધુનિક વૈદ્યની ઉપર રહેલી મુશ્કેલીઓ દૂર કરવા માટેની થોડી સૂચનાઓ નીચે કરૂં છુ પહેલુ તો આયુર્વેદીય શિક્ષણસંસ્થાઓમા અપાતા આયુર્વેદીય શિક્ષણની જે દુર્દશા છે તે ઉપર મારા અધ્યાપકોનું તથા ખાસ કરીને આયુર્વેદીય કોલેજો તથા સ્કૂલોના અધ્યક્ષોનુ ધ્યાન ખેંચુ છુ મારા મતે તો સંસ્કૃતનું મધ્યમા પરીક્ષાની યોગ્યતા જેટલુ જ્ઞાન જેને હોય નહિ તેવા કોઈ વિદ્યાર્થીને દાખલ ન કરવો જોઈએ મારા વિરોધીઓ આયુર્વેદીય શિક્ષણ દેશીભાષા દ્વારા આપવાની ગમે તેટલી હિમાયત કરે પણ મારી તો ખાત્રી છે કે સંસ્કૃતના સામાન્યજ્ઞાન વગર આયુર્વેદનો કોઈ વિદ્યાર્થી પોતાના અભ્યાસને પૂરો ન્યાય ન આપી શકે વળી પાઠ્યક્રમ એવો ઘડાવો જોઈએ કે આયુર્વેદના આઠેય અંગોનો અભ્યાસ થાય-ખાસ કરીને કાયચિકિત્સા શલ્યશાલાક્યચિકિત્સા અને પ્રસૂતિતંત્રનો સંપૂર્ણ સમાવેશ થવો જોઈએ સૈદ્ધાન્તિક તથા વ્યાવહારિક એય જાતનુ જ્ઞાન વિદ્યાર્થીને મળે એની ગોઠવણ થવી જોઈએ જ્યા જ્યા શક્ય હોય ત્યા શારીરના શીક્ષણમા શવ વ્યવચ્છેદની વ્યવસ્થા હોવી જોઈએ મારા મત પ્રમાણે પાશ્ચાત્ય વૈદ્યકશાસ્ત્રના ભાગોને દાખલ કરીને આયુર્વેદનો વિસ્તાર કરવાનો પ્રશ્ન ખરેખર ઉઠતો હોય તો બીજી કોઈ શાખા કરતા આયુર્વેદની શારીરવિદ્યામા પાશ્ચાત્ય એનેટોમીના ભાગો દાખલ કરવામા એ વધારે સ્થાને છે આ લક્ષ્યમાં હુ નજરમા રાખીને હમણા હમણા ચરકસુશ્રુતના શારીરસ્થાનોની એનેટોમી માંથી વિચારો લઈને જેમા સ્પષ્ટતર વ્યાખ્યા કરવામા આવી હોય એવા સરસ ગ્રંથો લખાયા છે આ ગ્રન્થોને આયુર્વેદિક અભ્યાસક્રમમા દાખલ કરી શકાય

બીજુ થોડા વખતથી અમુક અધ્યાપકોમા સામાન્ય સંસ્કૃત શિક્ષણ માટે ટોલમા વપરાતી પદ્ધતિ પ્રમાણે આયુર્વેદ શીખવવાનું વલણ જોવામા આવે છે તેઓ વૈદકના વૈજ્ઞાનિક ગ્રંથોને નહિ પણ સાહિત્ય કે વ્યાકરણના ગ્રંથો શીખવતા હોય તે રીતે ચરક સુશ્રુત વાગ્ભટ શાર્ઙ્ગધરનો પણ પાઠ આપે છે ખરી રીતે આ શાસ્ત્ર આયુર્વેદિક અધ્યાપન તો એવુ હોવુ જોઈએ કે જેમા સૈદ્ધાન્તિક ભાગો માથી એની વ્યાવહારિક ક્રિયા (યોગાકરણ) પણ શીખવવામા આવે આ માટે આપણી પાસે સારૂ હર્બેરીઅમ સાધનસંપન્ન રસશાળા (જેમા પારાના વિવિધ સંસ્કારો તથા ધાતુઓના શોધન મારણ વગેરે થઈ શકે) જેમા વનસ્પતિના ખનિજના અને આયુર્વેદિક યંત્રોના નમૂનાઓ રાખેલા હોય એવુ સંગ્રહસ્થાન પ્રાકૃત અને વિકૃતશારીરસંભારનુ સંગ્રહસ્થાન તથા શિક્ષણમા ઉપયુક્ત બીજા ઉપકરણો હોવા જોઈએ પણ સૌથી વધારે જરૂર તો જેમા દરદીઓના ખાટલાઓવાળી ઇસ્પીતાલ અને બાહ્ય રુગ્ણોની ચિકિત્સા માટે ધર્માર્થ ઔષધાલય હોય જ્યા નાડીપરીક્ષા અને વિવિધરસ યુક્ત પંચકર્મ ઉપર ખાસ ભાર આપીને વિદ્યાર્થીઓને રોગ નિર્ણય અને ચિકિત્સાનું પ્રત્યક્ષ શિક્ષણ આપવામા આવે તેમજ પથ્યવિધિ આતુર પરિચર્યા પ્રસૂતિ પરિચર્યા શસ્ત્રોપચાર અને શિશુ પરિચર્યાનો જેમા સમાવેશ હોય એવી આતુર શાળા હોવાની છે

ત્રીજુ ઓલ ઈંડીઆ મેડીકલ કાઉન્સીલના ધોરણ ઉપર આયુર્વેદિક કાઉન્સીલની સ્થાપના કરવી જોઈએ આ બાબતમા પણ આપણે નિરૂપાય છીએ કારણકે દાક્તરો ઉપર

છે એ જ રીતે હરિતકી અને તક્રવટી આપી શકાય ાદલુ મૂત્રાધર્ષક ાનાધર્ષક અને સમુદ્રશોષણતૈલમાથી કોઈ પણ યોગના માટે અપાય પથ્યમા માનમંડ (ન) યોગક અને દવા મેળનુ નામ કરે છે

(૬) જલોદર—ઉ ર રોગના શાસ્ત્રોક્ત આઠ પ્રકારમા જલોદર એક છે આ રોગમાં આયુર્વેદીય ચિકિત્સક હજી વિશેષજ્ઞ (સ્પેશીએલીસ્ટ) ગણાય છે અને અનુભવમા મે ઘણા એલોપથિ ડાક્તરોને આ દુષ્ટરોગમા પોતાના આયુર્વેદીય મિત્રોની સલાહ લેતા જોયા છે સ્નેહપાન અનુવાસન વમન વિરેચન અને નિરૂહણના દુરુપયોગથી જલો ર કેવી રીતે થાય છે એની વિગતમા ઉતરવાની જરૂર જોતા નથી પણ પાશ્ચાત્ય વૈદ્ય ના રોગવિજ્ઞાન (પથોલોજી)માથી આ રાગના નિ ાનમ ધી બે વાતો ઉતારવા ઇચ્છુ છુ તેઓ કહે છે કે જલોદરમા અગ્રાત વ્યાધાત થાને ઉ ર ગુહા (Peritoneal cavity)માં પાણી ભરાય છે અને સામાન્ય રીતે યકૃતના સંકોચ પછી આ સ્થિતિ થાય છે આ રોગને તેઓ અસાધ્ય માને છે અને જલોદરના દરદીઓને ાન ર મિત્રો નિરાશ થઈને છોડી દે છે સંગાથામા આ ાણે નાનામા નાનો ભાઇ પણ જલોદરના ઘન દરદીઓને સુધાર્યાનો ગર્વ તો ખુશીથી કરી શકે સાધારણ રીતે આ દર ઉપર આપણે પપડી આપીએ છીએ અને તે પણ ક્રમ વૃદ્ધિ હાનિ માત્રામા જે ઉપગત રસપર્પટી સ્વર્ણપર્પટી લોહ પપટી પચામૃતપપટી અને વિજયપપટી વપરાય છે આમાથી કોઈ પણ પર્પટી વાપરનારને નીચેની સૂચના કરવી જોઈએ પપડી લેનાર દરદીએ ટાઢ ઠી હવાનો ઝપાટો સૂર્યનો આકરો તાપ ક્રોધ અથવા ાદુ ચિંતનથી દૂર રહેવુ જોઇએ પથ્યમા નિયમિત રહેવુ અને સખત મહેનત કે વ્યાયામનો ત્યાગ કરવો જોઈએ આખા શરીરે શીતળ જળથી સ્નાન ન કરવુ જોઈએ પથ્યમા આ રીઅ દુધ અને ખૂબ ઉકળેલા ભાન પૂરતી સાકર સાથે લેવા તેઠ ો જે અસહ્ય તરશ લા ા તો લીલા નાળીએરનુ પાણી અથવા કાકમાચી (પીલુડી?) નુ પાણી આપી શકાય શરૂઆતની પપડીની માત્રા બે રતિ રાખવી અને ક્રમશ એક એક રતિ વધારતા દશ રતિ સુધી પોચાડવી અને પાછી તે એ રતિ માત્રા ઘટાડતા મૂળ બે રતિની માત્રા સુધી પોચી વુ આ રીતે ક્રમ વૃદ્ધિ હાનિવાળા પપટીના પૂરા પ્રયોગ માટે એકવીસ દિવસ જોઈએ અને મોટા ભાગના દરદીઓ આટલા વખતમા સુધરી જશે

અહીં મારે એક વાત કહેવી જોઈએ સંગાથામા અમે અગ્નિમાન્દ્યવાળા જલોદરના દરદીને પપટી આપીએ છીએ પ ા જલોદરના દરદીને સખત મ ઞ્ચાત હોય તો પુનર્નવાસ્ટકપાચન નવાયસલોહ પચામૃતલોહ મડૂર પુનનવા મડૂર અને ો જાતના ઔષધો આપીએ છીએ

જલોદરચિકિત્સામાં પાણી ાઢી નાખવાનો વિધિ (Paracentesis કે tapping) તો પાશ્ચાત્યોને તેનું સ્વપ્ન ણ આવ્યા પહેલા આયુર્વેદીયોના જાણવામા હતો જેમ પશ્ચિમમા જ મ્યા પહેલા ઈરાનીતાલોનો વિચાર જ ક્યો હતો સુશ્રુત ચિકિત્સાસ્થાન (અ ૧૪ શ્લોક ૨૨થી ૨૪) ોલો રના રેખીંગનો ઉદ્દેશ આપ્યો છે નાભિની બાધી ડાબીમા મધ્યથી ચાર આગળ નીચે ઉ રમા વ્રીહિમુખયત્રથી અગુષ્ઠો ર જેટલો વાસો છે પાડવો અને તેમા કલાઈ કે ીઝ એવી ધાતુની બનાવેલી બે મોઢાવાળી નળી દાખલ કરીને ઉ ર ગુહામાથી

ખરાબ પાણી કાઢી લેવુ નળી સુતુત હે છે કે બધુ પાણી ન કાઢી નાખવુ કારણ કે એથી વ્યાપત્તિ થવાનો વખતે મરણનો ભય છે

અહીં આપણે હી રાખીએ કે વ્રીહીમુખ યત્ર એ આધુનિ ascites trocar and cannulaનુ આદિરૂપ છે વળી મારે એ પણ કહેવુ જોઇએ કે પાશ્ચાત્યો ઉપર પારાની સિદ્ધ (Synthetic) બનાવટો જેવી કે Salyrgan અને Nava ural જે જળોદરની ચિકિત્સામા ઉત્તમ મૂત્રલ સિદ્ધ થઈ છે તે માટે ચોક્કસ આયુર્વેદ જાણી છે પર્પટીની મહા શક્તિથી જર્મન ઔષધ બનાવનારાઓ પ્રતિ થઈ ગયા અને તેઓએ ઉપર કહેલી મે દવાઓ પુષ્કળ શોધખોળ કરીને શોધી કાઢી[1] એ દવાઓ ખરેખર ભારે મૂત્રલ છે પણ એથી લાલાસ્રાવ વગેરે ખરાબ અસર પારાથી થાય છે જ્યારે પર્પટીના ઉપયોગથી એવુ કશુ બનતુ નથી

(૬) ગ્રહણી—આ રોગને જુના મન્દાગ્નિ અથવા Tabes Mesenterica સાથે સરખાવી શકાય આ રોગમા પહેલા આપણે વત્સકાદિ ક્વાથ પીયૂષવલ્લી મ ઉદરામયોક્ત સર્વાંગ સુન્દર બહત્ લવંગાદિ મહારાજ નૃપવલ્લભ ગ્રહણી પાટ વગેરેનો ઉપયોગ કરીએ છીએ આ દવાઓથી જો ગુણ ન થાય તો રસપર્પટી અથવા સુવર્ણપર્પટીનો ઉપયોગ કરીએ છીએ સાધારણ રીતે ગ્રહણી રોગમા પણ જનો ર પડે ક્રમ વૃદ્ધિ હાનિ માનામા ઉપયોગ કરીએ છીએ કેટલાક વૈદ્યો બે રતિની ચાલુ માત્રામા પર્પટીનો ઉપયોગ કરે છે આમા પાણી અને મીઠાના પ્રતિબંધ જેવો સખ્ત પથ્ય નિયમ નથી અને પર્પટી સાથે બીજી દવાઓ વાપરે છે

(૭) **આમ વાત પાશ્ચાત્ય વૈદ્યના Acut rheumatic fever** સાથે આમ વાતને ખુશીથી સરખાવી શકાય બેયમા પીડા સાથે તાવ હોય છે સાધાઓમા સોજો હોય છે અને તે સોજો એક સાધામાથી બીજા સાધામા ફરે છે મોટાના સાધાઓ વધારે પકડાય છે મહ હૃદયની અસર પણ હોય છે જેને પરિણામે હૃદય ઉપર કાયમ અસર થાય છે

રોગ વિજ્ઞાનની દૃષ્ટિએ આમરસ વધારે પડતો એકઠો થવાથી આમ વાત થાય છે દરદીના દરદવાળા ભાગ કે ભાગોને જોવાથી આ વસ્તુ તરત દેખાશે અને એ કારણથી જ આપણે આમરસને બહાર કાઢી નાખવાની તથા પાચનની ચિકિત્સા કરવી જોઇએ શરૂ આતમા અમે રાસ્નાસપ્તક ક્વાથ બૃહત્ વાત ગજાંકુશ લક્ષ્મી વિલાસ રસ બાણરસ વૈશ્વાનર ચૂર્ણ મન્મથ વગેરે દવા આપીએ છીએ [ રસ પછી રસમાણ કે લક્ષ્મી વિલાસને બદલે રસોનપિંડ અને યોગરાજ ગુગળ શરૂ કરીએ છીએ તેમ જ રાસ્નાસપ્તકને બદલે રાસ્ના દશમૂલ ક્વાથ આપીએ છીએ રસ મ નાતુકા (?) અથવા મરવાની છાલ આદુ અને ચોખાનો લેપ એકત્રી સૂજેલા ભાગ ઉપર લગાડવાથી સોજો અને પીડા ઓછા થશે દરદીને શરદી ન લાગવા દેવી જોઇએ અને તેણે ગરમ પડામા લપેટાઈ રહેવુ જોઇએ દરદીને ગરમ પાણી પીવા આપવુ એરંડીયા તેલથી કે બીજીથી રેચ માફક લાવવો પછી સ્વ પર્સિદના ગુગુળનુ સારી અસર કરે છે હૃદયરોગનો જો ઉપદ્રવ થાય તો

[1] આ હકીકત યથાર્થ હોય તો મારા મતે અભિમાન લેવા યોગ્ય નહિ પણ શરમાવા યોગ્ય છે કારણ કે એટલા વખતમા પર્પટીના શોધક રસ શાસ્ત્રીઓના વારસ એવા આપણે શું કર્યુ?

વઝી આ કિ

विकारनामाकुशलो नजिह्रीयात्कदाचन ।

ઉપના વિચારના અનુમોદનમા એમ બે ખના દુ આપુ છુ પા ાાત્ય વૈદ્યમાનુસાર યનોરીનર નામનો એક તાવ છે જેમા તાવ ાળી ઉલટી વમમેદ (એ બ્યુમીનુરીઆ) અને ગેક જાતનો કમળો એટલાં લક્ષણો હોય છે પહેના આ તાવ વેસ્ટઈ ીઝ અને દક્ષિણ અમેરિકામા થતો હતો પણ હાનમા એ રોગે હિંદુસ્તાનના મીનારા સુધી પાશ્ચાત્યોના કહેવા પ્રમાણે ગેરાપ્નેનમા મુસાફરી કરી છે મારૂ વક્તવ્ય એ છે કે કાય યનોરીનગનો કોઈ દરદી આવે તો એની પણ આપણે આપણી રીતે ચિકિત્સા કરી શકીએ ત્રીજુ આપણી શાસ્ત્રીય વાતોને લોકપ્રિય બનાવવા માટે મા ટૌનધીના ભાવો ગની શકે તેવા ઓછા કરવા જોઇએ જેથી તે વેગેરે પોચી શકે તેવા આ માટે આયુર્વેદિક કારખાનું ઉભા નાના મતનો છુ પણ એને પૈસા કમાવાનુ સાધન ન બનાવતા એનો લાભ જનતાને મળે એ આ કારખાનાના ડાયરેક્ટરોએ જોવુ જોઇએ

(૪) આ તણા એલોપથિક ભાઈઓ આપણી મદદ માગે ત્યારે એ મદદ આપવામા આપણે સંકોચ ન રાખવો જોઈએ કેટલાંક આયુર્વેદિક ઔષધોના ટીંક્ચરો તથા એક્સ્ટ્રેક્ટો ફાર્માકોપીઆમા ખના ર્યા છે ગે મને પણ છે આપણી ચિકિત્સા પદ્ધતિની જાહેરાત કરવા માટે આપણે રસ વીર્ય વિપાક અને પ્રભાવ સાથે આપણા ઔષધોના અસરકારક તત્વો શોધી ાઢી એલોપથિક દાક્તરો આગળ રજુ કરવા જોઇએ જેવી જરૂર પ ના તે પણ એ વાતોને વાપરી શકે પણ આયુર્વેદિક દવાઓનો ઉપયોગ રતા તેઓએ એ ઔષધોના રસ વીર્ય વિપાક અને પ્રભાવ સમજી લેવા જોઈએ અને આયુર્વેદિક રીતે રોગનુ નિદાન રવુ જોઈએ એમ કરવામા આવશે તો આયુર્વેદ શાસ્ત્રોની ગમતાળુ અસર સિદ્ધ થશે વળી આપણુ પથ્યાપથ્ય મઠ પેયા વિલેપી વગેરે પ ન રીઓની બાબતમા સમૃદ્ધ છે અને એલોપથિક દાક્તરે પથ્યની સૂચના કરતા પહેલા પોતાના આયુર્વેદિક ભાઈની સલાહ લેવી અથવા જાતે આયુર્વેદિક પથ્યાપથ્યના મુળતત્વો સમજી લઇને પછી દરદીને પથ્યની સૂચના આપવી મારા એલોપથિક ભાઈઓને મારી વિનતી છે કે જે આયુર્વેદિક વાતોથી પોતાની ફાર્માકોપીઆને સમૃદ્ધ કરવાને બદલે તેઓએ પોતાનુ દષ્ટિબિંદુ ફેરવવુ અને આયુર્વેદિક વ વાપરતા નતે આયુર્વેદીય થાય જેવુ હિંદુ ધર્મ પેઠે આયુર્વેદ પણ સર્વગ્રાહી છે અને દુનિયાનો કોઇપણ વર્ગ મનાય તેને લાભ લઇ શકે છે શાસ્ત્રમા કહ્યુ છે કે—

आयुर्हिताहितं व्याधेर्निदानं शमनं तथा ।
विद्यते यत्र विद्वद्भिः स आयुर्वेद उच्यते ॥

મિત્રો ઉપર મે આતુર વિષય મારા વિચારો કહ્યા છે આતુરને આપણે કઈ રીતે બચાવી શકીએ અથવા વ્યાધિ દુઃખના સમયમા એના શરીરની શી રીતે રાખી શકીએ તથા આતુર કઈ રીતે એ ાનમા ઉપયોગી થાય તેનું વર્ણન કર્યુ છે હુ એવા દિવસનુ સ્વપ્ન જોઈ રહ્યો છુ કે જ્યારે પ્રાચીન ાળ ની કે આયુર્વેદ ફરી પોતાની જમાવટ કરે અને આયુર્વેદીઓ વધારેમા વધારે સખ્યાના લોકોનુ વધારેમા વધારે ભલુ કરે એટલુ જ નહિ પણ પરદેશીઓ આયુર્વેદની જન્મભૂમિ પાસથી એ શાસ્ત્ર શીખવા માટે આપણા દેશમા આવતા

હોય, જ્યારે આયુર્વેદની મશાલ ધરનારાઓને પરદેશોમાં પોતાની વિદ્યાના અમૂલ્ય ધન વિષે પ્રકાશ આપવા માટે આમંત્રણ આપવામાં આવતા હોય મારા મતે એ બહુ દૂર નથી આપણે એ વિષમને યોગ્ય રીતે ઠવીએ અને આવા દૈવી પૂર્વજોના નાગમ તરીકે ગૌરવ ધારણ કરીએ છેવટ આ સભાના પવિત્ર નામ સભાપતિ તરીકે ઋષિના શબ્દો મને ગાવા દીઓ —

नगरी नगरस्येव रथस्येव रथीयथा ।

स्वशरीरस्य मेधावी कृत्येष्ववहितो भवेत् ॥

ચરક શ્લોક સ્થાન અ ૫.

---

# શતાવરી

( લેખ વૈદ્યરાજ ન્હેટસિંહજી વીભાજી જાડેજા ( મુ ખારશીઆ )

શતાવરીના વેલા સર્વત્ર હિંદુસ્તાન મધ્યિયાદ્રાકમાં ઠેકઠેકાણે થાય છે તે સિદ્ધ ઓષધી છે તેમાં અમોઘ ઔષધિ તત્વના ગુણ રહેલા છે પાદર વાડા ખેતર નદી નાળાના કેડા આદીના વચમાં સુવાની ભાજીના પાન જેવા મોટા પાન હોઈ કોમળતાવાળો તેનો વેલો વાના મોજથી ઝુલતો રમણીકતાથી સૌને આકર્ષિત થયો હોય ને આમંત્રણ આપતો હોય તેમ હાવભાવ રૂપ જણાય છે તેમાં એ વકારો હોય છે તેના મુળ તે શતાવરી છે તેના મુળમાં બો વાથી ગરમગની માફક હજારો મુળના ઝુંડા નીકળે છે તે મુળની વચ્ચે દોરી સુતરી જેવો દોરો તાતણો હોય છે તેના ઉપરથી પાતળી પીળાશ લેની છાલ કાઢ્યે સુકવવાથી ઉતરી સફેતાઈવાળા મુળ તે શતાવરી છે તેમાથી દોરો કાઢી ઉપયોગમાં લેવાય છે તેના નામ તથા ગુણ શતાવરી બહુ સુતા ભીરૂ ઇંદીવરી વરી નારાયણી શતપદી શતવીર્યા પિવરી આ નામો છે બીજી જાત મહાશતાવરી તેના નામો સહસ્ત્રવીર્યા હેતુ રુષ્યા મહોદરી એ શાસ્ત્રોના નામ છે

એના ગુણ શતાવરી ભારે શીતળ કડવી મધુર રસાયનરૂપ બુદ્ધિવર્ધક દીપન પૌષ્ટીક સ્નિગ્ધ નેત્રને હિતકારી અને ગુલ્મ તથા અતિસાર ને મટાડનારી વીર્યવર્ધક ધાવણ વધારનાર, બળવર્ધક વાયુ પિત્ત રક્તસ્ત્રાવ તેને મટાડે છે મહાશતાવરી બુદ્ધિવર્ધક રસાયન રૂપ વીર્યવર્ધક જ્વર ગ્રહણી તથા મણ ગુમડા ને નેત્રરોગોને મટાડનાર છે

જુદી જુદી રીતે પર તેના ઓષધ તરીકે ઉપયોગ

૧ ધાતુપુષ્ટી થવા માટે શતાવરીનું ચૂર્ણ રૂા ॥ ભારે ગાયનું દુધ શેર ના અરધ તેમાં કેશર તથા સાકર પ્રમાણસર મેળવી જરા ગરમ રાત્રીએ પીવાથી એક માસભર પ્રયોગ રાખવાથી ધાતુનીપુષ્ટતા સાથે શક્તિ પ્રાપ્ત થાય છે

૨ ધાવણ વધારવા માટે શતાવરી લીલીનો રસ ગાયના દુધમાં સવારે રૂ ૧॥ ભાર લાગલાગટ માસભર પીવાથી સ્તનમાં દુધ વધે છે

૩ કેશ વધારવા માટે શતાવરીના મુળ લીલાતાજી તેનો રસ માથાના વાળમાં ભરી માથા પર લુગડું બાંધી રાત્રીએ સુઈ રહેવુ સવારે માથુ ધોઈ નાખવુ એમ પ્રયોગ કરવાથી લાંબા ગજ ગજના વાળ વધે છે

૪, શિતળાના મરજ ચાલતા હોય તેના આગમથી બચવા માટે શતાવરીનો રસ શરીરે ચોળી ઠંડા પાણીએ નહાવુ ને સવાર સાકર મેળવી રસ રૂ ॥ ભાર થી એક ભાર પીવાથી મુક્ત રહેવાય છે

# આ માસિકના ગ્રાહકો અને લેખકોને સૂચના

(૧) ગ્રાહકોને જણાવવાનુ કે જાન્યુઆરી અંકથી આયુર્વેદ વિજ્ઞાનનુ ૨૨ મુ વર્ષ શરૂ થાય છે નવા થનાર ગ્રાહકો જો લવાજમના પૈસા મ ઓ થી મોકલશે તો તેમને અંક ઓછે ખર્ચે તરત મળશે

(૨) વર્ષની અધવચથી ગ્રાહક થનારાને પણ વર્ષની શરૂઆતથી જ ગ્રાહક થએલા ગણી લઈને જાન્યુઆરી માસથી જ બધા અંકો મોકલી આપવામા આવે છે

(૩) ગ્રાહકોના સરનામા અધુરા હોય કે બદલ્યા હોય તેમણે પૂરૂ કે બદલેલુ સરનામુ તરત મોકલી આપવુ જેથી અંક ગેરવલ્લે ન જાય આ બાબતમા ગ્રાહકની ભુલ હોવાથી અંક પાછો આવશે તો ફરીથી તે અંકનુ પોસ્ટેજ ગ્રાહકને શિર રહેશે માટે સરનામુ પૂરૂ તથા બદલ્યુ હોય તો બદલેલુ સરનામુ તરત મોકલી આપવુ

(૪) ગ્રાહક થવા સબધે કે અંક મેળવવા સબધ સઘળો પત્રવ્યવહાર વ્યવસ્થાપક "આયુર્વેદ વિજ્ઞાન" આદિત્ય મુદ્રણાલય, રાયખડ અમદાવાદ એ સરનામે કરવો

(૫) આ માસિકના લેખકોએ પોતાના લેખો કે માસિકમા આવતા લેખો સબધે પત્રવ્યવહાર તત્રીને સરનામે કરવો

(૬) જાહેર સાયબ્રેરીઓ માટે વાર્ષિક લવાજમ માત્ર રૂ ૧-૮- રાખવામા આવેલ છે

(૭) આ માસિકમા પોતાના લેખો માટે તે તે લેખના લેખકો જવાબદાર છે

(૮) આ માસિકના લેખોને અને ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્ક્સ ની ની વ્યાયનીતિ (policy) ને કશો સબધ નથી

---

## !! ખાસ લાભ !!

આયુર્વેદ વિજ્ઞાનની ૧૯૮૦-૮૧-૮૨-૮૩-૮૪-૮૫-૮૬-૮૭-૮૮-૮૯-૯૦-૯૧-૯૨-૯૩-૯૪ એમ ૧ વર્ષની જુદી જુદી વગર બાંધેલી ફાઈલ ફક્ત રૂ ૧-૮-૦ થી મળશે

લખો

પાછલા વર્ષની ફાઈલો માટે ઝંડુ ફાર્મસીને, મુ બઈ ૧૪

ચાલુ વર્ષના અંકો માટે વ્યવસ્થાપક-આયુર્વેદ વિજ્ઞાન

ઠે આદિત્ય મુદ્રણાલય, રાયખડ-અમદાવાદ